# બાર કે પોબાર?

લખનાર:—મી૦ પેસ્તનજી ફિરોઝશાહ કાપડિયા,
બી. એ., બી. ઈ., જે. પી.

તે "ખુદાને ખબર," "કરમની કહાણી," "પ્યારને ખાતર," "સુખિયારી કે દુઃખિયારી," "સતના સાથી," "બુરખામાં બુલબુલ" વિગેરેના કર્તા.



મુંબઈ,

જેહાંગીર બી. કરાણીના છોકરાઓ,
પુસ્તકો વેચનાર તથા પ્રગટ કરનાર,
૨૨૦-૨૨૨, પારસી બજાર, કોટ.



મરહુમ શેઠ નસરવાનજી રૂસ્તમજી મિસ્ત્રી.

| જનમ- | મરણ- |
| --- | --- |
| તા૦ ૨ ૭ નવેમ્બર ૧૮૬૩. | તા૦ ૯ મી સપટેમ્બર ૧૯૨૬. |

## સ્વર્ગની શાંતિમાં સુતેલા

મારા પિતા સમ વ્હાલા મુરબ્બીજી

## શેઠ નસરવાનજી રૂસ્તમજી મિસ્ત્રી,

"જામે જમશેદ" માં આ મારી વાર્તા "બાર કે પોબાર"
પુરી થાય તે આગમચ અનેક ભલાઇથી ભરપુર
તમારી નિર્મળ અશો જીંદગી નધારેલી
ખતમ થઇ ગઈ! અફસોસ!

નજદીક દુરના તમામ સગાંવ્હાલાંઓને હેતથી સાચવનાર–
સર્વ કુટુંબીઓને પોતાનાજ માનનાર–મને એક જમાઇ
નહીં પણ પેટના દીકરા તરીકે વર્ષો સુધી ગણનાર

**બ્હેસ્તનશીન નસરવાનજી!**

મારાં ગમગીન અંતઃકરણમાં ઉભરાતા અનેક અહેશાનોની
એક અદના ઇધાની તરીકે આ મારી વાર્તા
તમારી પવિત્ર યાદમાં ભીંજાયલી
આંખો સાથ અર્પણ
કરૂં છું.

લી૦ તમારો તાબેદાર દુઃખિ બેટો.

**પેસી.**

# બે બોલ.

"બાર કે પોબાર"ના લેખક ભરૂચના વતની છે. એમના પિતાશ્રી ત્યાંની અંગ્રેજી સ્કૂલમાં ઘણા વરસ પર શિક્ષક હતા, તેથી મારા જેવા ઘણા ભરૂચના વતનીઓએ પીરોજશા કાપડીઆના હાથ તળે શિક્ષણ લીધેલું. ભરૂચના વતની પારસી—એટલે મુંબઇનું પારસીસઈ ગુજરાતી નહિ પરંતુ ગુજરાતનું હિંદુસઈ ગુજરાતી જાણનાર પારસી. મારા જેવાઓ હજુ ઘણા પીરોજશા માસ્તરનો ઉપકાર માની રહ્યા છે અને તેથી તેમના પુત્રની માગણી સ્વીકારવી એ એક રીતે તેમના ઉપકારનો કાંઇક બદલો વાળવાનો પ્રયત્ન. વિશેષ પોતાના ધંધામાં મચ્યા રહેલા હોવા છતાં પોતાની આવડત અને શક્તિ તેમજ દ્રષ્ટિબિંદુ મુજબ ગુજરાતી સાહિત્યની સેવા કરવા જે તત્પર હોય તેને નિરાશ ન કરતાં ઉત્તેજન આપવું જોઇએ એવી મારી માન્યતાને લીધે પણ મ્હેં ભાઈ પેસ્તનજીને આ "બે બોલ" લખી આપવાની હા કહી. એમનાં આગલાં બે પુસ્તકો "ખુદાને ખબર" અને "કરમની કહાણી"ની પ્રસ્તાવના એમણે બે પારસી ગૃહસ્થો પાસે લખાવી છે. પહેલી એક **પુરેપુરા** પારસી લેખક ભાઈ પી. જા. મ. પાસે અને બીજી **અડધા** પારસી અને **અડધા** હિંદુ ભાઈ શાપુરજી કાવસજી હોડીવાળા પાસેઃ ત્રીજી મારા જેવા **પુરેપુરા** હિંદુ પાસ લખાવવાની એમની ઇચ્છા થઈ. અનુક્રમે મારો નંબર બરાબર છે એમ ગણી કબૂલ રાખી.

હાલમાં કેટલોક વખત થયા અંગ્રેજીમાં જેને Light Literature અને ગુજરાતીમાં "હળવું સાહિત્ય" કહે છે તે ઘણી ઝડપથી ગુજરાતી સાહિત્યમાં પસરવા માંડયું છે. સાહિત્યની એ શાળા અંગ્રેજીનું અનુકરણ છે. શરૂઆતમાં એ સાહિત્યે ભાષાંતર રૂપે દેખાવ દીધો, ત્યારબાદ Adaptation રૂપે જારી રહ્યું. Adaptation એટલે બીજા દેશની રહેણીકરણી આપણા દેશને લાગુ પાડી, બીજા દેશના રીતરિવાજોમાં જરૂરી ફેરફાર કરી આપણા દેશના રીતરિવાજોને મળતા બનાવી, અસલ પુસ્તકના બનાવોનું રૂપાંતર

કરવું તે. આવી રીતની ઘણી વાર્ત્તાઓ પારસી ભાઇઓને હાથે બહાર પડી છે. મરહુમ કેખશરૂ નવરોજી કાબરાજી એ બાબતમાં એક્કા હતા. પરંતુ એવી બધી વાર્ત્તાઓ માત્ર એકજ વાર્ત્તાના અસલ પુસ્તકપરથી રચાએલી હતી. મી૦ પેસ્તનજીએ નવો માર્ગ શોધી ત્રણ ચાર વાર્ત્તાઓના વસ્તુનું મિશ્રણ કરી આ એક વાર્ત્તા લખી કાઢી છે. તેઓ તેમ કરવામાં કેટલે દરજ્જે ફતેહમંદ થયા છે તેનો ખ્યાલ તો એમના વાંચક કરશે, પરંતુ એટલું તો કહી શકાય કે વાર્ત્તાના રસમાં આ નવી પધ્ધતિ દાખલ કરવાથી કોઈ રીતની ઉણપ આવતી નથી.

એમની વાર્ત્તાનાં પાત્રોમાં જર ને મેહરાં જેવી ગામડામાં જીંદગી ગુજારતી છોકરીઓને એમણે ઘણું મહત્વ આપી, મુંબઇની પારસી અબળાઓને એક નમૂનેદાર ધડો આપ્યો છે, તે બાબત ખાસ નોંધવા જેવી છે.

ભાષાની જે જે ખામીઓ પી. જા. મે. કાઢી છે તે તે હજુ કાયમજ લાગે છે. "રકમરકમ" (એટલે સંખ્યાબંધ) એવાએવા ઘણા શબ્દો વારંવાર વપરાયાજ (Repeat) થયાજ કરે છે. વળી કોઈ હિંદુની કલમથી ન લખાય એવા ભૂલ ભરેલા શબ્દો પણ નજરે પડે છે દાખલા તરીકે "ચિલ્લો ચહડી ગયો"–(પૃષ્ઠ ૧), "હાંફ્રો હુંફ્રો" (પૃ. ૨: હાંફળા ફાંફળાને બદલે) "અપજાર" (પૃ. ૩), "ભડકણ ભરાઈ ગયું" (પૃ. ૪). પરંતુ જો એવું શુધ્ધ હિંદુ સઈ ગુજરાતી એઓ લખે તો એઓ પારસી મટી હિંદુ થઈ ગએલા કહેવાય. માટે એક પારસીની કલમથી કુદરતી રીતે–સ્વાભાવિકપણે–જેમ લખાઈ જાય તેમ એમણે લખ્યું છે. "ઓ'જીયો" (પૃ. ૫) "અનીખના તારા તોડયા" (પૃ. ૬), "સડકણો" (પૃ. ૭) એવા એવા ખાસ પારસી પ્રયોગો એમાં ઠેકઠેકાણે નજરે પડે છે.

મુંબઇના પારસી સંસારમાં ઘણા અંગ્રેજી રીતરિવાજો દાખલ થઈ ગયા છે. પરંતુ હું નથી ધારતો કે રાંદેર જેવા ગામડામાં પારસીઓ અંગ્રેજોની માફક મેજ પર બેસી હમેશા ખાતા હોય; અને કદી તેમ પણ કરતા હોય તોપણ મારી ખાત્રી છે કે વિલાયતમાં નાસ્તાની ટેબલપર સવારમાં કુટુંબના દરેક માણસની જમવાની રકાબી પાસે તેના સરનામાના ટપાલમાં

આવેલા કાગળ મૂકી રાખવાનો જે રિવાજ છે તેવો રાંદેર કસબાના પારસીઓમાં હોય. છતાં પાને ૧૨૦ મે જોશો તો હીરજીભાઇને એવીજ રીતે ટપાલમાં આવેલો કાગળ મળેલો અને જરની રકાબી આગળ તેનાપરનો ચાંદણુબાઇનો કાગળ પણ પડેલો તેના જોવામાં આવ્યો. Adaptation કરવા જતાં આવી આવી ન્હાની બાબતોમાં ગફલત ખાઈ જવાય છે, અને તેથી પુસ્તક અસલ નથી પણ નકલ–રૂપાંતર–છે એમ પરખાઈ આવે છે. આશા છે કે એમની ભવિષ્યમાં લખાવાની વાર્તાઓમાં મી૦ પેસ્તનજી આવી નજીવી બાબતો પર પણ પૂરતું લક્ષ આપશે.

**કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી.**

મુંબઈ તા૦ ૧૯ મી ઓગસ્ટ ૧૯૨૯.



# —"બે બોલ" પર વધારો—



પારસી વાર્તાઓના કદરદાન વાંચકવર્ગને હું પ્રથમજ જણાવી દઉંછું કે નથી હું એકાદ મહાન કલમકસ યા નથી હું કોઈ "આગલી હરોળમાં" બીરાજતો પ્હેલી પંક્તીનો પંકાયલો પારસી વાર્તાનવેશ! મારા કેટલાક પારસી બીરાદરો સમાન કલમ સાથ વખત બેવખત ચેડાં કહાડવાનો મને પણ અભ-ખરો થઈ આવે છે જેના પરિણામમાં બાજે વખત કાંઈ અંગત ભોગ આપીને પણ સાહિત્યના ક્ષેત્રમાં કુદકા ભુસ્કા મારવા હું યાહોમ ધસી પડુંછું!

મારી મિસ્કીન કલમે લખાયલી લગભગ સાત લાંબી વાર્તાઓમાંથી આ ત્રીજી વાર્તા પુસ્તાકાકારમાં પ્રકટ થાય છે જે સારૂ પરમ કૃપાળુ પરમેશ્વરની જનાબમાં નમન કરી હું મારૂં સર ઝુકાવું છું. અત્યાર આગમચ બહાર પડેલી મારી "ખુદાને ખબર" અને "કરમની કહાણી" ને મહેરબાન વાંચકોએ હેતવંતો આવકાર આપ્યો છે અને આ મારી લાડકડી વાર્તા "બાર કે પોબાર" ને તેજ પ્રકારનો સત્કાર મલશે તેમ માની લેવાની મારી ગુસ્તાખી સારૂ હું દરગુજરી ચાહુંછું.

બરાબર ત્રણ વર્ષપર આ મારી વાર્તા "બાર કે પોબાર" પારસી-પ્રિય "જામે—જમશેદ" પત્રમાં કટકે કટકે છપાઈ હતી. મારા સદાના ખયરખાહ અને માનવંત મિત્ર ભાઈ પીજામને આ મારી અદના વાર્તા એટલી પસંદ પડી હતી કે જાણીતા કળાકુશળ મી૦ ધુરંધર પાસે વાર્તાના પાત્રોને પેશ પડતાં ચિત્રો ખાસ દોરાવી "જામે" ના ખરચે પત્રના લગભગ દરેક અંકમાં અકેક ચિત્ર રજુ કરવામાં આવ્યું હતું. પોતાના ખરચે વાર્તા ચિત્ર-યુકત બનાવવાના અનુપમ માનની નવાજેશ માટે હું "જામે-જમશેદ" પત્રનો ઉપકારી છું.

આ વાર્તાના પ્રકટ કરનારની વાંચકો સહિત પીછાન કરાવવાની હું જરા પણ જરૂર જોતો નથી. કોટમાં વોરા બજાર સ્ટ્રીટમાં આજે દાહેકાઓ થયાં એક નાની દુકાનમાં બ્હોળો ધંધો કરતા પ્રખ્યાત "જાંહગીર કરાણીના

છોકરાઓ" વાળા ભાઈ માનેકશાહ કરાણીને આજે કોણ ઓળખતું નથી? ચોપડીઓ વેચનાર અને બહાર પાડનાર તરીકે આજે એમનું નામ એક "ઘરગતુ શબ્દ" થઇ પડયો છે તે વિષે કશો પણ સંદેહ ન હોઈ શકે. ગરીબડા "હયરત"ની અદના કલમપર માનેકશાહબાનો થોડો ઘણો મોહ છે તે હું માનું છું. આ સાહસિક અને ગણત્રિબાજ શેઠયા સાથ પ્હેલવ્હેલ્લું કામ પાડવામાં મને જે ખુશાલી પ્રાપ્ત થઇ છે તેમજ જે અચ્છો અનુભવ મલ્યો છે તે હું પૂરેપૂરા શબ્દોમાં દર્શાવી શકતો નથી. વાંચકોના હાથમાં શોભી રહે એવું ફાંકડા લેબાસવાલું અને અત્યાર આગમચ પ્રકટ થઇ ચુકેલાં મારા વાર્તાના પુસ્તકોની જોડમાં કોઇ પણ રીતે વેગળું ન પડી જાય તેવું પુસ્તક બહાર પાડવાની મારી અભિલાષા અને ઇચ્છામાં એ ભાઇએ કશી પણ દખલગીરી કરી નથી તે માટે હું એમનો ખાસ આભાર માનું છું. પુરતા પૈસા ખરચવામાં માનેકશાહે કશી પણ કચાસ રાખી નથી. ઉંચ હુન્નરમંદીથી તૈયાર કરેલી લગભગ ચોવીસ ચિત્રોવાળી આ ચોપડી તેનો પુરાવો છે. બુજ જાણનાર વાંચકો ભાઈ માણેકશાહની આ સાહસિક અને ખર્ચાળુ કોશિષની સંપૂર્ણ કદરસનાશી કરશેજ.

દિવાન બહાદુર કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરીએ આ વાર્તાનો દીબાચો લખી મને ઘણો ઉપકારી કીધો છે. આ વેળા મારે તો કોઈ પ્રખ્યાત હિન્દુ લેખક પાસેજ મારી વાર્તા સારૂ "બે બોલ" લખાવવા હતા. એ મારી ઇચ્છાને વાંચક-વર્ગ ભલે હુંપણું ગણે; પરંતુ, સ્મોલ કોઝ કોરટના માજી કાબેલ ચીફ જજ—હાઇ કોરટનું ન્યાયાસન દીપાવી ચુકેલા માજી જસ્ટીસ સાહેબ—અને સાહિત્યના શણગાર સમાન ગણાતા પ્રખ્યાત સાક્ષર દિવાન બહાદુર કૃષ્ણલાલ ઝવેરી પાસે "બે બોલ" લખાવવામાં હું એક કેવી કાતિલ કસોટીમાંથી પસાર થનાર હતો તે ભયનો પૂરેપૂરો ખ્યાલ મને પ્હેલેથીજ આવ્યો હતો! હું જરીક ગભરાયો પણ ખરો; અને આ વિદ્વાન હિન્દુ લેખકનો દીબાચો મારા હાથમાં જ્યારે આવીને પડયો ત્યારેજ તે વાંચી જતાં મેં છુટકારાનો એક ઉંડો શ્વાસ ખેંચી લીધો. એક શિક્ષા ગુરૂની સખ્ખત સોટીનો માર ઝીલવા સારૂ મેં તો મારો બરડો સખ્ખત કરી રાખ્યો

હતો પણ આ સાહિત્ય શિરોમણી શેઠીઆએ મારી ચોપડીમાંથી માત્ર થોડીજ "નજીવી" ખામીઓ દેખાડી છે તે માટે હું સંતોષીજ છું. રોજીંદી અન્ય રોકાણો છતાં શેઠ કૃષ્ણલાલ ઝવેરી જેવા એક ગૃહસ્થ મારા જેવા એક અદના પારસી વાર્તાનવેશની નકલકથાનો દીબાચો લખી આપે તે હું ખચ્ચિતજ એક મોટું માન સમજું છું. એમણે ઉઠાવેલી તકલીફ માટે તેમજ મારા મુરબ્બીજી પિતાશ્રી સારૂ લખેલી પ્રસંશા સારૂ હું એમનો ખાસ ઉપકાર માનું છું.

દિવાન બહાદુરની નુકતેચીનીનો કાંઇક રદયો આપવાની મને જરૂર જણાય છે.

શેઠ કૃષ્ણલાલ લખે છે કે "હું નથી ધારતો કે રાંદેર જેવા ગામડામાં પારસીઓ અંગ્રેજોની માફક મેજપર બેસી હમેશાં ખાતા હોય." ગામડેના પારસીવાસીઓ સારૂં આ એક સ્તુતિમય વિચાર હોઇ શકે કે એ સંદેહ ભરેલું છે. પ્રથમ તો મેજપર બેસીને જમવાનો ઐકાધિકાર અંગ્રેજો ધરાવે છે તે માનવાને હું ના પાડીશ. આજે ત્રીસ વર્ષની વાતપર—હું જ્યારે નાનો છોકરો હતો—ત્યારે ગુજરાતના એક કસ્બામાં આવેલા પારસી ખેતીકાર વર્ગના કુટુંબીઓ સાથ મેજપર બેસીજ જમ્યો હતો તે મને હજી યાદ છે. અંગ્રેજોની નકલ કરતાં આ રીવાજમાં સફાઇ સુઘડાઇનો મુખ્ય અંશ સમાયલો છે.

એક બીજી વાત પણ લખી દઉં. નાસ્તાની મેજપર દરેક જણના નામનો ટપાલ તેની રકાબી પાસ ગોઠવવામાં આવ્યો હતો તેવો ઝાંખો પણ ખ્યાલ મેં ૧૨૦) મે પાને દર્શાવ્યો નથી. નાસ્તો જમવાના વખતે સહવારનો ટપાલ આવી પ્હોંચે તે તો સ્વાભવિક હોય; એટલે, ઘરનો નોકર ટેબલપર ટપાલ મેલી જાય યા મેજપર બેઠેલા ઘરના વડા આગળ લાવે તેમાં કાંઈ પણ ખોટું હોઇ શકે નહીં.

એક ત્રીજી વાત અધુરી મેળાય નહીં. બે ત્રણ અંગ્રેજી સંસારી વાર્તાઓમાંથી એક પારસી સંસારને પેશ પડતી નવલકથા ઉપજાવવામાં મેં કાંઇ "નવો માર્ગ શોધી" કહાડયો નથીજ. વાર્તાનવેશ મારા દોસ્ત ભાઇ પીજામ અત્યાર આગમચ આ દિશામાં ફ-તેહમંદ પુરવાર થઇ ચુકયા છે. એવીજ

કાંઇ મેં એક કોશિષ કીધી છે.

છેવટે ગરીબ સેવકપર જેવી મહેરબાની છે તેવી કાયમ રાખવા વાંચ-કોને અરજ કરતાં કહું છું કે સાહેબજી !

લી૦ દુવાગો સેવક,

**પેસ્તનજી ફિરોઝશાહ કાપડયા.**

સી વ્યુ, વરલી,

તા૦ ૨૨ મી ઓગસ્ટ ૧૯૨૯.



# "હચરત"નાં

## બીજાં બે માનિતાં અને રસીલાં નૉવેલો.

**૧. "ખુદાને ખબર !"** (નવી મમ્મા.)

આ રસીલી પારસી સંસારી વાર્તામાં અનેક ચિત્રો આપ્યાં છે. વાર્તાનુ વળું પેચવણુ અને જોરાવર છે. વાર્તા શરૂ કીધા પછી હાથમાંથી મુકવા ગમશે નહીં. **કીં. રૂ. ચાર.**

**૨. "કરમની કહાંણી !"** (નસીબનાં નખરાં)

આ નૉવેલમાં અનેક ચિત્રો આપ્યાં છે. એક કેળવાયલો દ્રઢ મનવાળો જવાન પોતાનાં ખભાંનાં જોરથી કેવો સ્વતંત્ર તથા સાચ્ચો રહી શકે તે પુરવાર કરનારા રસીલા પ્લૉટની આ વાર્તામાં "અંતે ધર્મો જય"ના અચુક નિયમ પ્રમાણે ઘટતે ફેજે પહોંચી પાપી કીડાઓ સંસારનું કેવું કેવું સત્યાનાશ વાળે છે તે કર્તાએ અચ્છી રીતે દેખાડી આપ્યું છે. વાર્તાનાં પાત્રોને તથા વાર્તાનાં વળાંને પોતાની તેજદાર કલમથી મનમોહક બનાવવા તથા ઘટતો ચિતાર યોગ્ય સ્થળે રજુ કરવામાં પુરતી ફત્તેહ મેળવી એક નમુનેદાર રસીલાં પારસી સંસારી નૉવેલ તરીકે આગેવાન જગ્યા લીધી છે—**કીં. રૂ. ચાર.**

# બાર—કે—પોબાર?

## એક પારસી સંસારી વાર્તા.

### પ્રકરણ ૧ લું.

**"આય બૈરીનું તો માથુંજ ખીસી ગીયુંછ!"**

હાકોરદવારની બાજુમાં સાંકડી ગુસ્લી જેવી રોરીનાં આવેલી એક જુની પુરાણી એટ્રી બંગલીના પહેલા માળપરના ઓરડામાં કોઇ ખાંઉકરડું થઇ ગયલી ઓરત પોતાના જીવ સાથ કયારની ફફડચટક કરતી હતી. ઘડીમાં તે અંદર ખુરસીપર ધમ્મ દઇને બેસી જતી તો બીજી ઘડીએ બહાર બારી આગળ દોડી જઈ તેણી અફાડઝીક કરી મેલતી હતી. દેખઇતી રીતે આ મીજાજની તપેલી બાઈ કોઇના આવવાની કાગને ડોળે વાટ જોતી હતી.

અઠ્ઠાવીસ દીવાળી જોઇ ચુકેલી આ મજબુત બાંધાવાળી બૈરીના ભવાં પર ઉંચે વેર ચિલ્લો ચહડી ગયો હતો. ઘડીમાં તેણી ધમધમાટ કરતી તો ઘડીમાં પોતાના મનમાં તરેહવાર બબડતી હતી. પાસે રમતાં નાનાં પીલુસની અને નાકેના ખુણામાં એક ઝોળીમાં રડતાં એક બચ્ચાંની તેને ભલ દરકાર હતી. બીજવાટ—ગોચવાટ—કકલાટ—ફફડાટ! બસ બીજુ કાંહજ નહી.

"મમ્મા, મની ડારલીંગ!" ચાર વરસ કુદાવી ગયલા ભુરી આંખોવાળા તે ગલગોટા જેવા બાબાએ પોતાની માવીતરના ખોળાપર માથું નાખી દઈ કહયું, "મારા પપ્પા હજુ નહી આયા. તમે મારા પપ્પાનીજ રાહ જોવછ કે, મમી?"

"ચાલ ખસી જા મારી આગળથી; મુવો કહારનો મમી–મમી કરી માથું ભેજું ખાઈ ગીયો."

ગરીબ બીચારો નાનો નિર્દોષ પીલુસ ! એ આ કોઇ મા હતી યા કસાઈ ? પોતાની માતાના એકજ ધક્કાથી જમીનપર ધમ્મ દઇને અફળાઇ ગયલા પીલુસનો ડીઓ ભરાઇ આવ્યો. પાંચેક મીનીટ પછી તે ઉઠયો. "ઓ–ઓ–ઓ–ઓ," ઝોળીમાં રડતી પોતાની નાની બેહનને હીંચ નાખતાં પીલુસ બોલ્યો, "માયજી, બુચી રરેછ."

"બુચી રરેછ તો ફોર તારૂં માથું," રોંહસામાં ઉઠી જઇ સામે ભીતપર ટંગાયલાં ઘડીઆળમાં જોતાં તેણી બોલી.

સાડાઆઠ પણ વાગી ચુકયા હતા. મ્હોડાંપર ઘુમટો ચહડાવી દઈ તેણી વળી પાછી બારીએ ટીંગાવા મંડી ગઈ. કાંઈ ગઇગુજરી જીંદગીના અનેક ઉલટસુલટ ખ્યાલોમાં તેનું ચિત્ત ચકભમ થઈ ગયું હતું. પોતાની આગલી કુંવારી જીંદગી સાથે જોડાયલી કાંઇ કમનસીબ કહાણીપર વીચારો દોડાવતાં એ બચ્ચાંની આ માવીતરનો જીવ હાંફળોફાંફળો થઈ જતો હતો. ધિક્કાર અને તિરસ્કારની એક કાતિલ નજર તેણે ઓરડામાં ચોમેર ફેંકી. તે નાના ઓરડામાં ફકત એક નાની સ્વચ્છ ટેબલ સિવાય સઘળી ચીજો વેરવીખેર અને ફુવડ હાલતમાં જણાતી હતી. અફસોસ ! આ અભાગણી ઓરત જો સેજ મનપર લેતે તો પોતાના કારસાઝભરેલા હાથો વડે ખુણેખુણામાં સફાઇ અને સુઘડાઇ જાળવી રાખી શકતે. પોતાના ભરથારની તંગદસ્ત હાલત છતાં પોતાનો તે નાનો ઓરડો સ્વચ્છ અને ચોખો બનાવી શકતે, પણ ઠેકાણે ઠેકાણે બાજેલાં ઘટ જાળાંઓની તેને કશીજ કનવાર ન હતી. રાત પડી ગયલી તોય ઘોલ્યાપર ગોદરાં અને બંદુસ જેમના તેમજ પડેલાં હતાં

દેખઇતી રીતે તેણી પોતાની હાલની પરણેલી જીંદગીથી સબરદબર કંટાળી ગઇ હતી. એક મિઠ્ઠી મહેરદાર અગર ચાહે તો ગરીબાઈમાં પણ પોતાના ઘરને તવંગર બનાવી શકે; પણ આ તો કોઇ જુદીજ કિસમની પરણેતર હતી.

"મમ્મા, બીચારા આપરા પપ્પા હમણાં આવી લાગશે; એવણના સારૂ ચાહે બનાવી રાખોની ?"

"સારાં ગામની પંચાત તુનેજ મુંવાને પરીછ," પોતાનાં પ્યારાં ફરઝંદને ગાળ દઈ તેણી બોલી, "મુંગો મુંગો ગગરી રહે, નહી તો હવે છુટ્ટું ખાસરૂં મારશ."

ક્રોધથી ફાટી જતા પોતાની માતાના વિકાળ ડોળાઓ જોઈ નાનો પીલો એકદમ મુંગો થઈ ગયો. એ ભેદભરમ આ નિર્દોષ બચ્ચું શી રીતે સમજી શકે? બીચારા નાના પીલુસનો પણ શુ કસુર? પોતાની નાની બેનનો રડવાનો કરૂણારસિક અવાજ પાછો તેના કાને પડતાં તે સિતાબીથી ઝોળી તરફ દોડી ગયો. નહી! નહી! તે બચ્ચું હવે તીખલ તીખલ કરતું હતું. પેટમાં કકડીને લાગેલી ભુખનો તે પોકાર હતો—યા કાંઈ દુઃખનો છુપો અફ્જાર હતો—તેની સાથે તેની માને જાણે કશું લાગતું વળગતુંજ નહોતું, આ કોઈ સગી મા હતી યા મતરાઇ?

"મમ્મા ડિકોની–ડિકોની? મુચી તો મુગી રહેતીજ નથી. ઓ–ઓ–ઓ–ઓ–મુંગી રહે મુંગી રહે. પપ્પા બી હમણા આવતા હોશે."

"તુંને મુવાનેબી તારા બાપનુંજ લાગેછની," તરારો કરી ઝોળી આગળ દોડી આવી તેણી બોલી, "મુવા સત્યનાશ ગીયાને કેટલી વખત કહ્યું કે મુંગો મર."

અફસોસ! 'આઇનો ખાર બાઈ પર' કહાડવા આ કોઈ હૈયાંફુટી માદરે પોતાના નિર્દોષ બચ્ચાંને ધમાધમ ચાર પાંચ ધમોલા લગાવી દીધા. "ભસ્તે ગીયાં જરા જપવા નહી દેતાં–જરા જપવા નહી દેતાં. આગ લાગેરે આય ઘેરબાર પર."

"એમ વખત બેવખત એ બધું શું ગાંડુઘેલું બોલેછ, દીના," નાના પીલુસના રડવાનો અવાજ સાંભળી નીચે ભોંયતળીયે રહેતાં ઘરના માલેક ધનબાઇજી હવે માળ પર દોડી આવ્યાં, "મુંગો રહે–દીકરા પીલુ, ના રડ." તે વ્હાલાં બચ્ચાંને ગોદમાં દાબી માયાથી પસવારતાં ધનબાઇજી બોલ્યાં.

"મેં તમુને કેટલી વખતે કહ્યું, ધનબાઇજી, કે મારાં ઘેરની પંચાતમાં તમારે વચમાં નહી પરવું? વરી પાછાં તમે ઉપર દોડી આયાં?"

"અરે, કયારનું બધું સાંભળતાં સાંભળતાં હું બેજાર થઈ ગેઈ તાહરે-

જ મુવો જીવ નહીં માન્યો. અરે દીનબાઈ માય, એવાં ઘણી છોકરાં કંઈ બધાંનાજ નસીબમાં હોતાં નથી જો," એટલું બોલી અરીમ ધરીમ જેવાં ધનબાઇજી નજદીકની ખુરસી પર ચીટકી બેઠાં.

"હું છઉં ને મારાં બચ્ચાં છે. તમારે વચમાં બોલવાની જરૂર નથી; ને તમુને એ લોકનું લાગતું હોય તો પાસેના કુવામાં કાંય નહીં પરી જતાં?"

"ઓવાય, દીના, એ શું કહેવાય? જહારે હોસે ત્યારે તું તો એમ ખરવાયાંજ તોરયા કરશે કે? તું તો જાણે માથે ધરતી લઇને ફરેછ?"

ધનબાઇજીએ તરારો કીધો.

"તુ મુંગી મરશે? તું મુંગી મરશે?" હવે પેલી ઝોળીપર ત્રણ ચાર ધમોલા લગાવી તે ખેંચતાં દીનબાઈ બોલી, "મુવાં મારે નસીબેજ બધાં પેદા પડયાંછ."

"અરે ખદાયજી—ખદાયજી! આય બૈરીનું તો માથુંજ ખીસી ગીયુંછ," બદનના ગજવામાંથી દાબડી ખેંચી કહાડી દાબીને એક સુહુરકો ભરતાં ધનબાઇજી મનમાં બબડી ઉઠયાં, "કેવો હીરા જેવો ધણી મલ્યોછ તે બધું ચલાવી લેછ. બાકી તો મુઈ કોણ જાણે કીયા ઉકરડે પડતે. રાંનનું હૈયું કે પથ્થર?"

ખરેખર! આ કમજાત પરણેતરનાં બદનમાં હૈયાં જેવી ચીજજ નહોતી. જે પરણેતર પોતાના પ્યારા ખાવિંદ અને વ્હાલાં બચ્ચાંને આ કાસમે ઠોકરે ઉડારે તે એક ખચીતજ હૈયાંફુટી હેવાન હોવી જોઇએ.

નાની બુચી ક્યાંથી મુંગી રહે? દાદરપર કોઇના પગલાંનો અવાજ સંભળાતાં દીનુ એકાએક ઝોળી અફાળી દઈ ધુમટો તાણી પાછી બા ! આગળ બેસી ગઈ.

"કેમ, ધનાફુઈ, તમે ઉપર? કેમ દીનુ, બધાં સારી કાની તો છેની?" અંગે પાતળો અને બેસેલાં ચાવણ્યાંવાળા તે જવાને ધનબાઇજીને ગંભીર બેઠેલાં જોઈ પુછ્યું.

"હા—દીકરા નસવાન. બધાં સારી કાની છે. કંઈ નહીં—આરતે રહીને ડગલો કાહરી મ્હોંતું બોનું ધો." નાના પીલુસને પોતાનાં પાંસાંમાંથી છોડતાં ધનબાઇજી બોલ્યાં.

"કેમ દીનુ, તારી તબીયત તો સારી છેની?"

દીનબાઇજી કયાંથી પોતાના ભરથાર તરફ જુવે યા તેને જવાબ દે! પોતાનો ખાવિંદ હજુ તો ઘરમાં પગ મેલે તેટલામાંજ બાઇ સાહેબને તો જબરૂં ભડકણુ ભરાઇ ગયું.

"હજુ તો કેટલું સકારૂં છે, પાછલી રાતે મરઘો વાસે તાહરેજ આવતેની?" પોતાના ભરથાર તરફ કઠોર કરડી નજરે જોતાં દીનુ બોલી.

"તું આપરી હાલત તો જાણેછ, ડીયર," ડગલો કહાડતાં કહાડતાં પોતાની પરણેતર આગલ બેસી જઈ નસરવાનજી બોલ્યા, "હું ઓફીસે એમ 'ઓવર–વરક' નહી કરૂં તો પછી આપરે કોણુને ખાઇએ? આજે કંઈ પહેલવહેલ્લોજ એમ મોરો આયો? ચાલ હવેથી જેમ બનશે તેમ જલ્દી આવશ."

"અરે, આગ લગારો તમારી ઓફીસને ને તમારા ઓવર–વરકને; મુવું બરી ગીયું મારૂં જીવતર."

"એ કેમ વાંકી ચુકી ફાટયા કરેછ, દીના?" ધનબાઈજી સાચ્ચી લાગણીથી દાઝી ઉઠયાં, "મેં કેટલી વખતે કહયું કે વખત બેવખત એવુ અપસગનનું નહીં બોલ્યે?"

"અરે પણ મારા ઘેરની પંચાતમાં તમે કોણ પરવાવાલાં? અમો ધણીધણીઆણીના કજીયામાં તમે શાના નકામું તમારૂં માથું ઝીંકયા કરોછ?"

"ઓ લેરે. અંઇ કેઈ બલારાતને જો,' ખુરશીપરથી હળવેથી ઉઠતાં ધનબાઈજી બોલ્યાં. "તમો લોકોને હું કંઇ મારાં ભાડુતબારૂત સમજુછ કે? તારા ધણી છોકરાંને હું મારાં અમસાં પોતીકાં ગણુતે નહીં તો મને અહીંઆં શું પંચાત પરેલી? ઓજીયો જુલમજ તો."

"ધનાફુઈ, ધનબાઇજી માય," પોતાના ઘરવાલાં તરફ એક છુપી ઇશારત કરતા નશરવાનજી બોલ્યા, "તમે એમ નકામા ના ઉશ્કેરાઇ જાઓ. ધીરાં પડો; દીના આય બીચારાં ધનબાઇજી હમેશાં આપરાં ભલાંમાંજ છે. એવણુની તરફ તારે એવી રીતે નહીં વરતવું એઇએ."

"અરે હારે, તમુને તો એવણુનુંજ લાગશે," પગપર કટકા ફાડતાં દીનબાઈ ભભડી ઉઠયાં, "પણ આપરા ઘેરની પંચાતમાં એવણ માથું ઘાલે તે હું હવે એક ઘડીબી તામોશ કરવાની નથી."

"જાવ–જાવ–ધનાફુઈ," ધનાફુઇના મામુલી લાડકાં નામથી નસરવાન બોલ્યો, "તમે હવે નીચે જાવ. તમુને ઘણી તસ્દી પડીછ, માફ કરજો."

"અરે એમાં તજદીર શું બરીછ, દીકરા," હળવેથી દાદર તરફ જતાં ધનબાઇજી સાચ્ચિ દાઝથી બોલ્યાં, "ખોદાય તારૂં ઘેર સલામત રાખે, હવે જુકબાચક ખાઇ લે."

"તું એમ કાંય કરેછ, દીનુ? આય ઘેરમાં તુને શું દુ:ખ છે?" પોતાની પરણેતરનો હાથ હૈયાંના સાચ્ચાં હેતથી પકડી લેતાં નસલી બોલ્યો, "રોજ એમ છેરાવાનું ને ગુસ્સે થવાનું તુને હું કંઇ કારણ આપુંછ?"

"ચાલો ખસી જાવ, મારી આગળથી," પોતાનો હાથ ખેંચી લેતાં દીનબાઇજી ખલભલી ઉઠયાં, "તમારી બધી ફીલસુફી તમારી પાસેજ રહેવા દેજો. આય ઘેરમાં મેં શું સુખ જોયુંછ જે?"

"કાંય? કાંય, ડીયર? તું એમ કાંય બોલેછ? હું હવે ગરીબ થઇ ગીયો તેથી તું શું મને હીણેછ? મારી ગમે તેવી હાલત છતાં તમો વ્હાલાંઓને તો મેં મારા જીવની કાનીજ જાળવી રાખ્યાંછ. નહીં–નહીં–દીનુ, બધા એવા ખોટા ખ્યાલો ભેજાંમાંથી કહારી નાંખ; તું સુખી સંતોષિ રહે એટલે હુંબી સુખી. જો–જો ખુદાએ આપુને કેવાં ગુલાબ જેવાં બચ્ચાંની બક્ષેસ કીધીછ; તેનો તો જરા ખ્યાલ કર?"

"છોકરાંઓનું તમુને એટલું બધું લાગેછ તો આશીસબાશીસ જહાંનમમાં નાંખી આખ્ખો દહારો એ લોકોનીજ ગોરસી કાંય નહીં કરયા કરતા?"

ગરીબ બીચારો નશરવાન વકીલ! આજે તેની અભાગણી મહોરદાર છીટાંછબીટરાં શોધી છેલ્લે પાટલેજ બેઠી હતી. એક ઉંડો નિશાસો નાંખી આ કમતાલેના ભરથારે તેને સમજાવી પતાવી અને મનાવી લેવામાં અનીખના તારા તોડયા પણ ફોકટ! તેને ચોમેર નિરાશી અને નાઉમેદી મલી. આવા એક ભલા અને અમીરી દીલવાલા ભરથારની આ ભાનભુલી પરણેતર શું કિમત જાણી શકે?

દીનાને બારી આગળ વીચાર કરતી છોડી એક ઉંડો દમ ખેંચી તે ઉઠયો. રાતના તે બરોબર જમતો નહોતો. પોતાના હાથેજ ચુહલાપર ચાહ બનાવી

તે જેમ તેમ પીવા મંડી ગયો. આજે પાઉંની એકાદ કાતરી પણ ખાતાં આ હીણભાગ્ય શખ્સના ગળે કાચકી બાઝતી હતી, જેની બહાર જોતી બેઠેલી પેલી કંગાળ ઓરતને ભલ પરવાહ હતી.

નસરવાન વકીલ! આ સડકણો સંસાર પોતાની પરણેલી જીંદગીમાં તેને જો કે અતી બીકટ અને ડરામણો લાગતો હતો તોય સબુરી અને સંતોષથી પોતાનું ગાડું ગબડાવવા તે રોજીંદો મથેલો હતો. પાંત્રીસ વરસના આ જવાનનો બાંધો એક વેળા એવો જોરાવર હતો કે તે લોખંડના પાટા મિસાલ રકમ રકમની જંજાલોના હથોડા સહેલથી સહન કરી શકતો હતો. અને હવે? અફસોસ! જાલીમ જમાનાની ગીરદેશીથી ચોમેર ઘેરાઈ ગયલો તેજ જવાન હવે નાતવાન અને નબળો બની ગયો હતો. પેટનો ખાડો પુરવાને ખાતર તે પોતાની નબળી દેહ છતાં જીવપર જોરાવરી કરી ઓફીસના કામો આટોપતો હતો. મુંબઇની એક જાણીતી જરમન પેહેડીમાં તે પહેલાં સારૂં કમાતો હતો પણ નેહેસ્ત લડાઇ જાગવાથી તે પુરાણી પહેડી બંધ થઇ ગઇ અને તેની સાથેજ નસલીના તકદીરનું તાળું પણ ન ધારેલું બંધ થઇ ગયું. ત્રણ ચાર મહીના ચાકરી વિના જેમ તેમ ગુજારી આખરે ઓછા પગારની એક બીજી ચાકરીમાં તે જોડાયો હતો અને રફતે રફતે ઠીક આગળ વધતો હતો. જ્યારે ચાકરીમાં તે થોડો ઘણો ઠરીઠામ થયો ત્યારે હમણા હમણા તેની તબીયત બીલકુલ લથડી ગઇ હતી. સાથે વળી તેના ઘરનો તાળો સદંતર બીચકી ગયો હતો. ઘણાજ થોડા કલાકો તે ઘરમાં ગુજારતો હતો અને તેટલો વખત પણ તે બીચારાને લોખંડના ચણા ચાવવા પડતા હતા.

"કાંય, દીનુ, શું છે? સારી કાંય બદલેછ?" ચા પી લીધા પછી નશરવાને અજાયબીથી પુછ્યું.

"મને જરા અગતનું કામ છે; હું બહાર જઇ આઉંછ."

"પણ રાતના છેક સાડાનવ વાગે ને તેબી એકલીજ જાયછ?"

"મમી, તમે એકલાં જાઓછ?" ઘોળયાપર તકીયાપરથી માથું એકાએક ઉંચકીને પીલુસે પુછ્યું, "પપાની સાથે જાઓની?"

"કેમ વરી તું વચમાં બોલ્યો?" એક જંગલી ભુંડ મીસાલ એકદમ

છેડાઈ પડી તે નાના બેકસુર બચ્ચાંને એક ઝપેટા લગાવી ક્હાડતાં તેણી બોલી, "તું મુવાને મેં કેટલી વખતે કહયું કે એમ મોટાંઓની વચમાં નાલ્લાં થઈ પટપટારો નહી કરચે?"

"દીનુ? દીના? તું તો કંઇ સમજતીજ નથી?" પોતાના બેટાને રડતો જોઈ તેની આગળ દોડી જતાં નશરવાનજી બોલ્યા, "એ બીચારાં બચ્ચાંએ શું ગુનોહ કીધો જે?"

"હવે ફરીથી એમ વચમાં માથુ ફોરજે; મુવાનું ભેજુંજ ક્હારી નાખશ."

છટ! છટ! આ કોઇ માતા નહોતી પણ એકાદ હયવાન કરતાં પણ બદતર હતી. માથાંપર સોડ નાંખતાં દેવસ્થાનની આ દેવી ડોળા ફાડીફાડીને પોતાના ધણીને અને તેની ગોદમાં દબાયલાં પોતાના બચ્ચાંને જોવા લાગી.

"પણ હું એમ પુછું, દીના, કે તુ એમ છેક અત્યારે કહાં ચાલી?" હવે ગંભીર બની જઇ ઘોડ્યાપરથી ઉઠતાં નસલી બોલ્યો, "મને કંઇજ સહમજ નહી પડતી કે તું શું કહેવા માગેછ? તારે કેથે જવુંજ હોય તો હુંબી તારી સાથે આવવા તૈયાર છેઉં—આપરે પાછાં ફરચે તેટલાં ધનાફુઇ છોકરાંઓને સંભાળશે?"

"વરી તમે એવાં હલકાં પીજારડાંઓનું નામ મારી આગળ દીધું? મેં તમુને હજાર વખત ના કહયું કે——"

"અરે, દીના, દીનબઇ માય," નીચે ખડકીમાં બેઠેલાં ધનાફુઇ પોકારી ઉઠયાં, "એવું એવું બોલી ખદાયજીના ગુનાહગાર ના થાઓ."

પણ નહીં! ગળાંપર એક સ્યાળ લપેટી દઈ દીનુ પોતાના ભરથાર તરફ એક નજર પણ ફેંકયા વીના રોંહસામાં દાદર ઉતરી ગઇ.

"અરે વર સાથે એમ ઝોરાં ફારેછ તે ઠોકર ખાઇ ખાઇને કોઇ દહાડો પસ્તાશે–ખુબ પસ્તાશે."

યે? ધનાફુઇને શું વાહરૂં ચહડી આવ્યું? દરવાજામાંથી બહાર નીકળતી દીનુ તરફ ડોળા કકડાવી તેવણે ભેજાંની વરાળ સામટી બહાર કહાડી નાખી.

અફસોસ! આ દીના વકીલ નિષ્ફળ નીવડેલા સંસારનું ખચિતજ એક સિયાહ સ્વરૂપ હતું. ગરીબ બીચારો તેનો ભરથાર નશરવાનજી! બચ્ચાં-

ઓને છોડી પોતાની કંગાળ પરણેતરને એમ રાતના સાડા નવ વાગે ઘરની બહાર નીકળતી જોઈ તેની આંખોમાં આંસુ ઉભરી આવ્યાં. પોતાની પરણેલી જીંદગી આવી જફાકારક અને જાલિમ નીવડશે તેનો તો તેને સ્વપ્ને પણ ખ્યાલ નહોતો; પરંતુ હવે ઇલાજ કયાં હતો ? હીણી સરજતને આધીન થવા સિવાય ઉપાય શું હતો ?

"પપ્પા, પપ્પી ? તમે રરોછ કાંય ? મમ્માએ મારામારી કીધી તેથી ?"

"નહીંરે. દીકરા પીલુ," તેના ગાલ પર એક બોસો લઇ તે દબાયલા અવાજે બોલ્યો, "ચાલ, હવે સુઈ જા. બત્તી ધીમી કરી હું બી પછી સુઇ જાઉં."

"પણ હું એમ પુછું, પપી ડીયર, કે મમ્મા એમ ઘડી ઘડી છેડાયા કાંય કરેછ ? આજે ઘના ફુઇ બી બોલેલાં કે એવણ ખરાબ છે ને—"

"નહીં, દીકરા, આપરાં મમ્માના સારૂ કોઈ એમ બોલે ? એવણ તો ઘણા મજાહના છે."

"પણ તાહરે ઘનાફુઇ સાથબી એવણે આજે મારામારી કાંય કીધી ? મને તો લાગેછ કે મમ્મા—"

તે વાતચીતમાં ખલલ પડી. નાની બુચી હવે રડવા મંડી ગઈ. સ્ટોવ પર દુધ ગરમ કરી ચાહે બનાવી નસરવાનજીએ બુચીને પાઇ અને તે બચ્ચું સુગું રહી ગયું.

યા ખુદા ! સંસારનો કેવો દયાજનક સફો ! સાડાદશ અને સાડાઅગીઆર પણ વાગી ચુકયા. દીનુ હજુ પાછી નહીં ફરી. નાનો પીલુસ અને બુચી સુઈ ગયાં. ઓફીસમાં આખ્ખા દહાડાની થાકને લીધે નસલીની આંખના પાપણો વારંવાર બંધ થઇ જતાં હતાં પણ પલંગ પર પડી નચીંતના જીવે સુઇ જવાનું તે બાપડાની સરજતમાં કયાં હતું ? ટેબલપરની ધીમી બત્તીની રોશનીમાં તે નાનો ઓરડો તેને ગંભીર તેમજ ડરામણો દેખાતો હતો. સાડાબાર—અને દોઢ !

"યા ખુદા ! એ શું કહેવાય ?" પલંગપર હાથ ટેકાવી દઇ તે મનમાં બોલ્યો, "આવી મોડી રાતવેર બહાર ને તે બી એકલી ? જબરી ઉછાછલી ને આકળી ભુત ! માફ કરે—એની ભુલના સારૂ ખુદા એને માફ કરે."

પાછી જાગી ઉઠેલી બુચીને હીંચ નાંખી તેણે જેમ તેમ સુવાડી દીધી. આ તુટેલાં તકદીરવાળાના ઘરમાં ન એકાદ મીઠી માનીતરની મદાર યા ન એકાદ સગાંનો સહારો! દુન્યામાં તેનું હતુંજ કોણ?

આખ્ખી રાત તેણે અકરવકરમાં કહાડી. સહવારના પહોરમાં હજુ તે ધનાફુઇને ખબર આપવા જાય છે તેટલામાંજ ધનાફુઈ પોતે માળપર ચહડી આવ્યાં.

"ઓ, પણ એ દુકતી આખ્ખી રાત કાંહ કહરાઇ હોસે? મરેરે, આ-પરો જીવ બી કેમ માને?"

નસલી હજુ કાંઇ પણ જવાબ દે તેટલામાં એક ઘાટીને હાથમાં ચીઠ્ઠી સાથે જોઇ તેને એકાએક એક આંચકો વાગો. યા ખુદા! પરબીડાંપર દી-નુનાજ અક્ષર! ધનાફુઇએ તેને ઉપરાસાપરી સવાલો પુછ્યા પણ નસલી શું જવાબ દે! તે ચીઠ્ઠી વાંચતાં વાંચતાં તેના બદનમાં ટાઢના લખલખાં ચહડી આવ્યાં. નીચે દીનુની સહી જોતાં તેના આખ્ખાં શરીર પર ધાસ્તીના ઝરાં એકદમ ફુટી નીકળ્યાં. તે નહેસ્ત ચીઠ્ઠીને એક ચિતે જોતો તે પથ્થરના પુ-તળાં પેરે સુનો સાવજ બની અસ્થિર ઉભો રહી ગયો.



## પ્રકરણ ૨ જું.



### ભેજાનો એક ધખારો.

ગેરઇન્સાફ—ચોખ્ખો ગેરઇન્સાફ! ખુદાના ઘરનો આ એક હડહડતો ગેર-ઇન્સાફ નહીં તો બીજું શું વળી? હાઆઆઆછીઇઇઇ! દલદર મુફલસીમાં રોજના અવતયાં મારતો એકાદ ગાંડાલાલ ઘેલાભાઇ 'ફ્રાજલ' અને 'કરીમ' એકહાથ કરી એકાએક માલેતોજાર બની જાય! રોજીંદા અવકરામાં હાય અફસોસ પોકારતા કોઇ મી૦ તાઇ તંબોલી 'ધી બુટારા મેન્યુફેક્ચરીંગ કું૦ લીમીટેડ' નો મેનેજીંગ ડીરેકટર બની જઇ ન ધારેલો દોલતના ડુંગરપર ચ-હડી જાય!! પેલા રીદાઅલી ફકરૂદીનભાઇ ઘોડાની શરતના સરવાળા ગુણા-કારમાં યાહોમ લક્ષાધિપતી થઇ જાય!!! આમ બધા ધડાધડ અને તડાતડ

માતબર લખેસરીઓ બની જાય અને ગરીબ બીચારો લવજી કરાકો હર મહીને ફક્ત બસો ત્રણસો રૂપરડીમાંજ સબડયા કરે તે ખુદાના ઘરનો એક ગેરઇન્સાફ નહી તો બીજું શું? મારો લવજી બીરાદર તો તેમજ માનતો હતો!

એ લાડકવાયા લવજી કરાકા સાથે તમારી જરા ઓળખાણ કરાવું.

પચીસ વરસનો મધ્યમ ઉંચાઇવાલો આ જવાન દેખાવમાં તો પાંત્રીસેક વરસનો લાગતો હતો. હમણા હમણા તે ચસીવસીને ચુસ્યાં જેવો થતો જતો હતો. રફતે રફતે તવાયા જતા આ પતલા અંગવાળા શખસના ગાલોમાં ખારા પડી ગયા હતા. તેનો ચહેરો ઘટમદાર પણ ફિકકો તોય અંદર ઘુસી ગયલી આંખો ઝેનદાર દેખાતી હતી. લથડી ગયલી તબિયતનો તે એક દયાજનક નમુનો હતો.

"જહાં તકદીરજ ટાંચું તાંહ બધુંજ કાચું!"

ગ્રાંટરોડપર આવેલી એક માળની ચાલના એક ઓરડામાં ઘોલ્યાપરથી છલાંગ મારતાં લવજી મનમાં બડબડી ઉઠયો. છેલ્લી દશ મીનીટમાં તેણે ખાસ્સી વીસેક અવાચી ખાઇ લીધી હશે.

"લાવની જરા છેલ્લું પ્રકરણ વાંચી લઉં," ધડાક દઇને ટેબલનું ખાનું ખોલી નાંખી અંદરથી કાગળોનો એક ઢગ ખેંચી કહાડતાં તે બોલ્યો. 'આય મારી વારતા લખવામાં મેં બધો મારો જીવ જાન પટકી નાંખ્યો છે. આમ મારી એકજ "નોવેલ"થી ભલભલા કહેવાતા પારસી વારતાનવેશોને હું બી બતાવી આપવા માંગુંછ કે લવજી કરાકામાંબી કેટલું મીઠું છે. મારી કંગાળ જીંદગીની એ એકજ હોંશ પાર પડે તો કેવું સારૂં. મારો હોમીબી હજુ નહી આયો. એ આંજે નહી આવશે તો એના ઘેર જઇને એને——"

"હલ્લો, લવજી? વોટ આર યુ ડુઇંગ, ઓલ્ડ ચેપ?"

પોતાના દીલસોજ દોસ્ત હોમી મુલ્લાંનો સાદ એકાએક સંભળાતાં લવજીએ તે કાગળો ઝડપથી પાછાં ખાનામાં ખોસી દીધાં જે જોઇ હોમી સહેજ મુછમાં હસી પડયો.

"કેમ દીકરા હોમી? શું ખબર? દુનીયા સુખી કે દુ:ખી? ગોળ કે ચપટી?"

"આખ્ખો દીવસ ગોળ ને સાંજે ગેહ સારયા પછી ચપટી" પાસેની

ખુરશીપર કરારના જીવે બેસી જતાં હોમીએ કહયું, "પણ લવજી દીકરા તારી દુનીયા કેવી છે?"

"અરે બોલજ ના યાર!" એક ઉંડો શ્વાસ ખેંચતાં લવજીએ જવાબ આપ્યો. "ગાડું ઠીકમઠીક ગબડયું જાય છે, પણ હું એમ પુછું, દોસ્ત હોમી, કે લોકોને આજકાલ કેવી વારતાઓ વાંચવા ગમેછ? પારસી યા અંગ્રેજ સંસારી? ફીકશન યા રોમાનસ?"

"ચાઆઆલો! વરી પાછો એકનો એકજ લવારોબકારો," ટેબલપર મુકેલી પોતાની મલાકા કેન હાથમાં લેતાં હોમી બોલ્યો, "અરે પણ એમ પુછું, ગધેરા, કે હું જાહરેબી મળવા આવું તાહરે તુને કંઈ બીજી વાત કરવાની મળતીજ નહી કે?"

"પણ તારા જેવા એક એડીટર ને લેખક-દોસ્ત આગળ એવી 'લીટરરી ટોપીક' નહી કહારૂં તો બીજું શું કરૂં? વારતાનવેગી એક ખરે-ખર નાદર હુન્નર છે. ઓહ-બાઇ જોવ, ઇટ'સ આ સ્પલેનડીડ આરટ! કલમની મજા જેઓએ—કાંય હોમી, ઉઠી કાંય ગયો? ચાલી કાં જાયછ?"

"માફ કર, દીકરા લવ, આઈ બેગ યોર પારડન" પોતાની હેટ માથાં-પર ગોઠવી દઇ હોમીએ કહયું. "રખેને હું મેડ બેડ થઈ જાઉ તેની મને જબરી ફીકર લાગેછ; એમ વગર કારણે મેડ થઇ જવા સારૂ મને મસ મોટો વાંધો છે."

"જો વરી એમ કરેછ, દોસ્ત હોમી," ખુરસીપરથી ઉઠી જઇ હોમીના માથાંપરથી હેટ ઉતારી દેતાં લવજી ધીમા કાકલુદીભરેલા અવાજે બોલ્યો, "જરા બેસ. મારે ખાતર જરા થોભ આઇ એમ ક્વાઇટ સીરીયસ. આજે મને તારી સલાહ લેવીછ. દોસ્ત, તુને નહી પુછું તો બીજા કોણની આગળ જાઉં?"

ગરીબ બીચારો હોમી! તેણે બે ત્રણ સામટાં બગાસાં ખાઈ લીધાં. ધ્રુજતા હાથે ખાનું ખોલી કાગળોનો એક ડુંગર ખેંચી કહાડતાં લવજીને જોઇ હોમી મુલ્લાંને હું દઇ હસવું આવી ગયું.

"ડોન્ટ લાફ, માઇ બોય, જરા મારૂં ધ્યાનથી સમજ. ઇટસ અ

સીરીયસ મેટર," વાર્તાઓના તે લખાયલાં પાનાં ઉથલાવતાં લવજી બોલ્યો. "આય મેં એક એવી કકડધસ વાર્તા લખીછ કે જે બહાર પડતાંજ તે ખ-રીદવા માટે લોકોની તુટાતુટ પડશે."

"અંહંમ !" ડોકાંનો લેહકો કરી હોમી ખંખારયો.

"જે બુઅખો એમ માનતા હોય કે એકાદ પારસી સંસારી વાર્તા લ-ખવી તે કુલ્લીમાંનો ગોર ખાવા જેટલું સહેલું છે તે ગધેરાઓના સારૂ મને તો બા. અફસોસજ છુટેછ ને—"

"ને મનેબી તારા જેવા ખચ્ચરના સારૂ અફસોસજ છુટેછ, મારા લવ," ધીમેથી તેનો બરડો ઠોકતાં હોમીએ કહ્યું, "અરે પણ, ગધેરાના ગધેરા, દહારે દહારે લેવઇને સુકકાં સોરટયાં જેવો થતો ચાલ્યો ને એવી વેજવેજ કરવા તુને કોણ કહેછ? જરા તબીયતનો ને જીંદગીનો બી વીચાર કરેવાછ કે નહીં ?"

"ઓહ, હોમી, માઇ ડીયર હોમી," લવજી ગંભીર થઇ ગયો, "તારા તરફથી નાઉમેદી ને નીરાશીના એવા બોલોની આશા તો મેં રાખેલીજ નહીં. કલમ તો મારી મીઠ્ઠી માશુક છે ! એને કેમ છેરાય ? આય મારાં દલદાર 'મેન્યુસ્કીપટ' તરફ તો જો ? એના પ્રકરણોનાં 'હેડીંગ્સ' પર તો જરા નજર નાંખ ? લે–લે–મારી ખાતર એ તવાસ, લે."

"અરે પણ તું કહેવા શું માંગેછ ?" ધમ્મ દઇને પોતાના હાથમાં પડેલા તે દલદાર ઢગલાને તપાસવા માટે નાકપર સુન્નાનો આઇગ્લાસ ગોઠવતાં હોમીએ તરારો કીધો, "કેમ ઇટ !"

"એટલુજ કે એ તારા ઘેર લઇ જા ને વાંચીને મને તારો ખરો અભીપ્રાય આપજે—યોર કેનડીડ એન્ડ કલીન ઓપીનીયન ! દોસ્ત હોમી," ખુરશીપરથી ઉઠી જઇ હોમીનો હાથ પકડી લેતાં લવજી બોલ્યો, "તારા એક જુના દોસ્ત તરીકે એટલીજ 'ફેવર' માંગી લઉંછ કે એ મારી વાર્તા બરો-બર વાંચી જજે ને તુને વાજબી લાગે તો કોઇબી બુકસેલરને છપાવવા ને બહાર પાડવા આપી દેજે."

**"તુટયા વગરનો તાગડો."** હી ! હી ! વાર્તાનું નામબી કેવું મજા-

હતું સ્ટુપીડ રાખ્યુંછ," પાનાઓ ફેરવતાં હોમી બોલ્યો, "ને તેબી વરી તારૂં નામ છુપાવી 'મુફલેસ' ના તખલ્લુસ હેઠળજ બહાર પાડવાની? હી! હી! હી! હી!"

"કાંય હસેછ કાંય? અદુખરાની કાની એમ ખીખી ખાખા શાનો કરેછ, હોમી?" લવજીની દાઢ જરા બળી ગઇ.

"ચાલ ત્યારે તારી મરજી છે તો હવે ભેંકડો તાણ્ી રહું," વળી પાછો હસ્તાં હોમી બોલ્યો, "જા, તારી એવીજ હોંશ છે તો મને એ વાર્તા બરોબર લીપેટી આપ. હું ફુરસદે વાંચી જવશ ને મારૂં મત જણાવશ પણ તે એકજ શરતથી—"

"બોલ, બોલ, હોમી," લવજી અધીરાઇથી વચમાં પોકારી ઉઠયો, "એટલું તું મારૂં કામ બજાવે તો તું જે કહે તે કરવા તૈયાર છેઉં."

"એમ? હું જે કહું તે કરે? નાદારબી થાય કે? જો મારૂં કહ્યુ માને તો મારા જેવા સાચ્ચા દોસ્તની સલાહ માની થોડા દહાડા હવા ખાવા કેથે બહારગામ ચાલી જા. તારા ડાકટરબી કાલે કહેતા'તા કે તારી તબિયત છેકજ હાલહવાલ થઇ ગઇછે ને હવે તું સંભાળ નહીં લેશે તો પછી—"

"હા, એમ કંઇ છે ખરૂં," છાતીની પાંસળીઓ દાબતાં લવજી બોલી ઉઠયો, "પચ્ચીસ વરસની મારી જીંદગીમાં મારીપરબી તરેહવાર વિતયુંછ. કાકો મરેરે, પાછલી રાતે તે રહી રહીને હવે નવાં કાકી લઇ આયો ને કાકાના એકપુરા વારસ થવાની મારી તમામ આશા ઉમેદ પર સાફ પાણ્ી ફરી વળ્યું. અધુરામાં બોરૂં તું જાણેછ તેમ પેલી રાન ફેની મારી સાથ દગો રમી મારાથી દુર થઈ ગઇ."

"અરે, પણ ગધેરા, તારા કાકાએ વારસામાંથી તુને રદબાતલ કીધો ને હવે હર મહીને બસો ત્રણસો રૂપરડી કમઈ ખાનારા તારા જેવા ભીખારડા સાથે એ ફેની હીરામાણેક લગનબી કેમ કરે? ફેની હીરામાણેક! હું કસમપર કહુંછ, દોસ્ત લવજી, કે એ નખરાંબાજ વંત્રીનું નામ સમજતાંજ મને તો ઉબક આવેછ. તુંબી મારો વ્હાલો જબરો કે લખેસરી ચાંદનબાઈ હીરામાણેક કુટુંબની આ દુકતીપર તારો બધો ડોળો ખોહવાવી દીધો."

"એ તો બધી નસીબની વાત છે, હોમી," પોતાના કપાળપર આંગલી લગાડતાં લવજી બોલ્યો, "કોણ જાણે? એ ફ્રેની કદાચ પાછી ઠેકાણેબી આવે."

"ઓહ, યુ એસ; રીયલી આ ડોન્કી" નાકપરથી આઇ-ગ્લાસ ઉતારતાં હોમીએ બરાડ મારી," મેલાં હૈયાંની એવી નખરાંબાજ છોકરીને પણવા કરતાં હું તો બા, કુંવારી જીંદગી હજાર દરજ્જે બહેતર સમજુંછ. જા-જા, લવ, તારા જેવા સત્તર પોરયાઓને એ છોકરી હાથ તાળી આપી ચુકી હોસે. તું તો બીચારો બોધલું મુવોછ."

બોધલું યા બુબક—પણ આ એકજ નધારેલા બનાવે બીચારા લવજીની ખીલતી જીંદગીને કવખતે કરમાવી દીધી હતી. અરે, જે શખ્સના મનમાં સંતોષ જેવી ચીજની હયાતીજ નહીં હોય તેના તનપર માસ તે શી રીતે ચહડી શકે.

"એ બધા ખ્યાલોથી બાઝ આવ, લવ," લવજીના આ એક સાચ્ચા રફીકે માયા મમતાથી તેનું માથુ પસવારતાં કહી સંભળાવ્યું, "મારૂં કહ્યું માને તો એ ફ્રેનીને જહાનમની ખારીમાં નાંખ ને કેંથે બહારગામ ચાલી જા—જો સહમજ. ડાકટરના કહેવા મુજબ ગુજરાતની સુકકી હવાથી તુને ઘણો ફાયદો થશે. તારી મરજી હોય તો રાંદેરના મારાં પેલાં સગાં વીલર-માસી પર તારે સારૂ કાગળ લખુ, વીલરમાસીની મેહરાં જીવ કહારી આપી તારી બધી મેનેજ કરશે."

"પણ હુ કંઈ તાંહ ઘણો વખત નહીં રહું. ગુજરાતની ઠંડી નહીં ખમાશે તો હું તો, બા, થોરા દહારામાં પાછો ચાલી આવશ."

"તારે ફાવે તેમ કરજે, દોસ્ત પણ થોરા દહારા જઇ આવ ને——"

"પણ મારી વાર્તાનું ભુલતો ના હોમી," લવજી પાછો વચમાં બોલી ઉઠયો. અને ટેબલ પર પડેલાં બ્રાઉન પેપરમાં તે પાનાઓ બરોબર બાંધવા મંડી ગયો.

"અરે, તારી વાર્તા બરેરે તારી? શેઠની શાખામણ ઝાંપા સુધી. જો લવ, રાંદેરમાં તું તારે સોજ્જી સુરતી તાડી પીને લાંબા ટાંટયા કરી આખ્ખો દહારો અજેટાયા કરજે તોજ તારી તબીયત સુધરશે--બાકી તાંહ રાંદેરમાંબી

જઇ કલમ સાથે ઘસડબોરો કરવાનો હોય તો પછી ગયલુંબી સરખું ને નહીં ગયલુંબી સરખું."

"પણ મને પ્રોમીસ આપ કે મારી વાર્તા બરોબર વાંચી જઇ મારા પર રાંદેર જરૂરજ કાગલ લખશે."

વલવલતાં ભેજાંનો આ એક ધખારો હતો યા ઘેલાપણું તે હોમી મુલ્લાં સ્પષ્ટ સમજી શકયો નહીં, પોતાના પુરાણા દોસ્ત લવજી કરાકા માટે તેના દીલમાં સાચ્ચી દાઝ હોવાથી તેને સમજાવી–પટાવી અને રાંદેર જવા મનાવી દઈ બગલમાં વાર્તાનું બંડલ મારી હોમી ત્યાંથી વિદાય થયો.

કોટ મધે કામા લેનમાં આવેલાં પોતાના ભાડુતી મકાનના દાદરપર હોમી ચહડતો હતો એટલામાં તેની આગળ એક જુવાન છોકરીને લ્હેરે લ્હેરે ઉપર જતાં જોઈ હોમીનો ચ્હેરો એકાએક કરડો બની ગયો. હાથમાં એક ફાંકડી "પેરાસોલ" પકડી તે કોઇ લાડઘેલી લાડકી વાંકાચુકી ડોલતી ઉપર ચહડતી હતી.

"એ ફ્રેની મને તો મલવા નહી આવી હોય?" હોમી મનમાં બબડયો.

હા–વાંચનાર ! તે રમત્યાળ છોકરી કોઇજ નહીં પણ બીચારા લવજી કરાકાની આગલી માશુક–પેલી ફ્રેની હીરામાણેક હતી. જરા ધીરો પડ. અય રશીકે મન, એ છોકરી સાથે હજુ આપણને ઘણું ઘણું કામ લેવાનું છે.

---

## પ્રકરણ ૩ જું.

**આવો માય બેસો ! પાણી બાણી પીશો ?**
**સુવાની તો જગા નથી ! જશો કે રહેશો ?**

આવે છે–આવે છે ! જરા મુગાં રહેજો હં ? નકશો નીગાર છે–ફેશનનો બહાર છે–દમપર શુમાર છે !

મીસ ફ્રેની હીરામાણેક ! આ ઇન્તરના હાંલ્લાંથી, રે વાંચનાર, જરા છેટેજ રહેજે જો ? એ મારી ચંકાર ચેનનું વર્ણન વાંચી એકાદ 'કાજ કરનારી'ને રખેને મને પુછયા વીના તેના ઘર તું ધકેલી દે તેનો મને જબરો ભય છે ! પુર્ણવિરામ !!

તેત્રીશ વર્ષની આ રૂપાળી કોકટના ગોરાં કપાળપર નકશીથી ગોઠવાયલા કાલા ભરાવદાર કરચળીવાળા બાલોની ખુબી વખાણું યા તેના કમાનદાર ભવાં નીચે ચળકતી માંજરી આંખોની સીફત ગાવું? તનદરૂસ્ત બાંધાવાળી આ ગોરી ઘટમારી છોકરી દેખાવે તો જરૂરજ રૂપાળી રમકડાં જેવી જણાતી હતી. સાંભળવા મુજબ આ મનમોહન મધુરીએ કચકંઇ જુવાન પોરયાઓને ગધેડાઓ બનાવી તરછોડી કહાડયા હતા! ત્યારે પેલા બીચાગ લવજી કરાકાના શા આશરા?

ફ્રેની ખચિત્તજ ખુબસુરત અને દેખાવલી હતી પણ—અહંમ! બહારની તેની ચામડી જેટલી સફેદ હતી તેટલુંજ તેનું હૈયું બાતીનમાં કાળું અને મેલું હતું. ઉપર હીરા ચકચકે અને અંદર કીડા કચકચે—બધો તેવો મામલો હતો. આ ખુબીના ખાસડાંથી તેનાં સગાંવ્હાલાં પણ કંટાળી ગયાં હતાં અને તેજ સબબને લીધે આ અજુઠું પાતરૂં કેથે પણ ઠરીઠામ ચીટકી શકતું નહોતું.

દાદરપર ડાંડા ખાતી ખાતી ચહડતી આ લોડીનો જરા ઠઠેરો તો જુવો! સોનેરી બાદલાંથી બીચોબીચ ભરેલું ક્રીમ જ્યોરજેટ—તેની તેત્રીજ સફાઇદાર નેટની કોર—હાલમા અપ–ટુ–ડેટ કહેવાતું ક્રીમ જયોરજેટનું પેલું 'હાઇ સોસાયટી'નું 'જમ્પર અને ક્રીમ કલરનાજ રેશમી મોજાં!' હવે બીજું શું વધારે જોઇએ! ફ્રેની તો જાણે 'ગવરનરના રીશેપશન'માં જવા બહાર પડી હતી. સહવાર હો યા સાંજ—પણ ફ્રેનીના મનથી પોશાક, ઠાઠ અને ઠઠેરો બધો એક સરખોજ હતો.

આવાં રૂપાળાં રમતાં રમકડાંને જોઈ ભલે બીજાઓનું માથુ ફરી જાય પણ આ માંજરી બીલાડીને દેખતાં પેલા હોમી મુલ્લાંના પેટમાંનું પાણી પણ હીલતું નહોતું. બહારની ચકચકતી ચાઇચાઇપર એકદમ અંજાઈ જતા મરદને મોહ પમાડનારી આ ચટકચાંદણીના હસવામાં શું ભેદ સમાયો હતો તે આ ડાવકો અને ઠરેલ હોમી અચ્છી રવેશે જાણી ચુકયો હતો. કાકાના વારસામાંથી ઉખડી ગયલા લવજીને આ છોકરીએ આખરે કેવી દયાજનક રીતે તરછોડી દીધો હતો તે આ દુ-અંદેશ અને ચપરખંધો હોમી પુરેપુરૂં યાદ રાખતો હતો.

"હું તુનેજ મળવા આવીછ, હોમી." હોમીના ઓરડાના દરવાજા આગળ થોભી જઈ ફ્રેની બોલી ઉઠી.

"હલ્લો ? તમે ? એ આજે સુરજ કેની મેર ઉગ્યો, મીસ હીરામાણેક?"

અરે, તારૂં ભલું થાયરે, હોમી ? આ તે કેવો આવકાર ? તુને 'તું' 'તાં' થી બોલાવનાર એક જુવાન દેખાવલી છોકરીને આવો આદરભાવ ? એકાદ મિઠ્ઠી 'શેકહેન્ડ' માટે આ દુકતાએ તો પોતાનો હાથ લંબાવવાની પણ તસ્દી લીધી નહીં ! બીલકુલ ચેરો પોરયો. ફ્રેનીનાં કમાનદાર ભવાંપર પ્હેલેજ તબકકે ચિલ્લો ચહડી ગયો પણ આ મતલબી માંજરી જાણે જાણતી નહીં હોય તેમ થઇ ગઈ. તેને કાંઈ પણ કહયા વીના હોમી ઓરડો ખોલી પાસેના બીજા ઓરડામાં ચાલી ગયો અને ફ્રેની ફુગળાઈ જઇ પોતાની મેળેજ નજદીકની ખુરસી પર બેસી ગઇ.

"આજે તું મને અહીં જોઇને ખચ્ચિતજ અજબ થયોછ ?" પાસેના ઓરડામાંથી પાછા આવેલા હોમીને ફ્રેનીએ હસી હસીને પુછ્યું.

"સરટનલી, મીસ હીરાં માણેક, ઇટ ઇઝ સો" હોમીએ કહ્યું, "કંઇ તમુને આજે તસ્દી લેવી પડી ?"

"એક અગતના કામસર મારે તારી સલાહ લેવીછ, હોમી" પોતાના હાથમાંનું એક બ્રાઉન પેકેટ નજદીકની ટેબલ પર મેલતાં તેણી બોલી.

"મારી સલાહ, મીસ હીરાં માણેક?" નાકપર આઇગ્લાસ ગોઠવતાં હોમીએ કહ્યું,"મારી સલાહ? ઓલરાઇટ મેડમ? આઇ એમ એટ યોર સરવીસ!"

બીલકુલ ચવિત્રો છોકરો ! એની બધી તાજીમતવાજાની વાતચીત ફ્રેનીને હવે ભારી પડી ગઈ.

"હમણાંજ હું મારા લવજી આગળ જઇ આયો, ને દાદરપર ચહરૂંછ તેટલામાં તો તમે !" ફ્રેનીને થોડોવાર મુંગી મંતર બની ગયલી જોઈ હોમી પાછો બોલ્યો, "ગરીબ બીચારો મારો લવજી."

"કાંય લવજી કેમ છે ? એની તબીયત તો હવે સારી છેની ?" કાંગળા કુંગળી બની ફ્રેનીએ પુછ્યું.

"લવજીની તબીયત? છી! છી! મીસ હીરામાણેક," ચસમાની ધારપરથી

પોતાની ચુંચી આંખોએ ફ્રેનીનો ચ્હેરો તપાસતાં હોમી બોલ્યો, "લવજીની તબી-યત! પોતાના કાકાના વારસામાંથી રખડી ગયલા બીચારા એ ગરીબ ભીખારડા સાથે હવે તમુને કામજ શું હોય જે? મકુંજે એ માંદો હોય યા સાજો તેની સાથે તમુને સંબંધજ શું છે, મીસ હીરામાણેક?"

તારૂં મીસ હીરાંમાણેક બળેરે! હોમી તો આજે દહીં દુધ ખાઇનેજ બેઠો હતો. ફ્રેનીના કપાળપર એકાએક ઝરાં ફુટી આવ્યાં પણ હવે 'અખાડા બેહેદીન 'કાઉસ' થઇ જવા સિવાય ઇલાજજ નહોતો.

"રાંદેર તમારાં વીલર માસીને ત્યાં થોડા દહાડા હવા ખાવા જવાનો છે. હુંજ બધો બંદોબસ્ત કરી આપશ. ડૉકટરના કહેવા મુજબ એને મુંબઇથી બહારગામ જવાની ઘણીજ જરૂર છે."

"વીલર માસીને ત્યાં? લવજી જાયછ? ને બધો બંદોબસ્ત તમે કરી આપશો?" ફ્રેનીએ ભવાં ચહડાવી દઇ ઉપરાસાપરી સવાલો પુછી લીધા.

"પણ તેમાં તમે એટલા બધા શાના ઉછળી પડયાં, ફ્રેની બાઇજી," ઠંડે કલેજે હોમી બોલ્યો, "ઉંચી સોસાયટીમાં રોજના ફરવાવલાં તમો જેવાં સુધરેલાં શહેરીનાં નાકમાં રાંદેરના ગામડાંની સુગ તો નથી ભરાઈ ગઇની?"

"તેબી વરી બરોબરજ છે, મી૦ હોમી," હવે હોમીને પણ આદરસત્કારથી જવાબ દેતાં તેણી બોલી, "બળી ગયું મુવું રાંદેર? મેં તો બાપ જનમમાં પગબી નથી મુકયો ને તેથીજ તો મારાં વીલરમાસીને મેં આજે વરસો થયાં જોયાં નથી."

"મુંબઇના લખેસરી ચાંદનબાઈ હીરામાણેકની નબીરીને રાંદેર જેવું જંગલી ગામડું અને ત્યાં રહેનારાં ભાચાજી ભોટ જેવાં ગરીબ સગાંવહાલાંઓ કયાંથી ગમે? યુ આર ક્વાઇટ રાઇટ—એબસોલ્યુટલી રાઇટ, મેડમ!"

"હુંબી નહીં ધારતી કે વીલરમાસીની મેહેરાં જેવી ગામડીયણ બોચ છોકરી એ લવજીને ગમે?"

"ઓહોહો, બાઇ સાહેબ? એમ એકાએક કુદકો કાંય માર્યો? મકુંજે તમુને એ ખ્યાલ કાંથી આયો?"

હોમી હસી પડી બોલ્યો. "લવજીને મેહરાં ગમે કે કોઇ હબસણ—તેની

સાથે તમો નેકનામ બાનુને સનાનસુતકજ શું જે? તમો બૈરાંઓની જાત ઉંટના બરડા જેવી વાંકીચુંકી તો ખરીજ. પણ તમે શું કામસર આજે મને અહીં મલવા આયાંછ તે તો કહેતાંજ નથી જો?" ફ્રેનીને હવે જલ્દીથી ખેરવવા તે અધીરો બની ગયો.

"હા. હું હવે તેજ બાબતપર આઉંછ," નજદીકની ટેબલપરનું બ્રાઉન પેકેટ હાથમાં લેતાં બોલી, "બધા ચોપાન્યાંઓમાં આવતાં મારાં લખાણો તો તમે વાંચ્યાં હોશે; હોમી," ફ્રેની કાંસીકુંસીને બોલી.

"અરે; હારે, એકકે એક! અણીથી પણી સુધી!" હું દઇને હસી પડતાં હોમી બોલ્યો, **"પરણેલી જીંદગી સારી યા કુંવારી?"** એ તમારૂં લખાણ વાંચીને મને ઘણી–ઘણીજ–ઘ્રણીઇઇઇજ રમુજ ઉપજી. મેડમ ફ્રેની બાઇજી, પરણેલી દલદેસરીવાલી જીંદગીને તમે ધિઃક્કારોછ ને કુંવારી જીંદગીના તમે જબરાં હીમાયતી છેઓ તે વાંચી–તે વાંચી–મને ઘણું હસવું આ'યું જો? ને મારી તમુને મજબુત ભલામણ છે, મેડમ, કે કોઇને ખાતર નહીં તો ગરીબ બીચારા અસરાફ માટીડાઓને ખાતર તમે જીંદગીભર કુંવારાંજ રહેજો."

અધધધધધધ! હોમી તો આજે ડોહરાંજ ડોહવતો બેઠો હતો. તેની સામે બેઠેલી નાજુક નારીને માથાની તાલકથી તે પગના તળ્યાં સુધી ભારી પડી ગયું.

"પણ તમે કહેવા શું માંગોછ જે? તે તો હજુ બોલતાંજ નથી."

"તમે મને બોલવા દઓ ત્યારેની?" ફ્રેનીએ હવે રોહસાથી જવાબ આપ્યો, "વાત એમ છે, મી૦ હોમી, કે મેં એક "નોવેલ" લખીછ ને—"

ફ્રેની શું બોલે? તેણી પોતાનું વાક્ય ખતમ કરે તેટલામાં તો હોમી ધડાક દઇને ઉઠી ગયો અને પાટલુનનાં ગજવામાં હાથ નાંખી જાણે કશાંમાં હોયજ નહીં તેમ ઠંડે કલેજે અહીંથી તહીં ફરવા મંડી ગયો.

"યસ મેડમ, તમે બોલ્યા જાવ, હું સમજુંછ!"

એ આ તે કેવો જુલ્માટ? આવા અકળાટ ગભરાટની ફ્રેનીએ વકીજ રાખી નહોતી.

"એ નોવેલ ઘણીજ સરસ લખીછ ને મને લાગેછ કે હોંશે હોંશે વંચાશે ને—પણ તમે સમજોછ કે, હોમી? જરા બેસાની તો?"

"યસ, મેડમ, તમે બોલ્યાં જાવ, હું બધું સમજું છ."

"તમે વાંચીને તમારો ખરો "ઓપીનીયન" આપશો? તમારા જેવા બાહોશ અધિપતી ને વારતા લખનારનું મત હું કીંમતી સમજશ."

"પણ હું એમ પુછું, ફ્રેની બાઇજી," હવે ખુરસીપર બેસી જતાં તે બોલ્યો, "તમે એમ બધા જણાઓ સામટી નોવેલો લખશો તો પછી અમો ગરીબોના પેટપર લાત પડે તેનું શું? મારા લવજીએબી આય નોવેલ લખીછ." નજદીકની ટેબલપરના બ્રાઉન પેકેટ તરફ તેણે આંગળી કીધી," ઓલરાઇટ, બાઇ સાહેબ? તમારાં જેવાં હાઈ સોસાયટીવાળાં બાનુને મારાથી ના કેમ કહેવાય? તમારા પોતાના સારૂ મારા વીચારો ગમે તે હોય પણ તમારી 'નોવેલ'ના સારૂ હું મારૂં સાચુંજ મત આપશ. હજુ તો મને કેટલું બધું કામ છે. વળી તમારાં શીરીન માસીની કુમીનુંબી એક અગતનું કામ મને કરવાનું છે ને—"

તેના બોલવામાં એકાએક ખલલ પડી! પાસેના ઓરડામાં ટેલીફોનની ઘંટી વાગતી સાંભળતાં તે બોલતાં બોલતાં દોડી ગયો.

ફ્રેની હીરામાણેક! તેના આખાં શરીરપર ઝરાં ફુટી નીકળ્યાં. આજના જેવો અનુભવ તો તેને જીંદગીમાં કદીજ મળ્યો નહોતો. તેને મળેલા—અને તેના સમાગમમાં આવેલા—તમામ જુવાન પોરીયાઓ તેનીપર મરી મરી ફીટતા હતા ત્યારે આ હોમી મુલ્લાં—તો કોઇ જુદાજ પ્રકારનું જાનવર હતું. કેટલી કેટલી મહેનતે તૈયાર કરેલા આજના દેઠેરા તરફ તેણે ઝાંખીને જોયું પણ નહીં? એની પાપણ પછવાડે બે આંખો હતી યા કાચના લખોટા? ખુદરતનો આ પણ એક કેવો નાતરસ જુલમ હતો કે જે જુવાન તંદરોસ્ત અને તેને મનપસંદ છોકરો તેને હવે હદથી જયાદા ગમતો હતો તેજ છોકરો તેને તો ખુલ્લી રીતે ધિક્કારતો હતો અને વળી શીરીન માસીની કુમી! તેનું પણ એ કામ કરેછ? તે તો ફ્રેનીને ખબરજ નહીં; એમ સાંભળેલું તો ખરૂં!

"અરે, હમેશાં એ મારી સાથે એમજ વરતેછ," હોમી ટેલીફોન પર વાતચીત કરવામાં રોકાયલો હતો તેટલાં ફ્રેની મનમાં ફફડ ચટકમાં પડી ગઈ,

"મારામાં બી અકકલ કહાં બરીછ કે મને એમ તરછોડ કરનારાનેજ હું આય કામ સોંપવા આવીછ."

તરેહવાર વિચારોથી આ ઉછાછલી છોકરીનું ચિત્ત ચકભમ થઇ ગયું, તેની ખુબસુરતી અને મગરૂરીને આ કેવો જાલીમ ફટકો! અત્રે આવવા આગમચ પોતાના મનમાં બાંધેલા બધા ઉંચા ખ્યાલો અને ઉમેદોનો કોટ નધારેલો જમીનદોસ્ત થઇ ગયો. હવે તેની કરડી નજર પેલાં બીજાં બ્રાઉન પેકેટપર પડી. બંનેનું લગભગ એકજ કદ—એકજ દેખાવ! કેવું વિચિત્ર? ઘડી બે ઘડી પોતાંની માંજરી આંખો તેને તે પેકેટપર ફેરવી રાખી અને યા ખુદા! પાપણના એક પલકારામાં આ છોકરીએ પોતાનું બ્રાઉન પેકેટ પેલી ટેબલપર ગોઠવી દઈ પેલું લવજીનું પેકેટ પોતાની બગલમાં ઝડપથી ઠેસવી દીધું.

"મેં મારો વિચાર ફેરબ્યોછ, મી૦ મુલ્લાં" ટેલીફોન છોડી પાછા ફરેલા હોમીને તેણે કહયું, "મારી વારતા હુ પાછી લઇ જાઉંછ, તમુને તસ્દી આપવાની હું જરાબી જરૂર જોતી નથી; સાહેબજી," અને એટલું બોલી રોહસામાં ત્યાંથી ચાલી ગઇ.

"પીડા પતી!" તેના ચાલી જવા બાદ છુટકારાનો એક ઉંડો દમ ખેંચી આરામ-ચેરપર અઢેલાતાં હોમી મનમાં બોલ્યો. "એ કારભારની કુતરી એમ ખેજાલતની મારેલી ચાલી ગઇ તે ઠીક થયું. મનેબી તેવુંજ જોઇતું'તું."

---

## પ્રકરણ ૪ થું.

---

### મીસ કુમી જસાવાલા.

"મરેરે ? મેસ્તાનું માથું ઠેકાણે ઉતું કે નહીં ? આજે ચાવલને બદલે દારમાં સામટું મીઠું હોમાવી દીધુંછ."

"હારે, મમ્મા ? ચાવલમાં મીઠું નાખવાનું ભુલી ગીયોછ તાહરે દાર બધી ખારી અગર બનાવી દીધીછ."

"જરા એક દહારો રાંધણીમાં જવાયું જોવાયું નહીં તે જોયું, કુમી? એ તો મુવો દહારે દહારે છેકજ ભાન વગરનો થતો ચાલ્યો. જરા એને બોલાવ, આયા? આપરે કહીએ."

"હમણા રહેવા દયો, મમ્મા; હું પછી એને ધીરે આસ્તે સમજાવશ," આયાના ચાલી જવા બાદ કુમી ચાવતાં ચાવતાં બોલી, "એક તો મુવાં માણસોનું દુઃખ તેમાં વરી-"આયા? આયા? મેસ્તાને ના બોલાવ; જરા પીવાનું પાણી લાવ."

ગોવાળ્યા ટેંક રોડપર આવેલાં એક મકાનના ત્રીજે માળે શીરીનબાઇ જસાવાલા પોતાની એકપુરી બેટી કુમી સાથે બપોરના જમવા બેઠાં હતાં. નોકરોના દુઃખને કયાં સેકો તાણયે? એ વાતને જવા દયો. જરા આ મા દીકરી સાથે આપણે જલ્દીથી ઓળખાણ પાડયે.

આશરે સાત વર્ષપર આ બીચારી કુમીના બાવાજી ગુજરી જવા બાદ તેની વીધવા માતા શીરીનબાઇના સંસારનું ગાડું હળવે હળવે ઠીક હીંડતું હતું. પોતાના મરહુમ ધણી કાંઇ મોટી પુંજી મુકી ગયા નહોતા અને જે થોડું ઘણું વ્યાજ હર મહીને મલતું હતું તે રકમ આબરૂ દરકારથી ગુજરાન કરવા માટે આ નેકચલણ મા દીકરીને પુરતી હતી. વળી મુંબઈના માલેતોજાર લખેસરી ચાંદનબાઇ હીરામાણેક આ પોતાની સગીને હર મહીને અચ્છિ મદદ આપતાં હતાં.

"મચ્છીનો પાટયોબી બધો તિખ્ખો આગ કરી નાખ્યોછ," શીરીનબાઈ પાછાં ફફડવા લાગ્યાં, "નહીં—નહીં, કુમી, આજે તો એને જરા કહેવુંજ પડશે ને—"

"કેમ, શીરીન માસી, શું કરોછ? કુમી, કેમ છે?"

"ઓ, ફ્રેની, ઘણે દહારે આજે તું કહાંથી આવી? ગરીબ માસીને મલવાની આજે કંઇ ફુરસદ મલી? ચાલ, આવ, બેસ; જમવા બેસી જા; આયા, એક ડીશ મુક."

"અરે, નહીરે, માસી, હું તો ઘેરથી નાસ્તો ખાઇને નીકલેલી; જરાબી ભુખ નથી."

"કાંય ? ગરીબ માસીના તાંહનું ભાણું જમતાં સુગ લાગેછ કે ? કંઇ નહીં—ઘેર જઇને નોન નાજે ?"

હા—વાંચનાર ! તારી તર્ક વ્યાજબી છે. હામી મુલ્લાંના ત્યાંથી ન ધારેલો વિચીત્ર આવકાર મેળવ્યા પછી ફ્રેની હીરામાણેક પરભારી પોતાના વિધવા માસીને ત્યાં ઓચીંતી ઉતરી પડી હતી. હામીના મ્હોંડેથી પોતાની પિત્રાઈ કુમીનું નામ સાંભલતાં સમેત આ હૈયાંમેલી છોકરીનું જીગર ઉછાળા મારવા મંડી ગયું હતું. પરાયાં યા પોતીકાં—પણ આ ફ્રેની બંદી કેથે ન ધારેલી ફુટી નીકલે તેમાં કાંઇ મતલબ તો હોવીજ જોઇએ.

ફ્રેની અને કુમી ! ઓહો ! આ બન્ને પિત્રાઇઓ વચ્ચે ઘાટઘટમમાં, રંગરૂપમાં અને ખવાસ ખાસિહતમાં કેટલો બધો તફાવત ? કુમી જો કે ફ્રેનીના કરતાં જરા સામળી હતી પણ તેનો ઘઉંઆળો ઘટમારો ચ્હેરો–તેનું સિધ્ધુ અણ્યાળું નાક અને તેના મરોડદાર મિઠ્ઠા હોઠો ફ્રેનીની સરખામણીમાં કાંઇ નાંખી દેવા જેવા નહોતાં. અરે—બહારની ગોરી ચામડીને આગ લગાડો ! સફેદ ચામડી સાથે કાળું મેસ જેવું હૈયું ધરાવવા કરતાં તો સ્વચ્છ નિર્મળ જીગર સાથે સામળો રંગ લઇ જન્મવું હજારવાર બ્હેતર ! કુમીનું બોલવું ચાલવું અને સાનસહુકવાલી રીતભાત તેની સાથ ફકત થોડોજવાર સમાગમમાં આવનારાઓને આઇના મિસાલ સ્પષ્ટ માલમ પડી જતી હતી. રીતભાતમાં અને રહેણીકરણીમાં કુમી એક મિઠ્ઠો મોગરો હતી ત્યારે ફ્રેની બીલકુલ થુવર હતી.

"મરેરે, ફ્રેની, હમણા ભર બપોરે આવા ઠઠેરામાં કોણના લગનમાં જઈ આવી ?" શીરીનબાઇએ શરૂઆત કીધી, "આય બાદલાં ઘણાજ સરસ લાગેછ."

"તમારી કુમી કહાં કમી પ્હેરેછ, માસીજી." સાડીની સોડ કહાડતાં ફ્રેની બોલી, "ને નહીં પ્હેરતી હોય તો પ્હેરાવોની ? તમારો હાથ કોણ ધરેછ ?"

"અરે, નહીંરે, બા ? આપુને બધું ચાલે," કુમી હસી પડી બોલી, "મમ્મા હમ્મેશાં કહેછ તેમ પગ જોઇને પાથરણું કરવાનું."

"તાહરે એમબી ને એમબી કાલથી ખાદીનીજ સારીઓ પ્હેરવા માંડની ? એટલે મહાદેવીમાં ખપશે," ટેબલપર હાથનો થેબો દેતાં ફ્રેની ટાણાથી બોલી.

"અરે પણ, ફ્રેની, માસીના તાંહ તું જ્હારે આવશે ત્હારે બધી એવી એવીજ વાતો કરતી આવશે કે જરા એલાર–પેલાર બી સમજાવશે?" શીરીનબાઇ નાકપરનો ચશ્મો સરખો કરતાં બોલ્યાં.

"પણ માસીજી, ઘણે દહારે આવી તે જરા કુમી સાથે મારામારી બી કરૂં કે નહીં?" ફ્રેની હસતાં હસતાં બોલી અને તે હસવામાં બાતિનમાં તો ક્રોધ અને તિરસ્કારજ સમાયલો હતો. સામે બેઠેલી પોતાની સામળી પિત્રાઇના કીયા ભાગમાં—અરેરે કોઈ ચીજમાં–હોમી મુલ્લાંએ ખેંચાણ જોયું હશે? ખરૂં પુછો તો ફ્રેનીના મનની આ એકજ મુઝવણ થઇ પડી હતી.

"માસીજી, મેં એક નોવેલ લખીછ," હાથમાંનું બ્રાઉન પેકેટ ટેબલપર મુકતાં ફ્રેની લગરીક ગંભીર બની જઈ બોલી.

"મુવાં કૈતકજ તો," શીરીનબાઇ માસી હસી પડી બોલ્યાં, "જા–જા–ઘેલી? હવે દહારે વહારેની થઇ તે જરા ભવિષનો વીચાર કર! તે દહારે આપરાં ચાંદનબાઇને મલવા ગયલી તે એવણ બી તારે નામે ફફડતાં'તાં."

"તો, લેરે, માસીજી? નોવેલ લખી તેમાં મેં ખોટું શું કીધું જે? કંઇ બધી છોકરીઓને આવો 'ઇન્ટેલીજંટ' હુન્નર આવડતો નથી," કુમી તરફ એક તિક્ષણ નજર નાખતાં ફ્રેની છછણી પડી. "તું શું ધારેછ, કુમી? નોવેલ રાઇટીંગ ઇઝ આ ગ્રેટ આર્ટ. એ ચોપડી હું છપાવીને બહાર પાડવા માંગુંછ પણ મને 'નરવસનેસ' લાગવાથી હું આજે હોમીને બતાવી આવી ને–"

આ રંગીન પતંગીયું બોલતાં બોલતાં એકાએક અટકી પડયું. કુમી ચોંકી ઉઠી! ફ્રેનીએ હોમીનું નામ દઈ પોતાની માંજરી મસ્તીખોર આંખો કુમી તરફજ ઠેરવી રાખી. ગરીબ બીચારી કુમી ખચિત્તજ શરમાઇ ગઇ.

"એ કુમીના મ્હોંનાપર હીરા બીરા જરયાછ કે, ફ્રેની?" શીરીનબાઇ ગંભીર અદાથી બોલી ઉઠયાં, "પછી આગલ ચલાવની? હોમીએ શું કહ્યું?"

"અરે, મરેરે, માસીજી, હું બી કેટલી બધી ભોલી મુઇછ? છટ! છટ! છટ! મારા દીલમાં કંઇ છુપી વાત તો રહેતીજ નથી. મને બીચારા મારા હોમીએ ખતીખતીને–સમસોગંદ આપીને–કહેલું કે મારી ચોપડી છપાવવાના કામમાં એ મને મદદ કરેછ તે મારે કોઇ બી–કોઈ બી આગલ

બોલવું નહીં–ને ખાસ કરીને કુમી આગલ તો નહીજ–ને મારાથી કેવો છબ-
રડો થઇ ગીયો ! પણ, જોવ, માસીજી ! કુમી! તમે લોકો તો એ વાત છુપીજ
રાખજો જો ! નહીં તો વરી મારા હોમીના મનમાં મારા સારૂ ઓછું આવશે"

ગ્રે ? આ લુચ્ચી તરકટી છોકરી બધું શું બોલી ગઇ ? ભોલીભાળી
કુમી ! સ્વચ્છ નિર્મળ જીગરવાલી આ નાજુક નિર્દોષ છોકરી પોતાની બેઠક
પર જરા હીલી ઉઠી. તે તાઅજ્જુબીથી અંદેશામાં પડી ગઇ. જે ચીજ
ફ્રેની જાણે તે આ કુમીથી છુપી ? અને વળી હોમીએ ફ્રેનીનેજ સમ-
સોગંદ દીધેલા ?

"પણ હોમી તમારા તાંહ બી અવારનવાર આવેછ કે, માસીજી ! ઓ
કુમી! તું ઉઠી કહાં જાયછ? ઘણે દહાડે હું મલવા આવી તે જરા બેસ તો ખરી?"

"અરે, નહીંરે, હું કેથે બી જતી નથી," કુમી ગભરાટની મારેલી
ખુરસી પર પાછી બેસી ગઇ.

"આવેછ—હોમી અવારનવાર અમારે તાંહ બી ઉતરી પરેછ," શીરી-
નબાઇ ખુલ્લા અવાજે બોલ્યાં, એ તે દહારે બી આવી ગયલો ને પોતાના
દોસ્તદાર લવજી કરાકાને રાંદેર વીલરમાસીના તાંહ મોકલાવવા માટે વાતચીત
કરી ગીયો. કુમીને બી થોરા દહારા રાંદેર મોકલાવવા માંગુંછ; ને ફ્રેની ? તું
બી જાની ? મરેરે, વીલરમાસીને તો તારો ઓરતોજ રહી ગીયોછ જો."

"રાંદેર જવાનું ? બેપુઉઉફ! આપરે કંઇ જાનવરો બાનવરો છેયે કે એવા
જંગલમાં રહેવા જઇએ ? તમારી કુમીનેજ મોકલાવોની, માસી ?"

"ઓજ્જા ? વરી શું થયું ?" શીરીનબાઇ હસી પડી બોલ્યાં, "અરે,
હવે જરા અક્કલ પકર ને કંઇ આગલો પાછલો વીચાર કર? તે દહારે ચાંદ-
નબાઇ બી કહેવા લાગાં કે ફ્રેની આપરા ફલીની સાથે ઠેકાણે પરી જાય તો
કેવું સારૂં. બધું કુટુંબ કુટુંબમાંજ સચવાયલું રહે."

"અરે પણ તમુને આગલાં પાછલાનો ખ્યાલ આવ્યા કરતો હોય તો
તમારી કુમીનુંજ માથું કેથે ધોઇ નાંખોની? મનેજ સેકો તાણ્યા કરશો કે?"

માથાં પર સોડ નાંખી દઇ ફ્રેની રોંહસામાં ઉઠી પડી. ફલી ! કુટું-
બનો ફલી હીરામાણેક ! આ નામે અને માસીજીએ આપેલા નવા ખ્યાલથી

ફ્રેનીના ગરમ ભેજાંમાં કાંઇ જુદોજ જોશ એકાએક ઉભરી આવ્યો. પેલો હોમી એના મનમાં શું ખાંડ ખાતો હતો? વાતની ચોરીની વાત તેના વખતે થઈ રહેશે તેટલાં હમણાં તો ફ્રેનીનું ચકભમ માથું કાંઈ નવાજ ખ્યાલથી એકાએક અસ્થિર અને ડામાડોળ બની ગયું હતું. કાંઇ નવાજ વિચારોથી તેનું મગજ હમણાં વીંધાઈ જતું હતું. ધુખરાયલાં કોઠાં સાથે ફ્રેની પોતાની માસી અને કુમીને ઝડપથી મળી ચાલી જતી હતી તેટલામાંજ—

"એ કોણ? દીનુ કે? આટલે વરસે કહાંથી આવી?" કુમી પોકારી ઉઠી.

કોઇ પરાઈ બૈરીને દાખલ થતાં જોઇ ફ્રેની જેટલી ઓચીંતી આવી લાગી તેટલીજ ઓચીંતી હેન જેવાં કોઠાં સાથે પાછી ચાલી ગઈ!



## પ્રકરણ ૫ મું.



### જગત જુઠી!

"અરે, પણ હે ચીઠ્ઠી તુમાલા દીલા કોને?"

"આપલાલા કાહે ઠાવક, શેઠજી?"

"અરે હેચી!" નસરવાન વકીલ ડોળા કકડાવીને બોલ્યો, 'હે ચીઠ્ઠી તુમી કુઠુનસી આનલી તે તુમાલા માહીત નાહે?"

"આપલાલા કાહે ઠાવક, શેઠજી?" ઘાટીએ ગભરાઇ જઇ પાછો તેજ જવાબ આપ્યો.

"અરે, પણ મુવા, ઢેરાના જણ્યા, ઠાવક ઠાવક કાય સાંગેછ?" ધનાફુઇએ હવે તરારો કીધો, "એ ચીઠ્ઠી તુમાલા કોને દીયા તે તુંને માલમ નાએ? હે ચીઠ્ઠી તુમાલા કોણે આયપા? તુમાલા કોણે આપ્યા?"

ધનાફુઈના બહાર ખેંચાઇ આવતા પહોળા પતાક ડોળા જોઇ પેલો ઘાટી ગભરાટ અકળાટનોમારેલો ત્યાંથી વંજો માપી ગયો.

"અરેરે, ધનાફુઇ, આય શું કહેવાય? મારાં ગરીબ ઘેરપર આય કેવો જુલમ?"

"કાંય, શું છે? દીકરા, ના રર–ના રર. એમ આંખ–પાણી નહીં કરયે. હિમ્મત રાખ, પણ ચીઠ્ઠીમાં શું લખ્યું છ?"

"અરે, ખુદા, ખુદા! આય તે તારો કેવો ઇન્સાફ? કોઇનુંબી બુરૂં કીધા વગર મારાં ગરીબ ઘેરમાં ગગરી રહેનારને આય સજા?"

"પણ દીકરા, થયું શું જે? જરા ખુલાસાથી બોલ તો ખરો? એમ રડયા ના કર; આય બચ્ચું હેબતઇ જશે." એક મિઠ્ઠાં માવીતર યા મમઇના પ્યારથી તેનું માથું પેટમાં દાબતાં ધનાફુઇએ સધ્યારો દીધો, "પણ એ ચીઠ્ઠી કોણુની છે? દીનુની છે કે? બાબત શું છે?"

"અરે તમેજ જરા વાંચી જોવની, ધનાફુઈ?" આંખમાં ભરાઇ આવેલો દીબો જેમ તેમ દાબતાં તે બોલ્યો.

"મરેરે? મેં કીયે દહાડે પાટીપર ધુળ નાંખેલી જે, દીકરા? તુંજ જરા વાંચી સંભળાવની?"

ખરેખર! ધનબાઇજીને વાંચતાં લખતાં આવડતું નહોતું તે પણ આ ગાફેલ બની ગયલો કમનસીબ શખસ ભુલી ગયો. અચાનક આવી ઉભેલી આફતમાં ઇન્સાનની મતી ઘડી બેઘડી એમજ સુન મારી જાય છે.

ઠરઠર કાંપતા હાથે નસલીએ તે નહેસ્ત કાગળ હાથમાં ધર્યું, તેના ગળે હેબત અને ધાસ્તીની કાચકી બાઝી ગઈ હતી. નજદીક બેઠેલાં ધનાફુઇ આગળ ખટકતા દબાયલા અવાજે તે કાગળ ધીમે ધીમે વાંચવા મંડી ગયો. પાસે ઉભેલો પીલુસ હેબતનો મારયો લાકડાં જેવો થઇ જતો તેનું પણ કોઇને ભાન રહ્યું નહીં.

"નસરવાનજી જોગ,

હું એકજ સેવટપર આવીછ કે પણવામાં આપરે જીંદગીની મોટી ભુલ કીધી; ને તેથીજ એ જીંદગીનો લટકો ફટકો મેં હમ્મેશનો કરી નાંખ્યોછ. તમારૂં આય કંગાલ ઘેર છોડી મારે ગમે ત્યાં હું ચાલી જાવુંછ. મારી શોધખોળ કરવાના ફોકટનાં ફાંફાં મારશો નહીં ને તમે મને કેથે મલશો તોબી હું તમારા ઘેર પાછો પગ મુકવાની નથી. રોજીંદા અવકરાવાલી દલદેસરીની એવી ગરીબ જીંદગી ભોગવવાને હું

સરજાઇ નથી. તમારાથી મારા નાકમાં હવે દમ આયોછ. મને સદંતર ભુલી જજો. તમારે સારૂં એ એકજ ઇલાજ છે. ને તમારે ગમે તો રાહટવાહટનો હક ભોગવવા મેત્રીમોન્યલ કોરટનો આશરો લેજો પણ હું તો મરતાંબી તમારે તાંહ પાછી આવવાની નથી. પેલાં તમારાં ધનધન ધોરી ધનાકુઇ હવે તમારૂં બધું કરી લેશે.

લી૦ **દીનબાઇ.**"

"મરેરે, એવી બૈરી તો દુન્યાના કોઇ ખુણામાંબી નહીં હોસે? કલેજાંના કટકા જેવાં આય બે નાલ્લાં બચ્ચાંઓનું બી એને નહીં લાગું હોસે? વહી રે વહી! મુવો ખરેખરોજ કરજુગ બેઠોચ."

"હેં, પપ્પા? પપ્પા? મમ્મા ચાલી ગીયાં? મારાં મમ્મા આપરા ઘેરમાંથી નાસી ગીયાં? એવણ પાછાં નહીં આવશે:"

"ન–હીં–ન–હીં, દીકરા, એમ નહીં બોલ્યે," પોતાનાં નિર્દોષ નાના પીલુસની આંખમાં આંસુઓ જોઇ નસરવાનજી જોરથી રડવા મંડી ગયા.

"ઓ વાબ રે, એમ આંખપાણી કહાં સુધી કર્યા કરશો, નસરવાનજી!" પીલુને તેના બાપની ગોદમાંથી છુટ્ટો કરી તેને પોતાના પાંસાંમાં દાબતાં ધનાકુઇએ કહ્યું, "જરા આય બચ્ચાંનો તો વીચાર કરો? એ જીભરૂં હવે કંઈ કમસમજનો છે કે?"

"બરી ગઈ મારી જીંદગી, ધનાકુઇ!"

ખરેખરજ જલી જાવ એવી જાલિમ જફાકારક જીંદગી! એક ભોલા ભલા ભરથારપર આ કેવી ન ધારેલી હાડમારી! સરજતની કેવી સીયાહ સીતમગારી! નસલી વકીલના આ ગરીબડાં ઘરપર કિસ્મતના કહેર અને ક્રોધનો ગોયા વરસાદ વરસ્યો હતો. પોતાના બે નાના નિર્દોષ બચ્ચાંઓનો ખ્યાલ આવતાં આ કરમ ફુટેલા બાપના ભેજાની નસો ખેંચાઇને જાણે વળી જતી હતી. ઓ બેવફાઇથી ભરેલા દગલબાજ જમાના! તારા ઢંગઢડાથી કોણ વાકેફ હોઇ શકે!

**જગત જુઠી!**

"ધનાકુઇ, હવે મારૂં શું થશે!" ફાટફાટ થતા ડોળાએ ગુલાબ જેવા પોતાના બે બચ્ચાંઓને ચકભમ ચિતે જોતાં તે પાછો બોલ્યો, "અરે, મારૂં

તો રહ્યું, પણ મારાં આય બીચારાં બેકસુર બચ્ચાંઓનું શું થશે?”

“અરે પણ તમેબી ભાજીના પાણી જેવા શું થઈ જાવચ જે, નશરરવાનજી? પોલીસને એકદમ બોલાવો ને એ નાપાક દદા જ્યાં હોય ત્યાંથી પકડાવી મંગાવો? ધણી છોકરાંને ઘેરમાં એકલાં છોડી કોઇ પરણેલી બૈરીથી એમ બહાર રાતોરાત નાસી જવાય કે?” ધનબાઇજીએ કાયદાની બારીકી કાઢી.

“અરે નહીંરે, ધનાકુઇ? એમ કંઇ થાય કે? પાંચ લોકમાં મારીજ ફજેતી કરૂં? મારા ઘેરની આબરૂ મારા હાથેજ હું બહાર કહાડું?”

ખીજાલત! શરમીંદગી! હીનપસ્તી! ઇજ્જતની બરબાદી એ કેઇ ચીજ હતી તે આ શચારો નસલી વકીલ એક ક્ષણમાં સમજી ગયો.

“તું કહેછ તેબી બરોબર છે, દીકરા,” તુરત કોર મરડી દેતાં ધનબાઇજી બોલ્યાં, “મારી પેલી નોકરડી જીવીનેબી હું ચેતાવી રાખશ કે કોઈ આગળ એ વાત કરેજ નહીં.”

“અરે, જીવી તો કંઇ જાણતીજ નથી, ધનાકુઇ,” નશરવાન હવે આંસુઓ લુછી નાંખી લગરીક ગંભીર બની જઈ બોલ્યો, “ત્યારે એ વાત તમે ખાઇજ જજો, પણ, ધનાકુઈ!” વળી પાછા આંસુઓ ખેરવતાં તે બોલ્યો, “તમે તો મારાં એક માયનીજ ગરજ સારતાં આયાંછ જો. મારાં દુઃખ તમારા વગર હવે કોણ ઓછાં કરશે?”

“અરે, કંઇ નહીંરે, દીકરા, એ તો મારી ફરજ છે,” ધનબાઇજી સાચ્ચી દિલસોજીથી બોલ્યાં, “બૈરી ચાલી જાય એટલે લાગે તો ખરૂં પણ માયરે માય? માયરે માય? રોજના કેવા હવરકુટા? એ એ બૈરી માથે ધરતી લઇનેજ ફરતી'તી જો. અફરઇ ઝીકઇ ને ઠોકર ખાઇને એની મેરે એ પાછી આવશે. તું જરાબી ફીકર ના કર. તું તારે હારીસે સધાવ; જેટલી અધરી તેટલી સધરી; એ બચ્ચાંઓને હું મારા જીવની કાની જાળવશ. એ કોણ? જીવી કે? સબુર; અબધડી હું નીચે આઉંછ. ચાલ, દીકરા, જીવીબી આવી લાગી. ચાહ દુધ હું કરી મોકલાઉંછ ને રાતદીવસનું રાંધી કહારશ. તું બેફીકર રહે.”

બેફીકર રહે! અરે, કેમ રહેવાય? અચાનક આફતમાં અટવાઇ ગયલાં

એક હીણભાગ્ય દુખ્યારાના જીગરમાં ફીકર નહીં તો બીજું શું હોઈ શકે? જાહેરમાં નામોશીના ગારમાં ઉઠલાઈ જઇ લોકની નજરે હલકો પડવા કરતાં તો પોતાના ઘરનાં સંકટો સામે બાહિમ્મત બાથ ભીડવી તેને બ્હેતર લાગ્યું. રકમરકમના ડરામણા ખ્યાલો કરતાં ખાસ્સો અરધો કલાક પસાર થઈ ગયો. નસલીની ગુંગળાતી છાતીમાં હેબત અને દહેશતનો આતશ ધગધગી ઉઠયો હતો. મનને જેમ તેમ શાંત કરી પાક પરવરનું નામ જબાનપર લઇ તેણે ચુહલો સળગાવ્યો અને નાહવાનું પાણી ગરમ કરવા મેલ્યું.

"દીકરા, પીલુ? ચાલ તુને નહવરાવી લઉં. પછી બેબીને નહવરાવશ."

"પપ્પા, તમે મને નહવરાવશો? તે મમ્મા પાછાં નહીં આવશે?"

"મમ્માબી આવી લાગશે, દીકરા," કબાટમાંથી કપડાં કહાડતાં ગદગદ અવાજે તે બોલ્યો, "પછી મમ્માના હાથેબી નાહજે."

ગરીબ બીચારો નસરવાન! સાડાનવ પણ વાગી ગયા. અત્યાર આગમચ તો તે ઓફીસ જવા રોજ ઘરની બહાર પડતો હતો. ઓફીસે આજે મોડું જવા સિવાય છુટકોજ કયાં હતો?

હાથોપર બદનની બોય ચહડાવી દઇ નાના પીલુસને નહવાડતાં નસલીના તાતેલાં મગજમાંથી હમણા શું શું ખ્યાલો દોડી જતા હતા તે તો તેનું મનજ જાણતું હતું!

"પપ્પા, એ શું કરોછ?" પીલુસ નાહતાં નાહતાં બુમ પાડી ઉઠયો, "મારી આંખમાં બધો સાબુ ગીયો? બધી આંખોબી ચચરી આવી."

"ધીરજ ધર, દીકરા." પાણીની બાલદીમાં ઝડપથી કળસ્યો બોરતાં તે બોલ્યો, "હમણા બધું ધોઇ નાખુંછ."

પીલુસને કપડાં બદલાવી આ કમતાલેના પીદરે નાની બુચીને નહવાડી દીધી. તેના રૂઠેલાં તકદીરમાં આજે કાંઇ નવીજ હાડમારી—નવોજ અનુભવ લખાયો હશે!

"નસીરવાનજી વકીલ ઇકરે રહેતે?" એક ટપાલીએ દાદરપર ચહડી આવી પોકાર્યું, "નસીરવાનજી વકીલ શેઠ તુમીજ કાહે? તુમચા એક રજીસ્ટર્ડ કાગજ આહે."

"એ વરી કોણુનો કાગલ ? ને તેબી રજીસ્ટર્ડ ?" ટપાલીના ચાલી જવા પછી પત્ર ઝડપથી ઉખેડી નાખતાં તે મનમાં બડબડયો.

યા ખુદા! એ આ શું કહેવાય? એકાદ દીવાના શખસ મીસાલ ડોળા ફાડી ફાડીને તે પત્ર તે એકકી ટગરે વાંચવા મંડી ગયો. જેમ જેમ તે વાંચતો ગયો તેમ તેમ તે ગંભીર બનતો ચાલ્યો. તેની આંખોના ખાડામાંથી બન્ને ડોળાઓ જાણે બહાર નીકલી પડતા હતા જે જોઈ નાનો પીલુસ પણ વીચારમાં પડી ગયો.

"બાઇ જોવ, વોટસ ધીસ? હેં? પીલુસ? વોટસ ધીસ?" રબરના દડા મીસાલ ખુરસીપરથી એકાએક ઉછળી પડી તેણે પીલુસનો હાથ જોરથી દાબી દઇ બુમ પાડી દીધી.

"પપ્પા, એ શું કરોછ? મારો હાથ બધો કચરાઈ ગીયો?"

"ઓ ખુદા! ધનાપુઇ? ધનાપુઈ? કહાં છઓ ધનાપુઇ, વ્હેર આર યુ ધનાપુઇ?" એક ગાંડા હાથ્થી પેઠે દાદર આગલ ઉભો રહી નસલી વળી પાછો બુમો પાડવા મંડી ગયો. ધનાપુઇ ગભરાટના મારેલાં માળપર દોડી આવ્યાં.

"ઓ ધનાપુઈ? ધનાપુઇ?" માળપર ચહડી આવેલાં ધનાપુઇને દાબીને વળગી પડી નસલી જમીનપર પગો ઠોકવા મંડી ગયો.

"ઓ, મરેરે, દુસ્મનને એકાએક એમ સું થઈ આયું?" નસલીને પોતાના પાસાંમાંથી જેમ તેમ છોરવતાં ધનબાઇજી ગભરાઇ જઇ બોલ્યાં, "એ એમ શું કરોછ જે, નસરવાનજી?"

"વોટસ ધીસ! ધનાપુઇજી, ધનબાઇજી. બાઈ જોવ—વોટસ ધીસ!"

એ નસલીની ડાગરી ખસી ગઇ હતી કે શું? તેને હવે ખડખડ હસ્તો જોઇ ધનાપુઇને ચમકવા થઈ આવ્યો.

"બાઇ જોવ? તે મરેરે, શું જોઉં? એ એમ શું કરોછ જે?" ખુરસીપર ધમ્મ દઇને બેસી ગયલા નસલીના માથાંપર હાથ મુકતાં ધનબાઇજી બોલ્યાં, "દુસ્મન ઘેલોબેલો થઇ ગીયો કે શું?"

"વોટસ ધીસ! ઘણું મોડું! થોડાજ કલાકનો ફરક! થોડાજ કલા——"

તે વાક્ય ખતમ કરવા આગમચ નસલી એક લપેરો ખાઇ બેભાન

થઈ ગયો. ધનબાઇજીના હોશકોશ ઉડી ગયા. પગમાંથી સપાટ ખેંચી કહાડી તેવણ નસલીના નાક સાથ જોરથી ઘસવા મંડી ગયાં. નીચેથી દોડી આવેલી જીવી ધનબાઇજીના હુકમ મુજબ નશરવાનજીના સફેદ ચાદર જેવાં મ્હોંડાંપર પાણી મારવા લાગી.

એ શું ભેદ હતો? હા—હા! ભાગ્યદેવીના તે નધારેલા ભડાકા હતા! ટકોરબાજ તકદીરના તે તડાકા હતા! ખચ્ચિતજ—વાંચનાર, સંજોગી સરજતના તે વિચીત્ર સટાકા સાંભળવા માટે તારે જરા થોભી જવું પડશે.

---

## પ્રકરણ ૬ ઠું.

---

### ગામડાંનું ખિલતું ગુલાબ.

"દીકરી જર, હવે બસ કરની? સીવતાં સીવતાં બરયાં આંગલાં બી દુઃખી આયાં હોશે. સહવારથી વેજવેજમાં પરેછ."

"હવે ખલાસ થવા આયું, માયજી. એક પાંચ મીનીટમાં ખલાસ."

"હવે ઉઠી જા, મારી દીકરી કરૂં. તન વાગાની સીવવા બેઠીછ. પાંચબી વાગી ગીયા ને જોતાં જોતાં હવે તો મારા ડોરાબી ખેંચાઈ ચાલ્યા પણ તુંને થાક લાગતી નથી. સીવવાનું બાજુએ મુકી દે ને ઉઠીને જરા હાથ મ્હોંનું ધોઇ નાંખ."

"ઓય ઉઠી, માયજી, જરાક બાકી રહી——"

અંહં! અંહં! એ શું? હમણાજ ટપાલમાં આવેલું એક કાગળ ચાપીચાપીને સામે વાંચતા બેઠેલા જરના મામા હીરજીભાઇએ છેલ્લી પાંચ મીનીટમાં ત્રીજી વાર એક જોરથી ખંખાર માર્યો. જર જરા અજાયબીમાં પડી ગઈ. હીરજીમામા ખચ્ચિતજ કાંઇ અકરવકરમાં પડી ગયા હતા. કાંસી-કુસીને તેવણે ત્રણ ત્રણ મરતબા ખંખાર માર્યો તો પણ તેવણના ધણીયાણી ખરશેદબાઈ તો જર સાથેજ પટપટારો કરવામાં રોકાઇ ગયાં હતાં. હીરાજી પોતાના મનમાં શું શું ગણત્રિ કરવા પડી ગયા હતા તે ખરશેદબાઇની બલા જાણે!

"ફીલ્યા, ભેંસોને આજેબી તલાવમાં નહવરાવી નહીં આયો?" સામેથી ચાલી આવના નોકરપર તરારો કરતાં ખરશેદબાઈ બોલી ઉઠયાં. "તુંબી મુવો દહારે દહારે સુલેમાન સાટકા જેવો વધતો ચાલ્યો ને કોરીનું બી કામ નહીં કરતો. રોજનો મારો જીવ કુહરાવેછ એ બધું તુંને રોજ કહેવુંજ જોઇએ કે? તારી મેરે તો કોઈ દહારો કરવાનોજ નહીં?"

"આજે સહવારના મેં બી એને યાદ દેવરાવેલું, માયજી," સીવવાનું મુકી દઇ હાથમાંની સોય માથાબાનામાં ખોસી દેતાં જર બોલી, "મેં એને સહવારથીજ કહી રાખેલું કે વરી પાછો એ ભુલી જશે."

"એ તમે તમારી માયમાસીના ડોરા કાંય બારોછ, હીરજી? માંદા મરધાંની કાની ઝુંપ્યા શાના કરોછ! જરા નોકરોને તો બુમ પારો? હુંજ મારૂં માથું રોજ ઝીકયા કરૂં કે? તમે તો કોઇ દહારો બોલોજ નહીં કે?"

"કાંય નહીં બોલું? હઝાર વખત બોલું; કેમ, ફીલ્યા? બોલતો નહીં તે છેકજ ફાટી ચાલ્યો કે?" હીરજીભાઈ ખજેત્યા હવે બુલંદ અવાજે પોકારી ઉઠયા, "ખટલી, હું તો કયારનો આય કાગલ વાંચવામાં રોકાયલો. મકુંજે કાલે સહવારની ગારીએ આવવાનું લખેછ."

"વરી કોણ આવેછ?" નાકપરનો ચશ્મો ઝડપથી ઉતારી દેતાં ખરશેદબાઇ રોહસાથી બોલ્યાં, "વરી કોણ? પરોણાઓ બોલાવ્યાછ કે? એક તો આપરા ઘેરની રોજીંદી વેજવેજથી પરવારતાં નથી ને પારકાંઓની ગોરસી કેમ કરાય?"

"જરા ધીરી પડ, ખરશેદ, જરા ધીરી પડ?" તે કાગલ ગજવામાં મેલતાં હીરજીભાઇએ કહયું, "બેહસ્તી દીન્યારજી વહારયાનો રતન આવવાનો છે. લખેછ કે તન ચાર વરસે મમબઈ આયો તે પોતાના મરહુમ બાવાની જમાનના ખતપત્તર સારૂ મને બધું પુછવા માંગેછ ને—"

"તેવણ કોણ, મામાજી? આપરા સગા થાય કે?" નાની જરે ઇન્તેજારીથી પુછયું.

"આપરા સગા તો નહીં, દીકરી જર," હીરજીભાઇએ ખુલાસો કીધો, "પણ એ છોકરાના મરહુમ બાવા દીન્યારજી સાથે મને સગાના કરતાં આલા

નાતું ઉતું. આય આપરી 'ઓરવાડી'ની પછવારેની જમીન છેક પાદર સુધી લાગીછ તે બધી બહેસ્તી દીનયારજીની બહેસ્તીની મરજી મુજબ એનો બધો વહીવટ હુંજ કરૂંછ ને–"

"પણ તે એકલોજ આવેછ કે પાંચ પચીસને બી સાથે લઇને આવેછ?"

"અરે, નહીંરે, ખટલી? એ બીચારો કોણને સાથે લઈ આવે? આય આપરા રાંદેરના ગામડામાં એને કંઈ સોહવાનું છે કે એ લાંબો વખત રહેશે? લખેછ કે જમીનના ગણોતનું જરા બધું જોઇ જાઇ બે તન દહાડામાં ચાલી જશે. તું શું કરવા ગભરાયછ? મારી દીકરી જર બધું કામ કરશે."

"અરે, હારે, માયજી; તમે જરા બી ફીકર ના કરો. કામ કરવાવાલી હું કેવી છઉં. આપુને કોઇ ભારી પરવાનું નથી."

થઇ ચુકયું! પોતાના ગુચ્છાવાળાં માથાંપર ફીનખાબની ટોપી દાબતાં હીરજીભાઇ મુછમાં હસી પડયા. આ દાવકો ઠરેલ ગામડયો અચ્છી રવેશે જાણતો હતો કે જર તરફના થોડા મીઠા પટામણા બોલો લગરીક ફિતાવળાં ખરશેદબાઇને ઠંડાં પાડી દેવાને એક અફલાતુન ઉપાય હતો.

"અરે, તું કામ કરવાવાળીને મારા બધા છ, દીકરી," ખરશેદબાઇ હવે ધીરે કલેજે બોલ્યાં, "આપણાં ગરીબના ઘેરમાં કોઇબી આવે. જરથોસ્તીઓના સારૂં આય આપણાં ગરીબનાં બાર હમેશાં ખુલ્લાં છે. પણ હવે મારાથી કામકાજને પહોંચી વરાતું નથી. સુધરેલાં મુંબઇગરાંઓને શું છે? બોય આયાંઓ કામ કરે ને ઘેરની શેઠાણીઓ લાંબા ટાંટયા કરીને આખ્ખો દહાડો ગગરી રહે. ને સાંજ પડી કે હિંડયા બ્હાર! આપણા ચુલ્લાને કોઈ દરવંદથી અરકાયબી?"

"હું બધું સપાટામાં રાંધી દેવશ, માયજી." પોતાનાં વ્હાલાં મામીને માયજીનાં મીઠાં નામથી હમ્મેશાં તે બોલાવતી હતી, "એક માણસનું રાંધવાનું કેટલુંજે? એક બે વાની વધારે રાંધવાની, એટલુંજ કની! એ છોકરાને તો તમેબી બરોબર ઓળખનાં હશો, એટલે હવે ઓસકાવાનું શાનું?"

"મેં તો એને નાનપણમાં જોયલો તેજ. હવે તો ખુદા રાખે મોટો માટીડો થઈ ગયો હશે, એના બહેસ્તી બાવા દિન્યારજી ઘણાંજ અનારાફ ને

અસીલ ઉતા. આપરા ત્યાં અવારનવાર ઉતરી પડતા હતા. તુંબી હવે મ્હોઢું ધોઇધાઇ તૈયાર થઇ જા. ઓય અંધારૂં થઈ જશે. પેલા મુવા કીલ્યાની હું ખબર લઈ આઉં. એ મુવાની આળસાઇને લીધે મારાં બીચારાં ઢોરો દહાડે દહાડે હાલહવાલ થતાં ચાલ્યાં."

હીરજીભાઈ ખજોત્યાની રાંદેરની "બોરવાડી" વિશાળ ફળદ્રુપ જમીન-વાળી એક બહોળી મિલ્કત હતી. તેની અંદર આવેલું નાનુ બેઠું મકાન આ ફક્ત ત્રણ જીવોના સગવડભરેલા વપરાશ માટે પુરતું હતું. હીરજીભાઇએ પોતાની આખી જીંદગી ખેતીવાડીને અર્પણ કીધી હતી. પોતાની બહોળી જમીનનો મોટો ભાગ બાંધી મુદત માટે ખેડવા ખેડુતોને ભાડે આપી દેતા હતા જ્યારે તેના થોડા ભાગમાં તેવણ તરતરકારી અને ફળફળાદી વાવતા હતા. હીરજીભાઇ જાતે ખેતરોમાં આખો દહાડો ધ્યાન આપતા હતા જ્યારે તેવણના મહોરદાર ખરશેદબાઈ ઘરનું કામકાજ આટોપવામાં અને ગાય ઢોરો પર અંગત દેખરેખ રાખવામાં પોતાનો તમામ વખત ગુજારતાં હતાં. ખરે-ખર મુંબઇના મોટા મોટા મહેલોના અમનચમન છતાં બીજે અને ત્રિજે દીવસે દવાના ધીચારાઓ પીવાની દુઃખી, દરદી અને તકલીફવાળી જીંદગી કરતાં આ ગરીબ ગામડાંની તંદરૂસ્તી અને સુખ લખ્ખોવાર બહેતર! તંદ-રૂસ્તી વિના લખ્ખોની દોલત શા ખપની? નાના ઝુપડાંના આસુદી, સુખી અને સંતોષિ સંસારની કિમ્મત હજારવાર જ્યાદા! પોતાના મામાપર આવેલું કાગળ ધ્યાનથી વાંચતી તમારી સામે ઉભેલી પેલી જરના ચ્હેરાપર તો જરા નજર નાંખો? કેવો તંદરૂસ્ત મનહર મુખડો!

૧૮ વર્ષની આ ગામડીયણ ઘટમારી ગોરી રાંદેરની હીરજી મામાની 'બોરવાડી' ની સુગંધી ગુલાબની એક નાજુક મનમોહન કળી હતી. હસ્તો રમતો ગોરો ઘટમારો મુખડો—ચળકતી ઝળકતી કાળી ભમ્મર આંખો–લાંબા પાપણોપર નકસીદાર કમાણદાર ભવાં અને તન્દરૂસ્ત બાંધાવાળું કસાયલું ઉદયોગી બદન! બોલો—હવે બીજું શું જોઇએ? બહાર પાવડરના ઠેપરા લગાડતી અને ફેશન પીશીયારીમાં રોજીંદી ચસીવસી રહેતી તમારી મુંબઇની ઉંચી "સોસાયટીની બ્યુટી" ને એકજ ફુંકે ઉડારી દે તેવાં કૌવતવાળી આ

જર અઢાર વર્ષની એક ઘટમદાર જોબનવંતી તારૂણી હતી. સાદીમાદી અને સ્વચ્છ, સરળ જીંદગી ગુજારતી એક ગામડીયણ લોઠીને મનથી ફીશીયારી કેવી? જર મોદીનું પવિત્ર મન તેવા વાહીયાત ખ્યાલોથી સબરદબર નિરાળુ અને બાકાત હતું.

માબાપ વિનાની નાની જર બચપણથીજ પોતાના હેતવંતા મામા મામીના આસરે રાંદેરના ગામડાંમાં ઉધરી હતી. પોતાના બહેસ્તી બેન બંધેવીને દીધેલાં વચનને પુરેપુરૂં પાળી હીરજીભાઇ અને તેવણના માયાવંત મહેરદારે નાની જરને પોતાની એક દીકરી તરીકેજ ઉછેરી હતી. જર જ્યારે ત્રણ વર્ષનું નાનું દુધમલ બાળક હતું ત્યારે તેના માબાપ એક વરસના ટુંક અંતરમાં મુંબઇમાં આ ફાની દુન્યાથી કુચ કરી ગયાં. તે દિવસથીજ નાની જરને હીરજીભાઇએ પોતાના પ્યારભર્યાં પાસામાં લઈ લીધી હતી. જરના બીજાં સગાંવ્હાલાંઓમાં તો મુંબઇના કોઈ લખેસરી ચાંદનબાઈ હીરામાણેક જીવતાં હતાં પણ જરના મરહુમ માબાપ સાથ કંઈ કુટુંબી કજીયાને લીધે તે માલેતોજાર શ્રિમંત બાઇએ જરને કોઈ દિવસ ઝાંખીને જોઈ પણ નહોતી! અરે—જરા જોવાની યા ખબરઅંતર રાખવાની દરકાર પણ કીધી નહોતી! દોરંગી દુન્યાની સગાઈ બાઝે વખત કાંઇ એવાજ પ્રકારની હોય છે. 'રૂપની રડે ને કર્મની ખાય' એ કહેતી જીવતી જીંદગીમાં આપણે ઘણી વેળા ખરી પડતી જોઇએ છીએ.

જર રાંદેરની 'બોરવાડી' નો એક શોભીત શણગાર હતો. રાંધણીમાં હાથેજાતે કામ કરતી, લખવા વાંચવામાં હીરજી મામાને સદા સહાય દેતી અને ગાયઢોરની રોજીંદી જંજાળમાં ખરશેદબાઈ મામીને ખડે પગે હમશરીક થતી આ મિઠ્ઠી માયાળુ જરની કિમ્મત તકલીદી જર કરતાં હજાર દરજ્જે જ્યાદા હતી. મુંબઇના એકાદ મોટે ખાંચરેના મહેલને શોભાવે એવી સાદીમાદી ઝુંપડીમાં રહેતી તેણી એક દિલપઝીર તન્દરૂસ્ત તારૂણી હતી.

"એવણની ઉમ્મર શું હોશે, મામાજી? તે કાગળ પુરૂં કરતાં જરે ઇંતેજારીથી પુછ્યું, "એવણ કોઈ વખતે રાંદેર આવેલા કે?"

"હમણાં તો એ સત્તાવીસની ભરતી કુદાવી ગયો હશે. એના બહેસ્તી

બાવા સાથે ન્હાનો હતો ત્યારે આવેલો તેજ. હવે તો ગરાડ જેવો ઉંચો થઇ ગયો હશે. એનો બાપબી ખુબસુરત ને સીધો સેલર જેવો હતો."

"પણ મુંબઇમાં એવણ શું કરેછ?" જરે પાછું પુછ્યું.

"તે તો કોણ જાણે, દીકરી? ડાકટરનું કામ તો શીખતો'તો પણ હવે કોણ જાણે! બેએક વરસપર મુંબઇમાં મેં સાંભળેલું કે એ કેઠે લડાઇપર ગયલો ને––"

"લડાઇપર? ઓ માયરે, મામાજી? કેવું ધાસ્તીભરેલું," ગામડેના ગુલાબનો રતાશ પળ વારમાં ફિક્કો થઈ ગયો.

"અરે, દીકરી, ભલભલા લડાઇપિર ગયલા ને સહીસલામત જીવતા આયા. ગરીબનો બેલી ખુદા. પણ, જર? તારી મામી પહેલાં કેવી ગભરાઈ ગઇ? એ બદ્ધી વાતે ડાહી છે પણ કોઈ કોઈ વજત નાહકની ઉતાવળ કરી નાંખેછ. એ તો સારૂં થયું કે તું પાસે ઉતી નહીં તો એ વરી પાછી મારા પર છેરઈ પડતે."

"એવણ તો ઘડીભર ઉશ્કેરાઇ જાય, મામાજી; બાકી મનમાં તો કંઈજ નહીં. બીચારાંથી હવે હવે બધી જંજાળ નહીં થતી તેથી કંટાળી જાયછ. બીજું કંઇજ નહીં. પણ, હું એમ પુછું, મામાજી, કે એ રતનશાના સગાં-વ્હાલાં કોઇ છે કે નહીં?"

"કોઇજ નહીં. દીકરા, કોઇજ નહીં. માયબાપબી મરી ગયલાં ને છોકરો પોતાનાં સાવકાં માસીની પોરી સાથે પણવા માંગતો'તો તે તેની ઘેલી માસીએ ના કહેલું ને છોકરીબી ફરી ગેયલી. મેં સાંભળ્યુંછ કે એ છોકરો તે દીવસથી બધી દુકતીઓથી દુરનો દુરજ નાસભાગ કરેછ. છોકરીઓનાં નામની એને જબરી સુગ ભરઈ ગઈછ."

"એમ કે, મામાજી? તે આપુને શું જે? આપરાં તાંહ કેઇ છોકરીઓ છે જે તેની વાત?"

"કાંય, એમ કાંય? તું મારી પ્હાડ જેવી દીકરી છેની? આપરૂં મન હમ્મેશનું ચોખ્ખું તે આપરે શાનું ઓસકાચાનું જે? તું તારે બધું કામકાજ કરજે એટલે તારી મામીનેબી નિરાંત."

"પણ એવણ ઘણાજ શરમાળ હોશે, મામાજી."

"જબરો શરમાળ—થોડું બોલકણો;—બચપણથીજ થોડું બોલકણો; ને જહારથી સાવકી માસીના તાંહ જરા નબોજ્જુ થયું તાહરથી કહેછ કે ખુણામાંજ ભરઈ રહેછ. એની સાવકી માસીનાં ભાઇએ બધી મારી આગળ માંડીને વાત કરેલી.

"મરેરે, જરૂ ? હજ્જુ અહીંજ ચીટકી રહીછ?" થુલાંનું એક તગારૂં હાથમાંથી જમીનપર મેલતાં ખરશેદબાઇએ આવી લાગી તરારો કાધો. "મામા ભાણેજ શું ઘુસઘુસ વાત કરોછ?"

"કાલના પહરોણાની વાતચીત, માયજી," જર હસી પડી બોલી, "મામાજી કહેછ કે એ છોકરાનાં કોઇ સગાંવ્હાલાંજ નથી. સિવાય કે એનાં એક સાવકાં માસી."

"અરે, સગાંવ્હાલાં મુવાં આજે શું કામ લાગેછ?" બાજતપર બેસી જતાં ખરશેદબાઈ બોલ્યાં, "સગાંવ્હાલાં કુઈના—બાકી વ્હાલાં મુઇના! તારાં પેલાં સગાં ચાંદનબાઇનોજ દાખલો લેની? તું દુસ્મન કહાં મરેછ કે જીવેછ તેની એવણે કોઈ દહારોબી કનવાર કાધીછ? થાય તો તારાં સગાં કુઇ પણ તુને ઝાંખીનેબી જોયછ? કહેછ કે ડોહી પાસે લખ્ખો રૂપ્યા છે ને—"

"તે આપુને કોઇના પરાયા પૈસાની પંચાતબી શું, માયજી? તમે જીભરૂં ને મામાજી મારે માથે વાસે છઓ એટલે મારા મનથી બધા પૈસાજ પૈસા."

"અરે, તે તો બરોબર છે રે, દીકરી, પણ હું તો મુવાં સગાંવ્હાલાં-ઓની ખાલી વાત કહુંછ. આપુને કોઇની અરધીબી નહીં જોઇએ. લખેસરી એવણના ઘેરબારના; અહીં કંઈ બલારતને."

આજે રતન વ્હાડયા રાંદેર આવનાર હતો. જરે સહવારનાં પરોઢીયાંમાં ઉઠીને બધા ઓરડાઓ સાફસુફ કરી દીધા. આ સાદી સ્વચ્છ છોકરીને મેલું મેલુ જરાપણ ગમતું નહોતું. મુંબઇથી આજે કોઇ શીખેલો કેળવાયલો પહરોણો પોતાના મામાજીના ત્યાં પધારનાર હતો એટલે જરને એક ઘડી પણ જંપીને બેસવા કયાંથી ગમે? જે છોકરી આડે દહાડે સહવારથી કામકાજ આટોપવામાં રોકાઈ જાય તેને આજે તે ફુરસદ શી રીતે મલે? તાજી તફ-ડતી સોજ્જી બોઇનો સહાસ, વઘારેલો તમતમતી ખીચડી, અલેટીપલેટી, પપેતા

સલીમાં ગોસ્ત, કોલમીના કવાબ, મુરા, સાલીટ, તાંબોટાં કચુબર. અરે? હવે બીજું વધારે શું જોઇએ? બધું હાથે જાતે રાંધી નાહી ધોઇને સ્યારી જર ક્યારની પરવારી પણ ગઈ. પણ સબર? આ શું જુલમ? સાડાઅગીયાર––બાર અને સાડાબાર પણ વાગી ચુકયા જ્યારે પહરોણો તો સહવારના નવ દશ વાગામાં રાંદેર આવી લાગવો હતો. ત્રેન એટલી બધી મોડી થઇ હશે?

"મરેરે એકબી વાગવા આવ્યો. ને વાર જોતાં જોતાં હવે તો ડોરાબી ખેંચઈ આયા," ખરશેદબાઇએ શરૂઆત કીધી.

"મને નહીં લાગતું કે હવે એવણ આવે; ત્રેન તો સહવારની આવીબી ગઈ હોસે," જર બોલી.

"કદાચ ગાડી ચુકીબુકી ગયો હોય તો સાંજની "ફાસ" માં આવી લાગે," હીરજીભાઈ બીહતાં બીહતાં બોલ્યા.

"અરે, હારે, હીરજી. મારી પોરી નાહકની સહવારની અફરઇ ઝીકઈ ગઈ. ચાલો, હવે બુકબાચક ખાઈ લઇએ. આવવાનો હોશે તાહરે આવશે ને ખદાયનું આપેલું ખાશે."

જમવા બેસતાં નાની જરને જરા નાસીપાસી ઉપજી તો ખરી. મેહેનત ઉઠાવી પોતાના હાથે પકાવેલી બપોરની સોજી તમતમતી વાણીઓનો આવો ફેજ થશે તેવી વકી તેણે રાખી નહોતી.

"કંઈ નહીં; પપેતાની સલીનું ગોસ એમનું એમ બેહું રહેવા દેજે," ખરશેદબાઈ બોલ્યાં, "રાતે આવી લાગશે તો કામ લાગશે. સાંજે સોજી બોઈ આવે તો તરી નાંખજે."

"હારે, માયજી, બધું કામ લાગશે. વખત છે સાંજે આવી લાગે. ઉતું શું ને ગયું શું," જરે કહ્યું.

તે પાછલી બપોર મામુલી કામકાજમાં પસાર થઈ ગઈ.

"એ, જરાં, વરી તું કહાં ચાલી? ટુંકા દહારા ને ઓય અંધારૂં થશે! સારાપાંચ તો વાગીબી ગીયા?"

"જરા પાસે વીલરમાસીના તાંહ જઈ આઉં, માયજી. ને તરકારીબી આપી આઉં. ગઈ કાલેબી મેહરાંને નહીં મલાયું."



લાકડાંના પુલપરથી પસાર થતાં જર એકાએક અટકી પડી.

(પાનું ૪૧ મું.)

"પણ, જો આસ્તે સંભાલીને જજે ને જલ્દી આવજે. તું કહે તો ભાણીને મોકલાઉં. ગળે જરા ગલેબંધ લપેટી દે. બધો ઠંડો પવન ફુંકાયછ. મુવો પવનબી આજે ઘેલો-ગાંડો થઈ ગીયોછ."

મિઠ્ઠી માયાળુ જર! નજદીકનાં ખેતરમાં આવેલી એક નાની બંગલીમાં રહેતાં ઘરડાં વીલરમાસી અને તેવણુની કરી વીધેલી દીકરી મહેરાંપર જરનું કેવું ઉરપુર હેત હતું. એ વીલરબાઇ સારાં ગામનાં "માસી" જેવાં હતાં જેથી વીલરમાસીના લાડકાં નામથીજ ઓળખાતાં હતાં. ઘરડાંએ એક વખત સારા દહાડા દીઠા હતા પણ હાલ તો મુંબઇનાં બધાં સગાંવ્હાલાંઓને તજી દઇ એવણુ આજે વર્ષો થયાં રાંદેરમાં પડી રહ્યાં હતાં. મ્હોંની દાબડીમાં ગાંગા નદારદ—પુરે પાધરૂં જોવાના પણ વાખા અને હવે હવે કાનો પણ બ્હેરા થતા ચાલ્યા. તેવણુની એક કરીલીધેલી દીકરી મેહરાં સિવાય એક પણ જીવ પાસે નહોતો. આપણી જર અને મેહરાંને જબરૂં સહીયારૂં હતું અને જર પોતાના મામાની "બોરવાડી"ની સોજ્જી તરતરકારી બનતાં સુધી દરરોજ જાતે હાથે આપી આવતી હતી.

એ ખેતરો વચમાંના નાળાંપરનો લાકડાંનો પુલ પસાર કરી જતી આ ગામડયણ લોડીનો જરા દમામ તો જુવો ? તરકારીથી ઠીચોઠીચ ભરાયલી ટોપલી માથાંપર મેલતાં આ નિર્દોષ નફ્ફરો જીવ જરાપણ શરમાય એમ નહોતો. અરે ; એવો શરમાવાનો ખ્યાલ પણ તેને હજી સુધી આવ્યો નહોતો. પણ સબર ? એ શું ? ખંન ! ખંન ! ખંન ! ખંન ! લાકડાંના પુલપરથી પસાર થતાં જર એકાએક અટકી પડી. ગાલ્લાંના પૈડાં અને બળદયાના ચંગનો ખણુખણુ અવાજ સાંભળતાંવાર તેના દોડતા પગો પુલપર જાણે ચીટકી બેઠા. તે અવાજે બંધ પડી ગયા અને—? ધીરજ—એઇ ઉછાછલા જીવ,– ધીરજ ધર! અંગ્રેજી પોષાકમાં સજ્જ થયલા સિધ્ધા સોટા જેવા એક ટટણુ-ખાર માટીડાને આ પુલની બાજુ ચાલી આવતો જોઇ નાની નિર્દોષ જર ત્યાંજ અસ્થિર ઉભી રહી ગઇ. તે જવાન ઘડીમાં આગલ ધસ્તો તો ઘડીમાં ઉભો રહેતો. ત્રણ નાના રસ્તાના સંગમપર તે ગુંચવાડામાં પડી ગયો. દેખઇતી રીતે તે રસ્તો શોધતો હતો.

"એજ પેલો રતન વ્હાડયો હોશે." જર મનમાં પોકારી ઉઠી.

જેવી તેની પીઠ ફરી કે નિર્દોષ નિખાલસ જરથી જરા જોરથી હસી દેવાયું. ગરીબ બિચારો! ઘંટી જેવો સુરીલો અવાજ કાને પડતાં તે વિચારમાં પડી ચાલતો ચાલતો પાછો થોભી ગયો. આજુબાજુની ઝાડી પછવાડે કોઇ છુપાઇને બેઠેલું તો નહોતું? તે પાછો નજદીક આવવા લાગ્યો અને આ સોહામણા જુવાન શખ્સના ચહેરાપર જરની સ્પષ્ટ નજર પડતાં જર આગળ વધી ગઇ.

"આવોજી—આવોજી—રતનજી વ્હાડયા તમેજ કે?"

"બાઇ–જોવ? વોટ આ ઓલ્ડ પ્રીટી ગર્લ? બચ્ચા રતન, જરા દુરજ રહેજે." તે મનમાં બડબડયો.

"જરાબી ઓસ્કાવ નાજી; હું હીરજીભાઈ ખજોત્યાની ભાણેજ જર—જરબાઈ; મારાં મામીમામા સહવારના તમારી રાહ જોયછ. તમે નહીંજ આયા તાહરે થાકી થાકીને અમે જમી લીધું. બોરવાડીમાં જવાનો આયજ રસ્તો." જર બોલ્યા કીધી.

"હીરજીભાઇનાં તમે ભાણેજ? તમે?" અકકલ વગરનાં એકાદ બોડલાં ગોડલાં ડોબાંને બદલે રાંદેર ગામડાંમાં આવી ઘટમારી—આવી ખુબસુરત—આવી બોલીદરાજ અને આવી હિમ્મતવાન છોકરી જોવાની રતને તો સ્વપને પણ આશા રાખી નહોતી. કેવો ખુશનુમા મહોબતવંત મુખડો! હીરજીભાઈની બોરવાડીની આ સુગંધ ગુલાબની ખીલતી કળીને જોતાં તુરત રતન વ્હાડયો પ્હેલ્લીજ નજરે અંદેશામાં પડી ગયો. રતન તેને ટીકીટીકીને ટગરટગર જોવા મંડી ગયો જેવા જરના ચ્હેરાપર રતાશ પ્રગટી નીકળ્યો.

"તરકારીથી ભરેલી ટોપલી માથાંપર મુકી છડેચોક એમ ઘેરની બહાર મને નીકળેલી જોઇ તમુને સુગ તો નથી ભરાતીની?" જર પાછી બોલી, "મનમાં ઓછું ના લાવતા, રતનજીભઇ, પણ અમે તો ગામડયાં પડયાં? બધું હાથેજાતે કામ કરવાવાલાં? પાસે રહેતાં વીલરમાસીને તરકારી આપી હું અબઘડી પાછી આઉંછ. તમે અહીંજ ઉભા રહેજો. રસ્તો મલશે નહીં. મારી સાથે હું તમુને લઈ જાવુંછ. મારા મામામાની ખુશ ખુશ થઇ જશે—હું આય આવી."

યા ખુદા ! વીજળી વેગે દોડી ગયલી આ છોકરી એકાદ જીવતી જાગતી પુતળી હતી યા તીલસમાતી મુર્તી ? કેવી ભલીભોલી ! કેવી નિખાલસ અને નિર્દોષ ! રતન બે ઘડી દીગમુઢ બની ગયો. પોતાની જુવાન છાતીમાં ઉભરાઇ આવેલી લાગણી તે હજી જેમ તેમ ઠંડી કરતો હતો તેટલામાં તો તે જેટલી ઝડપથી ગઈ તેટલીજ સિતાબીથી પાછી દોડી આવી.

"માફ કરજો, હં ? મેં તમુને ખોટી કીધા ?" જરે પોતાનો પટપટારો પાછો ચાલુ કીધો, "તે તમે સહવારના કાંય નહીં આયા, રતનશાહભઇ ?"

"જી, મુંબઇમાં મને અગતનું કામ નીકલી આવવાથી રાતની ત્રેન પડતી મેલવી પડી ને સહવારની ફાસ્ટમાં હું ઉપડયો," રતને જેમ તેમ બોલવાનું ખતમ કીધું.

બોરવાડીનું કમ્પાઉન્ડ આવી પહોંચે તે આગમચ તો જરે તરેહવાર વાતચીત આ નવા પહરોણા સાથ ચલાવી દીધી. રતન તેથી વધુ અને વધુ તાઅજ્જુબ થતો ચાલ્યો. ખોટ્ટી ઈતિરાત અને જુઠ્ઠી મતલબની શેહેરી જીંદગીથી બાકાત રહેલી આ નિતીમાન નીખાલસ નિર્દોષ ગામડયણ આના કરતાં બીજો કયો હરખમંદ આવકાર મુંબઇના મહેમાનને આપી શકે ?

## પ્રકરણ ૭ મું.

—:o:—

### છુટ્ટાછેડા એટલે શું ?

ન ઘટે—જે ઓરત પોતાના વ્હાલા ખાવીંદ અને પ્યારાં નાનાં બચ્ચાંઓને ઠોકરે ઉડારી દઇ ઘરબાર છોડી બહાર નીકલી પડે તેવી પાપી ગુનાહગાર ઓરતને મહોરદારનો મિઠ્ઠો પવિત્ર એલકાબ હરગીઝ ન ઘટે ! એક મિઠ્ઠી મહોરદારની ફરજ તો પોતાના જીવજાન ભરથારને સાચ્ચા અખંડ વ્હાલથી ચાહવામાં અને પોતાના વ્હાલાં ફરઝંદોને માવીતરના સર્વોત્તમ હેતથી સાચવવામાંજ હોઇ શકે. એક પરણેતરનું ઘર તો તેના ખાવીંદ માટે ભલાઈ, સચ્ચાઇ, પાકીજગી અને નમ્રતાનું ધામજ હોવું જોઇએ. જે મહોરદાર પોતાના હકદાર ભરથારની સત્તાનો ઇનકાર કરે તે ગોયા પરવરદેગારની

હસ્તીનો પણ ઈનકાર કરવા બરાબર છે. પેલી સંગદીલ દીનુ વકીલને આ બાબતની કયાં ખબર હતી?

પોતાનાં નાનાં નિર્દોષ બચ્ચાંઓને રાતોરાત તજી દઇ આ હૈયાંફુટેલી બૈરીએ તે આખ્ખી રાત કરેલવાડીની ધરમશાળામાં ખેંચી કહાડી. એક ન જણાયલાં અણદીઠ ભવિષ્યનાં ભિત્તરમાં તે એક કેવો ભારી ભયાનક ભુરકો હતો તેનું તેને ઘડીભર પણ ભાન આવ્યું નહીં. અનેક ઉલટસુલટ વાહિયાત અને નમાનવાજોગ ખ્યાલોમાં તેનું વીખરાઇ ગયલું ચિત ચકભમ થઇ ગયું હતું.

આ ભાનભુલેલી ઓરત ગોવાળ્યા તલાવપર આવેલાં શીરીનબાઇ જસાવાલાના ઘરમાં પોતાની પુરાણી સ્કુલ–સહી કુમી સાથે કયારની શું ઘુસઘુસ કરી રહી છે? ચાલો—જરા તપાસી લઇએ. શીરીનબાઇ પોતાના ઓરડામાં રકમ રકમનું કામકાજ આટોપવામાં કયારના રોકાઈ રહયાં હતાં જ્યારે આ બન્ને સહીઓ ઓરડાનું બારણું ઢાંકી દઇ કયારનાં છુપાઇને વાતો કરતાં હતાં. નિર્દોષ કુમીના કપાલપર ધાસ્તીનો ચિલ્લો વારંવાર ચહડી જતો હતો. એ વાતચીત શરૂઆતથી જરા સાંભળી લેવી પડશે.

"ઓ, મરેરે, દીનુ, કેટલે વરસે તું કહાંથી ભુલી પરી?" દીનુના આગમનથી અજબ થતાં કુમી બોલી.

"તું કહાં રહેતી'તી દીના; દુન્યાના કીયા ખુણામાં વસ્તી'તી?" શીરીનબાઇ પોકારી ઉઠયાં.

"વરસો થયાં બહારગામમાં," દીનુ ભારી અવાજે બોલી ઉઠી, "તમે લોકો તો કદાચ એમજ સમજ્યાં હોસો કે દીના મરી ગઇ હોસે."

"ચાલ—જે તે જે તે બકયે નહીં," શીરીનબાઇ ખુરસીપરથી ઉઠતાં બોલ્યાં, "તું આવી તો ભલે. બેસ હવે સાંજેજ જજે. મારી કુમીને બી સોહવાઇ જશે. મારા બહેસ્તી સાથે તારા બાવાને ભાઇ ભાઇ જેવું ઉતું. આજે બેઉ જીવતા હોય તો તમો લોકોને જોઇ ખુશખુશ થઇ જાય—"

"બાઈ? પેટી ઉંઘારી આવોછ કે?" આયાએ બુમ પાડી.

"ઉભી રે, હમણા આવી," શીરીનબાઇ ઉઠતાં ઉઠતાં બોલ્યાં, "કુમી,

દીનાને ઓરડામાં લઇ જા—એને સારીબારી બદલવાની આપ."

"ચાલની દીનુ ! આપરે ઓરડામાં જઇએ," પોતાની સહીનો હાથ સાચ્ચાં હેતથી ખેંચી લેતાં કુમી બોલી, "લેની ! સારી બદલેછ કે ? તું કેટલી બધી બદલાઇ ગઈ, દીના ? આટલા વરસમાં તારામાં જબરો ફેરફાર લાગેછ."

"જરા દરવાજો અંદરથી બંધ કરી દે," દીનુ ધીમા ગભરાયલા અવાજે બોલી, "મારે તારી સાથે ઘણીજ ખાનગી વાતો કરવીછ."

કુમી ચોંકી ઉઠી ! દરવાજાનું બારણું અંદરથી બંધ કરતાં તે વિચારમાં પડી ગઈ. લાંબી મુદતે મલેલી પોતાની પુરાણી સહીનો ચ્હેરો ફરી અને ફરીથી તપાસતાં કુમી માની બેઠી કે દીનુ ગભરાયલી અકળાયલી અને ફગલાયલી દેખાતી હતી.

"કાંય દીનુ, શું છે ? તારો નાદર સારી કાની તો છેની ?" કુમી ગંભીરતાથી બોલી, "મેં સમજ્યુંછ કે એબી હવે લડાઇપરથી પાછો ફરવાનો છે. હવે એની સાથે પરણી જા કે બધી જંજાળ દપટ પડી જાય."

"પરણી જાઉં ? હં !" દીનુ ધમ્મ દઇને નજદીકના સોફાપર બેસી ગઈ, "કુમી ? કુમી ? હું તો પરણીબી ચુકી ને સાથે વળી પરવારીબી ચુકી ?"

"એ તું શું બોલેછ, દીનુ ?" કુમી હસી પડી બોલી, "તું પરણીબી ચુકી ? તારા નાદર સાથે હમ્મેશની ઠેકાણે પડીબી ગઈ ? મરેરે, દીનુ ? મને ને માયજીનેજ ભુલી ગઈ ? જમવા નહીં બોલાવતે, પણ જરા ખબર તો આપતે ? ભલી દુવાઓનો તારાપર એકાદ કાગળ લખતે—થોડી શેષ કરતે—બીજું શું વળી ? પણ તે નાદર કહાં છે ? જરા એનેબી સાથે લાવતેની ? મમ્માબી એને તારી સાથે જોઇને ખુશી થતે. ચાલ હું તને મુબારકબાદી આપુંછ—મારાં સાચ્ચાં જીગરની મુબારકબાદી."

"મુબારકબાદી ?" દીના ભવાં ચહડાવી દઇ બોલી, "હું રંડાઇ ને તું મને મુબારકબાદી આપેછ, કુમી ?"

"ઓ દીનુ ?" એક દડા મીસાલ ઉછળી પડી કુમીએ તરારો કીધો, "મરેરે, એ શું કહેવાય ? બધું ગાંડુંઘેલું શું બકેછ ને..."

"હું જુઠું નથી બોલતી, કુમી બેન," દીના પાછી ઠંડે કલેજે બોલી,

"હું જરૂરજ પરણી ચુકીછ ને પરવારીબી ગઇ."

"તાહરે એવું બધું વાંકુંચુકું શાનુ બોલવાનું? તારા વરને જી? પણ નાદર કહાં છે? તમે લોકો આટલાં વરસ બહારગામજ રહેતાં'તાં કે?"

"નાદર? નાદરની વાત હું શું જાણું? મારાપર કાગલ તો આવેછને–"

"ઓહ, માઇ? દીનુ? નાદરની વાત તું તેની બૈરી થની નહીં જાણે તો બીજું કોણ જાણે? તું તો કંઈ જબરી બદલઇ ગયલી લાગેછ. હવે હસવાનું છોરી દે ને જરા શાન–સલુકથી–ખુલાસાથી વાત કર?"

"તું મને માનતી નથી. કુમી, તે હું શું કરૂં? જરૂરજ પરણી ગઇછ, કુમી, પણ નાદર સાથે નહીંજ."

"નાદર સાથે નહી? હેં દીનુ, નાદર સાથે નહીં? ત્યારે કોણની સાથે? મારૂં તો બા ભેજું બી ફરી ગયું. બોલ, બોલ, દીનુ, તું કયારે પરણી ગઇ? કયાં પરણી ગઇ? કોણની સાથે?"

દીનુ શું જવાબ દે! શું ખુલાસો કરે! એક નાજુક મહોરદારની કોમળ છાતીમાં જોશ કરતી હેતવંતી લાગણી આ પથ્થરના હૈયાંવાલી બૈરીમાં હતીજ કયાં? કુમીને કશો પણ જવાબ દીધા વિના તેણી થોડોવાર મુંગીમંતર બેસી રહી. ગરીબ બિચારી ભોલી ભાળી કુમી તેથી વધારે તાઅજજુબ થતી ચાલી.

"એ એમ મુંગી શાની થઇ ગઇ, દીનુ? જરા તો કંઇ બોલ. તારી સાચ્ચિ સહી આગલ કંઇ તો ખુલાસો કર? વારૂં; નાદર સાથે તારાં લગન નહીં કીધાં તો કોણની સાથે?"

"ના પુછ, કુમી, એ બાબતસર મને જરા બી ના પુછ. અરે, મને એવું થાયછ કે હમણા જીવપર કરી દઇ અબઘડી આય મારી કંગાલ જીંદગીનો છેડો લાવી નાખું."

એકાએક ગભરાઇ ગઇ! કુમી બીલકુલ હરણફાર બની ગઇ. હવે તે ઝટ પામી ગઇ કે તેની સામે બેઠેલી પોતાની જુની સહી કાંઇ આફતમાં ખચ્ચિતજ વીંટળાઇ ગઇ હતી. તેના ફાટફાટ થતા ડોળાઓ જોતાં કુમી જરૂરજ હેબતાઇ ગઇ.

"એમ નહીં બોલ્યે, દીના, એવા એવા વાહિયાત વિચારો નહીં કર્યે," માયામમતાથી દીનુનો બરડો પસવારતાં પસવારતાં કુમીએ તેને શાંત પાડવાની વેતરણ કીધી, "મકુંજે મારી આગલ બધું ખુલાસાથી બોલે તો હું તુંને કદાચ મદદગારબી થઇ પડુ. જરા ધીરે આસ્તે બધું મને સમજાવતી કાંય નહીં વારૂ ? નાદર નહીં તો તારા વરનું નામ શું ?"

"ચુપ, ચુપ, કુમી, પગે પરીને હું તારી પાસે એટલુંજ માંગી લઉંછ કે એવી વાત તું કરજ ના. તું મને બધું પુછ પણ એવા સવાલો પુછજ ના; તું જો મને મદદ કરવા ચાહતી હોય તો હું પુછું તેના જવાબો આપ."

"પણ તું કહેવા શું માંગેછ તે હું શું જાણું ? તું કંઇ વાત કરે તો જાણુંની ?"

"હું એમ પુછું, કુમી," દીનુ હવે હળવેથી બોલી, "એક ધણી પોતાની બૈરીને પોતાના ઘેરમાં રાખવાની ફરજ પારી શકે કે ? મેત્રીમોન્યલ કોર્ટ તેમ ફરજ પાડી શકે કે ?"

"હું કંઈ વકીલ બકીલ છઉં, દીનુ, કે એનો જવાબ આપી શકુ ?" કુમી ભવાંપર ચિલ્લો ચહડાવી દઈ બોલી, "પેપરોમાં કોઇ કોઇ વખતે વાંચેલા કેસોપરથી તો હું જાણુંછ ને મને યાદ છે કે કોઇ કોઈ દાખલામાં તેમ બન્યુંછબી."

"અરે, પણ કુમી ? બૈરી જવા ના કહે--પોતાના વર સાથ રહેવા વાંધો લે તો પછી? તો પછી ?"

" મારી જાણે બલા; એવી બારીકીઓ હું એક કુંવારી છોકરી શું સમજું."

" વારૂ, કુમી, હું એમ પુછું કે કોઇનાં લગન રદ કરાવવા હોય તો શું કરવું ?"

" ઓ, મરેરે દીના, તે મને શું ખબર ? વરી આશીર્વાદની ક્રીયા સાથ બરોબર પાકકાં થયલાં લગન એમ રદબી થઇ શકતાં હોશે કે ?"

" પણ તે એક બૈરીને તે લગન પસંદ નહીં હોય ને કોઈ બીજા સાથ તે પણવા માંગતી હોય તો પછી ?"

"તો પછી? જા—જા—દીનુ, તું તો ઘેલી થઇ ગઇછ? એવા બધા 'સ્ટુપીડ' ખ્યાલો છોડી દે."

"પણ તેમ શું થઇ શકેજ નહીં?" દીનુએ અધીરાઇથી પુછ્યું.

"નહીં—નહીં—કદીબી નહીં," કુમી મક્કમ અવાજે બોલી.

"અરેરે, મારી કંગાલ જીંદગી," દીનુ રડી પડી બોલી, "મારા ક્યાં ભોગ લાગા કે હું વગર વિચારે પરણી ગઈ. નહીં—નહીં—હું તો હવે કદીબી ત્યાં પગ મુકનાર નથી–કોઈ દહારોબી નહીં."

"દીનુ! દીના! એ શું ચેરાં? અરેરે, મારા તો હાથ પગબી ઠંડા થઇ ચાલ્યા! માયજીને બોલાઉં કે? દીનુ, એમ શું કરેછ જો?"

"માયજીને? માયજીને?" આંખનાં આંસુઓ હવે એકદમ અટકાવી દઈ દીના કાકલુદીથી બોલી ઉઠી, "નહીં—નહીં—કુમી, એમ તો કરતીજ ના જો! મારી ખાતર એ બધું હાલ તુરત ખાનગીજ રાખજે ને—"

"બેસ, બેસ, દીના; જરા બેસી જા; ઠંડી થા. વારૂં, તારી મરજી એવીજ છે તો માયજીને હું નહીં કહેવશ. ચાલ; એ વાત હવે માંડી વાળ."

"જો તુંને મારૂં ખરેખરજ લાગતું હોય, કુમી, મારે સારૂ તુંને દયાજ આવતી હોય તો એટલુંજ માંગી લઉંછ કે થોડા દાહડા મને તારા ઘેરમાં રહેવા દે. હું કાલથી ચાકરીની શોધમાં રહેવશ ને—"

"એ વરી ગાંડુંઘેલું બકી, દીના; આય ઘેર તારૂંજ સમજ; બીચારાં મારાં માયજી કહાં ના કહેવાના છે ને—"

"નહીં—નહીં માયજીથી બધું છુપુંજ રાખવું પરસે—તું એમજ સમજી લે, કુમી, કે હું હજુ કુંવારીજ છેઉં ને મારે ખાતર તારે એમજ માનવું પરસે ને—"

"બારણું ખોલ, કુમી, બારણું ખોલ તો?"

"હા, મમ્મા!"

શીરીનબાઈ ઓરડામાં દાખલ થયાં અને બન્ને સહીઓ હાવકાં થઇ જાણે કંઈ જાણુતાંજ નહીં હોય તેમ બેસી રહયાં.

સાચ્ચિ દયાવંત દીલસોજ કુમી! બહારથી આંસુઓ ખેરવતી તેની

સહી દીનુ બાતિનમાં કેવી કેવી ગુનાહગાર ગણુત્રિઓમાં ગુંથાઇ ગઈ હતી તેનું ભાન આ નિર્દોષ છોકરીને કયાંથી આવે? દીનબાઇજી હાલતુરત તો ગોવાળ્યા તળાવપરજ ગગડી રહયાં.

———:o:———

# પ્રકરણ ૮ મું.

---

## એક કમનસીબ કુટુંબ.

હવે આપણે ખડકી જવાનું છે. પુનાવાસી પારસીઓ કોમીસરીયેટના જાણીતા કંત્રાકટર મરહુમ શેઠ બાપુજી સકલાટવાળાના નામથી પુરેપુરા વાકેફ હતા. પહોળી પેશાની અને મજબુત બાંધાવાળા તે દિલાવર શેઠીઆએ પોતાની હયાતી દરમ્યાન દુન્યાની રકમ રકમની ચહડતી–પડતી જોઈ લીધી હતી. સરકારી અમલદારોમાં બહોળી લાગવગ ધરાવનાર આ નામીચા પારસીએ કોમીસરીયેટના કબાલાઓમાં સારી દોલત જમા કીધી હતી પણ અફ્સોસ! પોતાના સારા વખતમાં તે જેટલું કમાયો તેટલુંજ તે ચંદરોઝમાં ગુમાવી બેઠો. ઘરના રોજીંદા ચાલુ ખરચો–ફેશનની ફીશીયારીઓ–જાહેરમાં ભપકાબંધ મેળાવડાઓ–અને લખલુટ ઠઠેરાઓ–છેવટે છેવટે શેરના સટ્ટાઓ અને રેસના ઘોડાઓ! યા ખુદા! સત્યાનાશીના સામાન માટે એથી કેઇ બીજી વધારે હાનીકારક ચીજો હોઇ શકે! અનેક જીવડાઓની રોજીંદી મહેમાનદારી કરનાર આ ફોલાદી આંગવાળો પારસી એક દીવસે હ્રદય એકાએક બંધ પડી જવાથી બોલ બોલતામાં ગુજરી ગયો. જે માટે જાહેરમાં તરેહવાર નાલેસી બરપા થઈ. તેનું બધું ખાનારા પીનારા વગેસગે થઈ ગયાં હતાં. જ્યારે ખડકીમાં એકાંતવાસમાં રહેતાં બાપુજીના વીધવા અને તેની પાંચ દીકરીઓ તરફ હવે આજે કોઈ ઝાંખીને જોતું પણ નહોતું. મતલબી દુન્યાના રંગ–ઢંગ એવાજ હોય છે.

મરહુમ બાપુજી સકલાટવાળા પોતાના વારસોના સારા નસીબે ખડકીમાં

બહોળા વિસ્તારવાળી એક મિલ્કત મુકી ગયા હતા. તે સીવાય બીજુંં કાંઇજ નહી. પોતે પોતાની મરજી મુજબ ગમે તેમ બાંધેલા તે ગંધાર ઉજ્જડ બંગલામાં મા દીકરીઓ એકલાં રહેતાં હતાં. કમ્પાઉન્ડમાં આવેલા થોડા ઘોડાના તબેલાઓનું જે ભાડું આવતું હતું તેમાં મા દીકરીઓનું ગાડુ જેમ તેમ ગબડતું હતું પોતાની બેટીઓને પણ તે મરહુમ પીદરે લાડમાં અને લાડમાંજ ઉછેરી હતી અને આજના દીન સુધી તો કેડે બહાર ચાકરી કીધાં વિના દલદેસરીના દહાડાઓ જેમ તેમ પસાર થતા હતા પણ તે હવે કયાં સુધી ચાલે ?

રંગ–રોગાન વિના તે બંગલો પણ દહાડે દહાડે છેકજ હાલહવાલ થતો જતો હતો. આખાં છાપરાંનું લાકડકામ કોહી ગયું હતું. કોઈ કોઈ દીવાલો બહાર ધસી પડી હતી. ઠેકાણે ઠેકાણે ઉખડી ગયલાં ગાબડાં દેખાતાં હતાં. જે તબેલાઓમાંથી ભાડાંની ઉપજ હતી ત્યાં પણ મરામતની પુષ્કળ જરૂર હતી; પણ ખરચ કરવા માટે પૈસા કયાંથી લાવવા? બીખાઇજી સકલાતવાળાં અચ્છી રવેશે જાણતાં હતાં કે પોતાના મરહુમ ભરથારની જીંદગી અને જાહોજલાલી દરમ્યાન પોતાના બંગલે રોજીંદા જમવા ખાવા ઉતરી પડનાર દોસ્તઆશનાવો ખુણે ખંટોળે ભરાઇ બેઠા હતા અને આજે હવે સ્હાય દેનાર કોઇ નહોતું. એકાદ દીકરો પણ જો આજે હતે તો બીખાઇજીને રોજના અવત્યાં મારવાનું કારણ રહેતે નહીં. ગરીબ બીચારાં બીખાઇજી !

"મરે, આજે એકાદબી દીકરો હોતે તો આય એમ રોજીંદા હાય-સોશારા નહીં કરવા પડતે."

"મમ્મા, મમ્મા, તમે એમ ધડી ધડી આંખપાણી ના કરયા કરો," વડી બેટી એમીએ પોતાની માદરને અંતઃકરણથી દીલાસો દેતાં જણાવ્યું, "ભોંયનાપરયાં કંઇ ભોંયપરજ રહેવાનાં નથી."

"હા–મમ્મા. એમી બેન કહેછ તે ખરૂંજ છે." બીજી દીકરી રીતા બોલી ઉઠી, "હું બી જરા હવે મારૂં કંઈ જોવા માંગુંછ."

"અરે હારે, માય, તે તો હું આજે કેટલા મહીના થયાં સમજ્યા કરૂંછ," બીખાઇજી કલવાઇને પોકારી ઉઠયાં, "પણ અહીં તો મુવો રોજના

રડાકુટાનો રોટલો! તેનું શું? રામજી મીસ્તરી ગઇ કાલેજ કહી ગીયો કે બંગલા ને તબેલાની બરાબર મરામત સારૂ ખાસ્સો આઠથી દશ હજારનો ખરચ આવી ઉભોછ. હું તો એ સમજીને હેબતઇજ ગઇછ."

"પણ, હેં, મમ્મા? આય બંગલો આપરે કોઇને વેચી દઇને કેથે સસ્તી જગાએ કાંય નહીં રહેવા જઇએ?" વચલી દીકરી ભુગલાંએ ટાહુકો પુરયો.

"અરે, પણ થોડા દહાડા થયાંજ બંગલો તો મારગેજ મુકાયોછ ને આજે ભાવબી કહાંથી આવે?" ભીખાઇજીએ એક નીશાસો નાખતાં જવાબ વાળ્યો.

"કંઇ નહીં. માયજી, જરા ધીરજ ધરો," સૌથી નાની દીકરી ખોરશેદ જરા ઇન્તેજારીથી બોલી ઉઠી, "મારી બેનોનાં નસીબ બેનની સાથ પણ હવે હું ઘેરની બહાર પડવા માંગુંછ. તેમ કરવા સિવાય છુટકોજ નથી. મ્હેસ્તી બાવાજીની મિલ્કત એમ એકદમ શું કરવા વેચી નાંખવી."

"તે તું શું કરવા માંગેછ? કહાં જવાની છે? બધીઓ ચાકરી કરી ચુકી હવે તું બહાર પડજે."

"નહી, મમ્મા, તમારી ભુલ છે," પોતાની માવીતરના ગળાંપર સાચ્ચિ લાગણીથી હાથો વીંટાળી દેતાં ખોરશેદે કહી સંભળાવ્યું, "હું કહારની ટપાલીની વાર જોઉંછ. આજે જવાબ આવવોજ જોઇએ. જોવ—આય જાહેર ખબર," એટલું બોલી ખોરશેદે ન્યુઝપેપરની ઝીણી કાપલી ભીખાઇજીના હાથમાં સેરવી દીધી.

"એ તો બધું ઠીક છે," તે લખાણ વાંચી જઇ ભીખાઇજીએ ખુલાસો કીધો, "સોલીસીટરો મારફતે જવાબ માગ્યોછ પણ ઉતાવળથી એમ કંઇ આંબા પાકતા નથી. તે માણસો કેવાં છે, ખાનદાન કોણનું? કુટુંબમાં કોણ કોણ? તે બધી ખબર બરોબર કહાડવી પડશે."

"પણ, મમ્મા? જાહેર ખબર પરથી તો કોઇ બહુ મોટું ખાંચરૂ જણાયછ? કંઇ ધાસ્તી રાખવા જેવું તો નથી જણાતું? પછી તો બા કોણ જાણે?"

"પણ, ખોરશેદ, મમ્મા ચેતવણી આપેછ તે વાજબીજ છે." વડી બેન એમી બોલી, "જરા બરોબર ખબર કહાડી પછીજ ઘેરની બહાર જવાનું."

મા દીકરીઓ વચ્ચે ઉપલી વાતચીત ચાલુ હતી તેટલામાં ખોરશેદના

નામનો એક કાગળ ટપાલમાં આવી પહોંચ્યો જે એમીએ બધાં સાંભળે તેમ જોરથી વાંચી સંભળાવ્યો. ભીખાઇજીએ તો તે ચીપીચીપીને પાછો વાંચ્યો અને વાંચતાં વાંચતાં તેવણના ચીમરાયલા ગાલોપર આંસુના રેલાઓ સરી પડયા.

"નરવસ થવાની જરા બી જરૂર નથી, મમ્મા ડીયર," ખોરશેદે નજદીક જતાં કહયું, "મુંબઇમાં તાલેવંત પેલેસમાં રહેવાનું ને બે નાલ્લાં બચ્ચાંની માવજત કરવાની. એમાં બીહવા જેવું શું છે?"

"પણ, દીકરી, તુંને આટલી મોટી કરી તે હવે એમ નજરથી દુર કરવા મને કેમ ગમે?"

"પણ તેમ કરવા વગર કંઇ છુટકો છે? મારી માફક બીજી બેનોએ બી હવે એમ બહાર નીકળવું પડશે તોજ આપણું ગુજરાન ચાલશે."

"પણ એ તાલેવંતની ધણયાણી—એ બચ્ચાંની માય—કેવી હોસે?" અરનવાજ બોલી ઉઠી, "કોઇ ધરણનું ખાંધણ્યું નહીં હોય તો સારૂં."

"જે હોય તે—મારાં નસીબ! એ તો બા ચાકરી કરવાની છે," ખોરશેદે બાહિમ્મત રોકડું પરખાવી દીધું, "મને નાનપણથીજ બચ્ચાંઓ ગમેછ ને મને જેવી જોઇતીતી તેવીજ ચાકરી મલી."

રોજીંદા અવરફુટા અને આફતમાં અટવાયલાં એક હિણભાગ્ય કુટુંબમાં આ એક બિલકુલ નવો અને નધારેલો બનાવ હતો. ભવિષ્યના ભિત્તરમાં છુપાયલી આશા નિરાશાનો ખ્યાલ કરતાં ભીખાઇજી સકલાટવાલાનું દીલ અંદરથી વારંવાર ઠડક ઠડક થતું હતું. પોતાના મરહુમ ભરથારના સુખી વખતમાં લાડમાં અને જીંદગીના ગેલમાં ઉછરેલી ઉધરેલી પોતાની સૌથી નાની બેટી આજે હવે એકાદ ચાકરી કરવા એમ બહાર પડે તે વીચારેજ ભીખાઇજીની લાગણી ઉભરાંવા લાગી. પણ ઉપાય શું હતો? આજે નહીં અને કાલે—મોટી નહીં તો નાની! પણ હવે આબરૂ ગુજરાનથી કમાઇનાં સાધનો શોધવા સિવાય છુટકોજ કયાં હતો?

જુદાં પડવાનો દિવસ પણ આવી લાગ્યો. ગરીબ બીચારાં ભીખાઇજી! બે ત્રણ દીવસ તેવણને ખાવાપીવા જરા પણ ગમ્યું નહીં. સર્વ બેહેનોએ સાથે મલી ઠરાવ કીધો કે ખોરશેદના વિગતવાર ખાનગી કાગલો તેવણને

નહીં વંચાવવાં પણ તેવણુને તો બધી સારીજ ખબરઅંતર પ્હોંચાડતાં રહેવું.

યા પરવર! પુનાના સ્ટેશન પર હજી તો બપોરની એક્ષપ્રેસ પ્લેટફોરમ-પર આવી ઉભે તે આગમચ ઉતારૂઓથી સ્ટેશન ખીચોખીચ ભરાઇ ગયું હતું. મહાબળેશ્વરની સીઝન ખતમ થતી હોવાથી શ્રિમંત લોકોનાં ટોળેટોળાં રોજીંદાં પાછાં મુંબઇ જતાં હતાં. સેકન્ડ કલાસની ટીકીટોનું વેચાણ પણ જગાની કોતાહીને લીધે બંધ કરી દેવામાં આવ્યું. ખોરશેદને તો તાલેવંત પેલેસમાં પ્હોંચાડેલી ખબર મુજબ આજે રાતે ગમે તેમ કરી મુંબઇ પ્હોંચવુંજ હતું. ખડકીના સ્ટેશનપર ત્રેન આવી લાગી. કોઈ દયાળુ પારસી ગ્રહસ્થની મદદથી સેકન્ડ ક્લાસ ભરાયલા હોવાથી દિલસોજ ગાર્ડે ખોરશેદને એકજ ધણીના નામપર રીઝવર્ડ થયલા એક ફર્સ્ટ કલાસમાં જગા આપી દીધી. સ્ટેશનપર પ્હોંચાડવા આવેલી બેહનો ત્રેન ઉપડવા બાદ ધીરજથી પોતાના ઘેર વીદાય થઈ,



## પ્રકરણ ૯ મું.



### બેટી બાપ જબરો શરમાળ!

રાંદેરમાં હીરજીભાઈ ખજોત્યાના હરખનો પાર ન રહયો. પોતાના મરહુમ અઝીઝ અસીલ દોસ્તના દીકરાની પરોણાગત કરવામાં ખજોત્યા કુટુંબે કશી પણ ક્યાસ રાખી નહીં. બાઝે વખત આકળું પણ ભોળુંભાલું જીગર ધરાવનાર ખરશેદબાઇએ પણ "મમભઇના પરોણા"ની પુષ્કળ આગતાસ્વાગતા કરવા માંડી જેમાં નાની મિઠ્ઠી જરૂ ઉરપુર હમશરીક થઇ.

રતન વ્હાડયો! એનું ભેજું કોણ જાણે વારેઘડીએ કયાં ઘાસ ચહડવા જતું હતું? હીરજીભાઈ સાથ બાપીકી જમીનની વાતચીત કરતી વખતે તે ઘડી એઘડી બેફામ બની જઈ અચંબો પમાડનારા જવાબો દેતો હતો જે સાંભળી હીરજીભાઇ પણ જરા અંદેશામાં પડી જતા હતા. દેખઈતી રીતે તેની જુવાન છાતીમાં કાંઇ ન સહમજ પડે તેવો ચમટો વારંવાર તુટયા

કરતો હતો. થોડા દહાડામાં તો તેના ગાલોપર ગામડેની હવાની સુરખી ખુલ્લી પ્રદર્શિત થઇ હતી.

સુગંધી પુષ્પોથી બ્હેક બ્હેક થતા બગીચામાં સહવારની ઠંડી લેહરીમાં આપણી જરૂ એક માલનની અદાથી કામકાજ કરવામાં કયારની રોકાઇ ગઇ હતી. આજુબાજુ ઝાડપાનની લીલોતરીમાં એમ કરારના જીવે મેહેનત કરતાં જરને થાક તે કયાંથી લાગે? ઠંડા પવનના જોશથી તેના ગોરાં ઘાટમારાં કપાલપર ઝુલફાંઓ વીખરાઇને ઉડતાં હતાં તે દુરથી જોતાં જોતાં પેલા રતનનો પણ જીવ હવે ટપુ ટપુ થવા માંડયો. જુવાન ચિત્તને ચોરી લેનારી કેવી મનમોહન ખુબસુરતી! આહા! ગામડેનાં આ પ્યારાં પંખેરાં તરફ તે જરાપણ અચકાયા વિના યાહોમ દોડી આવ્યો.

"કેમ, ભઇજી, આજે જલ્દી ઉઠયા? જરા સુઇ રહેતેની?" જરૂ હસ્તાં હસ્તાં બોલી. "સાંભળવા મુજબ તો મુંબઇના લોકને એમ સકકારે ઉઠવા નહીં ગમે?"

"તમારી ભુલ છે, જરબાઈ," તેની ચકમકતી ચળકતી આંખો તરફ ટીકીટીકીને નજર ફેંકતાં તે બોલ્યો, "અમો મુંબઇગિરાઓ તમો ધારોછ તેટલા આળસુ પદેરાઓ તો નથીજ. પણ આય બધાં ભારી કુંડાંઓ તમે એકલાંજ કાંય ગોઠવોછ? નાજુક હાથપર કેટલો જુલમ? લાવોની? હુંબી જરા મદદ કરૂં તો તમુને કંઇ વાંધો છે?"

"અરે નહીં રેજી, તમે તસદી ના લેઓ," લગરીક લાલ થઇ જઈ જરૂએ જવાબ વાળ્યો, "એવાં કામકાજ કરવાનો તો મને રોજનો મહાવરો પડી ગીયોછ. અમો લોકો તો ગામરેના કમઅકલી બોચ ઓડલાં ગોડલાં પરયાં તે એમ કામકાજ કરતાં કરતાં મેલાંઘેલાંબી થઇ જઇએ. તમુને તેની સુગ તો નથીની, રતનજીભઈ?"

"બહારથી ધોત્તાંધાત્તાં પણ અંદરથી કોલસા જેવું કાળું હૈયું ધરાવનારાં શેહેરીઓ કરતાં તો તમો જેવાં સ્વચ્છ નીખાલસ દિલના કહેવાતા ગામરયાંઓને લાખવાર ભલાઇ," એક છુપો નિસાસો નાંખતાં રતન કાંઈ અજબ જોશબંધ લાગણીથી બોલી ઉઠયો, "તમારા જેવી તંદરૂસ્ત, ઘેરરાખુ, ડાહી, નમાની

ને સારી સ્વચ્છ જીંદગી ગુજારનારી દીકરી પરવરદેગાર બધાંને આપે."

"ઓ મરેરે, રતનભઇ? એટલું બધું? તમે મને કહારથી ઓરખી? ગરીબ માણુસની એમ મશ્કેરી કાંય કરોછ? તમે તો મને ઓરખ્યા વગર છેકજ છાપરે ચહરાવી દીધી? હી—હી" હસ્તાં હસ્તાં જર દોડવા મંડી ગઈ, "ચાલો—આવો—અમારી ગરીબડી બોરવાડીના ગુલાબોનો માંડવો તો જરા જોવ? ખરશેદબઇ મામી આગળ અમારા આય બગીચાની તારીફ તમારે કરવીજ પરશે."

"બસ એટલાંનીજ તારીફ?" રતન પાસેના બાજટપર બેસી જતાં બોલ્યો. "મારે તો ઘણી ઘણી ચીજોની તારીફ કરવાની છે. મારા બાપ-તોલના મુરબ્બીજી હીરજીભાઇના તાંહ તમારા જેવી એકાદ ખુબસુરત છોકરી જોવાની આશા તો મેં રાખેલીજ નહીં. આજના દીન સુધી એવણે તો મને અંધારામાંજ રાખેલો જો? એ કંઇ ઠીક નહીં કહેવાય?"

"વાહરે, ભઇજી? તે મામાજી શું મારા નામની ગામમાં દાંડી પીતાવે કે? પણ તમે અહીં કેટલા દહાડા થોભશો? મામાજી તો કહેના'તા કે તમે તો ઘણાજ શરમાળ છેઓ ને ફકત બે ત્રણ દહાડામાં પાછા મુંબઇ ચાલી જશો. પાસેના વીલર–માસીના તાંહબી પરોણા આયાછ ને વીલર માસીની મહેરાં ગઇ કાલેજ મને કહેતી'તી કે હવે એક સાંજે બધાં સાથે મળી તાડી પીવા જઇએ. અમારા ગામની તાડી તમુને ગમસેની?"

"મને તો તાડીનો પુષ્કળ શોખ છે ને—" તે જરા અટકી પડી બોલ્યો, "ને હું નહીં ધારતો, જરબાઈ, કે મારી જમીનનું કામકાજ એટલી જલ્દીથી ખલાસ થઈ જાય. તે ખલાસ થાય યા અધુરૂં રહે પણ હવે આજથી મને લાગેછ કે હું તો બા થોરા દહારા અહીં જરૂરજ પડી રહેવાનો; પણ હું એમ પુછું, જરૂબઇ, કે તમે મુંબઇ જોયુંછબી કે નહીં?"

"નહીંજી, ઉદવાડા સીવાય હું કેથેબી બહારગામ ગઇ નથી. આય અમારી ગરીબડી ઝુંપડી ને મારાં નેકબખત મામા મામીને છોડવા મને ગમતુંજ નથી."

"તમે કેવાં સુખી ને સંતોષિ દેખાવોછ? જરા વધુ નજીક જતાં

રતન બોલ્યો.

"તે નહીં કાંય દેખાઉં," પોતાની રૂપાળી ચમકરી આંખો ફેરવી નાખતાં જર મગરૂરીથી બોલી, "આય ગામડાંના ચોખ્ખાં હવા પાણી ને મુરબ્બીજીઓની માયા મહેરબાની—હવે એથી વધારે મને શું જોઇએ?"

"પરવરદેગાર એ તમારૂં ગરીબડું સુખ સદા કાયમ રાખો," રતન ગંભીર બની જઇ હળવેથી બોલ્યો, "તમારાં મામા મામીબી પુરેપુરાં ભાગ્યશાળી કે તમારા જેવું એક આબદાર ગોહર તે લોકને મલ્યુંછ ને—"

"પણ આય બધા જાતજાતના ગુલાબો જોયા કે?" રતનને બોલતો અટકાવી દઇ જરે બીલકુલ નિર્દોષનાથી કહ્યું, "તમુને કીયો ગુલાબ તોડી આપું? તમારે ગમે તે પસંદ કરી લેઓ."

"નહીં—નહીં—મારે સારૂં કોઈબી ગુલાબ પસંદ કરી તમારા મુબારક હાથેજ આચ બટન—હોલમાં પોઈ દેઓ ને આય રાતો ગુલાબ તમે મારા તરફથી કબુલ કરશો?"

"ઓ વાખરે, હીરજી, તમે તો કહેતા'તા કે પોરયો શરમાળ છે ને આય જોયું કે? જાણે વરસોની ઓળખાણ હોય તેમ આય બે જણાઓ તો એકલાં એકલાં કહારનાં બગીચામાં લ્હેર કરવા ઉતરી પરયાંછ?'

"અહં! અંહં! રતનની ફરમાસને આધીન થઇ ગરીબ બાપડી નિર્દોષ રમલાળ જરૂ તેની સુચનાઓ મુજબ તેના ડગલાના બટન—હોલમાં એક ગુલાબ ખોસતી હતી તેજ વેળા હીરજી મામાના હાંસવાનો ધીમો અવાજ અચાનક સાંભળી તેણી એકાએક ચોંકી ઉઠી. હાથમાંનું સુંદર ગુલાબ જમીનપર પડી ગયું જે જોઈ રતન પણ જરા ઝબકી ગયો.

"મકું જે તમે લોકો કહારનાં અહીંજ છઓ કે? એકલાં એકલાં શું ટાહેલાં ચલાવોછ?" જરા આગળ જતાં ખરશેદબાઇએ ધીમો ધુજારો શરૂ કીધો.

"રતનશાહભઇને આપરો બગીચો ઘણોજ ગમેછ, માયજી," જરૂએ નખ્રકરા જીવે ગીતાબીથી જવાબ વાળી દીધો. "મામાજી, એવણ તો કહેછ કે એવણનું કામ ખલાસ થાય કે અધુરૂં રહે તો બી એવણને તો થોડા દહાડા અહીં રહેવા ગમેછ ને—"

"અરે હારે, દીકરા ? આય ઘેરબાર એવણનુંજ છે?" હીરજીભાઇએ સાચ્ચી લાગણીથી કહ્યું, "આપણી ગરીબની ઝુપડીમાં એવણના મુબારક કદમ કહાં છે ? એવણના બહેસ્તી બાવાની મારાપર કંઈ થોડી મહેરબાની ઉતી ?"

"તમે તો તમારી લાયકી બોલોછ, હીરજી શેઠ," ઉપકારનો ઉભરો ખાલી કરતાં રતન બોલ્યો, નફ્ફતઈ માફ છે, પણ આવી સોજ્જી આસુદી હવામાં થોડા દહાડા તોડી પાડવા મનેબી ગમેછ; ને તેમાં આય તમારી ભાણેજના હસમુખા બોલકણા સ્વભાવથી તો મને ઘણુંજ સોહવઈ જાયછ."

"અરે, હારે, ભઇ ? એ અમારી અખ્ખઈ રહી ભાણેજને દાટો તાંહથીબી બોલે એવી છે."

"વખત બે વખત એમ ના બોલ, ખટલા," હીરજી મામાનો જીવ જરા સુગાઈ ઉઠયો. "દીકરીનો જીવ પરયો એમ હસે બોલે નહિ તો શું કરે? એ અમારી ગાયમાય વગર તો અમો લોકોને એક ઘડીબી ચાલે નહીંજો ?"

"હા, ભઇજી, મારા હીરજીભઇ વાજબીજ કહેછ કે એના વગર તો આય અમારૂં ઘેર સુમસામ ને બીયાબાન જેવું થઇ જાય. એના બ્હેસ્તી બાવા ગુજરી ગીયા પછી અમારા તાંહ એને લઈ આયા ને આટલી મોટી કીધી તે અખ્ખઈ થઇને, મરૂં, જીવતી રહે એટલે બસ; આપુને બીજું કંઇ નહીં જોવતું."

"બહુજ ડાહી ને નમાની છોકરી છે," જુવાન જરૂના ગોરા ચ્હેરાપર એક છુપી સ્થિર નજર ફેંકતાં રતન બોલી ઉઠયો, "પણ મુંબઇમાં એનાં બીજાં કોઈ સગાંવ્હાલાં છેજ નહીં ?"

"આગ લાગેરે એવાં સુફ્યાણાં સગાંવ્હાલાંઓપર ?" ખરશેદબાઈ ચીરડાઈ પડયાં, "આજના દિવસ સુધી કોઈ મુવાંઓએ એ બિચારીને ઝાંખીને જોઇ બી નથી."

"અરે જોવાની દરકાર વડીક કીધી નથી," હીરજીભાઇએ બાંગ પાડી, "એના સગામાં તો ખસુસ કરીને તમારાં મુંબઇના પેલાં લખેસરી બાઈ ચાંદન બાઈ હીરામાણેક !"

"કોણ ? કોણ ? ચાંદનબાઈ હીરામાણેક ?" રબરના દડાની પેઠે ઉછળી ઉઠી રતને પુછ્યું, "નેપીયનસી રોડપર આવેલા આલીશાન "ચાંદન-કાઝા"ના માલેક ચાંદનબાઇ ?"

"હાજી–તેજ એની સગી ફુઈ થાય," ખરશેદબાઇએ કહી દીધું, "એ ચકરમ ડોસીને તો આખ્ખું મુંબઇ ઓરખેછ. જબરાં ચીચોરાવાલાં છે પણ આય માયબાપ વગરની એકપુરી ભત્રીજીને એ ફુઇએ ઝાંખીને જોઇ બી નથી."

"વાત એમ છે,–રતનભઇને કહું કે–વાત એમ છે કે જરના બ્હેસ્તી બાપનો તમામ આધાર એ બ્હેસ્તીના માલેતોજાર બેન ચાંદનબઇપર ઉતો. જરના બ્હેસ્તન માય સાથ બ્હેસ્તીએ ચાંદનબઇની મરજી વિરુદ્ધ ઉપરવારે થઈ લગન કીધા ને ડોસીએ તેથી બધી ધરતી ઉથલપાથલ કરી નાખી. મરહુમનું મ્હોનું બી નહી જોવાના એ ચકડોળ બુઢ્ઢીએ હડહડના સમસોગંદ ખાઇ લીધા. બસ–તે દિવસથી એ કુટુમ્બમાં કલેશ પડયો તે બ્હેસ્તીના મોત સુધી ! ચોક્કસ ચીજોને લીધે મરનારના મનમાં બી એટલું ઓછું આવી ગયું કે બ્હેસ્તીએ છેવટની ઘડી સુધી પોતાની બેનના ત્યાં પગ વરીક નહીં મુકયો."

"પણ બ્હેસ્તી ગુજરી ગીયા તો બી બચ્ચાં સાથ વેર ? એ બી અજબ ?" રતન કળવાઇને બોલ્યો.

"બુઢ્ઢાં મુવાં જબરાં ખારીલાં હોસે તાહરેજની ?" ખરશેદબાઇએ કહ્યું, "મોટા ગંધાર જેવા બંગલામાં એકલાં અટુલાં જીવેછ ને કોણ જાણે બધા મબલખ પૈસા ટકાબી કોણના નસીબમાં લખાયા હોસે ?"

"અરે, માયજી, આપુને કોણના પૈસા ટકાની ગરજ છે ? તમે તમારો જીવ નાહકનો શું કરવા ઉસ્કેરોછ ?" જરે ગળે વળગી પડી કહ્યું, "તમો મારા મામામામી મારે માથે વાસે જીવતાં રહો એટલે મારા મનથી બધી લાખ્ખોની દોલત !"

"આફ્રિન! આફ્રિન!" સર્વ સાથ ચાલતાં ચાલતાં રતન મનમાં બોલી ઉઠયો.

આ છોકરીનો હસમુખો નિર્દોષ ચ્હેરો–તેનો બોલકણો ખુલ્લો સ્વભાવ–રૂપાળી ચમકતી આંખો–આહા–ગામડેની આ જુવાન તંદરૂસ્ત ખુબસુરતી

હાલને કાજ તો રતનના મગજની તખ્તિપર કોતરાઇ રહી હતી. આ છોકરો કેવો શરમાળ? કુંવારી છોકરીઓથી દુરનો દુરજ નાહસનારો–કેવો થોડું બોલનારો દુકતો? ગરીબ બીચારા હીરજીભાઈ ખજોલા હજી જરા કાચ્ચા! રતન તો હવે માની બેઠો કે રાંદેરનું જમીનનું કામ જલદીથી ખલાસ થશેજ નહીં!

———:o:———

## પ્રકરણ ૧૦ મું.

——:o:——

### "દુન્યામાં કોઇને કંઈ ને કંઈ દુઃખ તો હોયજ!"

બીચારી ખોરશેદ સકલાતવાલા! ખડકી સ્ટેશનપરથી પુના એક્ષપ્રેસ યાહોમ આગળ અને આગળ ધસતી જતી હતી ત્યારે પોતાના કરમફુટેલાં વ્હાલાંઓને મદદગાર થઇ પડવાને ખાતર પોતાની વિધવા માતાથી જીંદગીમાં પ્હેલીજવાર ચાકરી કરવા આમ છુટ્ટી તે બહાર પડી હતી તે માટે રકમ રકમના ડરામણા અને દલગીરી બરપા કરનારા ખ્યાલો તેના ભેજાંની સંદુકમાંથી વીજળી વેગે પસાર થવા લાગ્યા. પોતાના મરહુમ અઝીઝ બાપના જાહોજલાલીના વખતમાં તે સર્વે વ્હાલાંઓએ એક વેળા કેવા સુખ્યારા દહાડાઓ અમનચમનમાં ગુજાર્યા હતા! અને હવે આજે? ઘરમાં પૈ પૈ માટે રોજીંદા રોદરા—દરરોજની હાડમારી અને હયરાનગતીના હાયસોસારા અવરદશાના અવકરા! એવફા દગાખોર દુન્યા? હવે કયાં વસતા હતા પોતાના જીન્નત ગુજીન વ્હાલા પીદરના તે બધા કહેવાતા દોસ્ત આશનાવો! ખુદાના ઘરનો આવો અંધેર કારભાર? યા પરવરદેગાર! રકમરકમના જાલીમ જફાકાર ખ્યાલો આવતાં નાતવાન નાજુક હૈયું ધરાવનારી આ છોકરીના ગાલોપર નધારેલાં આંસુઓ સરવા લાગ્યાં.

આ કોઈ છોકરીને આમ ધસાધસ રડતી જોઇ તે પ્હેલા વર્ગના દબ્બામાં બેઠેલો કોઈ પારસી ગ્રહસ્થ તેની તરફ ડોળા ફાડી ફાડીને જોવા મંડી ગયો. ખોરશેદની નજર તેનાપર પડતાં તે ગજવામાંથી રૂમાલ ખેંચી કહાડી આંસુઓ નુછવા મંડી ગઈ. ખોરશેદે પલના પલકારામાં જોઇ લીધું કે આ

પાતળીયા ગ્રહસ્થના ફિકકા ચહેરામાં દયા અને દિલસોજીનો પ્રકાશ ઉરપુર પ્રગટતો હતો.

"કાંય જી ? તમુને શું છે ? કંઇ ત્રબલમાં છઓ ?" હાથમાં પકડેલું વાંચવાનું પેપર બાજુએ મુકતાં તે બોલ્યો, "તમારી તબીયત તો સારી છેની ! કંઇ જોઇતું કરતું હોય તો મને બેલાશક કહો."

"નહીંજી—નહીંજી—થેંક યુ; ઘણી મહેરબાની," ખોરશેદે મચકાઇ મચકાઇને ધીમે અવાજે જવાબ વાળ્યો, "હું—હું—છે તે—કંઇ નહીંજી, મને કંઇ નથી; તમુને તસ્દી લેવા જેવું કંઇજ નથી.

"તમુને એમ ધસાધસ રડતાં જોઈ હું બહુજ વિચારમાં પડી ગયો," અંતઃકરણની ઉંડી દિલસોજીથી તે પાછું બોલ્યો, "દુન્યામાં કોઇને કંઈ ને કંઇ દુઃખ તો હોયજ ને કદાચ તમુનેબી—"

"નહીંજી—નહીંજી—મને હવે કંઇજ નથી; તમારી મહેરબાનીભરી પુછ-પરછ વાસ્તે ઘણોજ ઉપકાર."

પેલો પારસી પાછો પોતાનું પેપર વાંચવામાં મશગુલ થઇ ગયો અને થોડોવાર બન્ને વચ્ચે ચુપકીદી પથરાઈ રહી. ચગોર ખોરશેદ તેને ટીકી-ટીકીને જોવા મંડી ગઈ. બાતીનમાં તેને કાંઇ લાગતું હતું કે આટલી બધી દયામયાથી દીલસોજી બતાવનાર આ પારસીને પણ પોતાની જીંદગીમાં કાંઇ દુઃખનો ચમટો તુટેલો હોવોજ જોઇએ. તેનો ચીમરાયલો ચ્હેરો તેની જીંદ-ગીની કાંઇ કમનસીબ કહાણીની તવારીખ રજુ કરતો હતો. તે તો તેનો વ્હાલો બાપ ગુમાવી બેઠી હતી; રખેને આ કોઇ અજાણ્યો શખસ પણ પોતાનાં કોઈ વ્હાલાંથી સદાનો વિખુટો પડી ગયો હોય ? આ ગીસમના ગમખાર વિચારો આવતાં ખોરશેદની આંખો પાછી ભીંજાવા માંડી.

"તમે તો, જી, પાછાં રરોછ? મને જરા કહોની કે તમુને શું છે?' તેણે પાછો સવાલ કીધો, "તમે બિચારાં દુઃખી જણાવોછ."

"કંઈ નહીંજી—કંઇ નહીંજી," રૂમાલ વડે આંસુઓ સુકવતાં ખોરશેદે વળી પાછો તેજ જવાબ દીધો, "મારા બિચારા મરહુમ બાવા મને યાદ આવેછ ને—ને—મારાં માય બેનથી જીંદગીમાં આજે પેહેલીજ વખત છુટી

પડેલી હોવાથી મને જરા ભારી લાગેછ,"

"ના રડો—ના રડો—બાઇ, ના રડો," અફસોસનો એક છુપો આહ જેમ તેમ સમાવતાં તે બોલ્યો, "તમારાં માય બેનો કહાં રહેછ ને તમો કહાં જાઓછ ?"

"જી, હું ખડકીના બાપુજી સકલાતવાળાની છોકરી; હું મુંબઇ જાવું છ. સરદાર નસરવાનજી તાલેવંતને તમે ઓરખોછ? તેવણના તાંહ હું ચાકરીએ જાઉંછ."

"કોણ જી? તમે કોણનું નામ દીધું? તમે શું બોલ્યાં? તમો કોણના તાંહ ચાકરીએ જાઓછ?" અજાયબીના ન ધારેલા આંચકાથી એક ધીમો લપેરો ખાતાં તેણે પાછું અને પાછું પુછ્યું.

"જી, હું, મુંબઇમાં વોરડન રોડપર આવેલા તાલેવંત હાઉસના માલેક સરદાર નસરવાનજી તાલેવંતના તાંહ ચાકરી કરવા જાઉછ. તેવણનો બંગલો સ્ટેશનથી કેટલો દુર છે? ભાયખલાથી નજદીક પરશે કે બોરીબંદરથી?"

"તમે? તમે? તાલેવંત હાઉસમાં ચાકરીએ તમે જાઓછ? એબી અજબ!"

"કાંય, જી? શુ છે? તે માણુસ ને ખાનદાન તો સારાં છેની? તમે એટલા બધા અજબ કાંય થઈ ગીયા? મને એમ એકલી મોકલતાં બિચારાં મારાં માયજીનેબી બ્હીક લાગતી'તી. મેહેરબાની કરી એ સરદાર તાલેવંતને તમે ઓરખોછ? કંઇ જાણુતા હોવ તો ખુલાસેથી બોલોની? એ કેવા માણુસ? મારાપર તમારો મોટો ઉપકાર થશે."

"તેવણ કેવા માણુસ છે ને તેવણનું ખાનદાન કેવું તે તમે જાણુવા માંગોછ!" એક ધીમો ઉંડો દમ ખેંચતાં તે બોલ્યો, "બેઅદબી થતી હોય તો, માફ કરજો, જી; પણ હું પોતેજ સરદાર નસરવાનજી તાલેવંત તમોને જે ખબર જોઇતી હોય તે બેલાશક—"

"તમે? તમે પોતેજ સરદાર તાલેવંત?" બરડામાં કોઇએ ટાંચણી ભોકી દીધી હોય તેમ ખોરશેદ ઉછળી પડી. "માફ કરજોજી—માફ કરજોજી; મારી ઘણી ભુલ થઈ. મને સેકન્ડ કલાસમાં જગા નહીં મલી તે મને—મને કોઇએ આય તમારા દબ્બામાં બેસારી દીધી. ભુલમાં કંઈ બોલાયું ચલાયું હોય તો

પાછી મારી માંગી લઉં."

"માફ માંગવાની જરાબી જરૂર નથી. માય વગરના બચ્ચાંની બરદાસ્ત કરવા આવનાર બાઈ કેવી હોસે તેનો વિચાર મને ઘણો ઘણો આવેલો–પણ–પણ–તમુને જોઇને હું ઘણોજ ખુશી થયોછ."

"માય વગરના બચ્ચાંઓ છે?" ખોરશેદે પુછયું.

પેલા પારસીનો ચ્હેરો એકાએક ફિકકોફ્ચ થઈ ગયો! "હાજી–તેમજ છે. એ બિચારાં મારાં નાલ્લાં બચ્ચાંઓ પરાયે આધાર છે. એ લોકની જતન કરનારાં ઘેરમાં બીજાંઓબી છે પણ બચ્ચાંઓને તમારા જેવાંની અંગત પનાહ અને તાલીમની ઘણીજ જરૂર છે. ખોરશેદબઈ, હુંબી એક દુઃખીયારો, દલદર–કંગાલ–ગરીબ–માણુસ—"

અરે? આ શું? આ કોઇ કહેવાતો માલેતોજાર સરદાર તો આટલું બોલી આંખપાણી કરવા મંડી ગયો! આ શું ભેદ હતો? ઘડી બે ઘડી ખોરશેદ પણ દીગમુઢ બની ગઈ!



# પ્રકરણ ૧૧ મું.



## તકદીરનો તમાશો.

"દીકરા, ધીરજ ધર; પપ્પા સ્હવારે પુના ગયલા તે ઓય આવતા હોસે."

વોરડન રોડના મુખડા પર આવેલા આલીશાન "તાલેવંત–હાઉસ"ના વરંડા પર પોતાના પીદરની કાગને ડોળે વાટ જોતા એક નાના દેખાવળા ચેકુસને રમાડતાં રમાડતાં કોઇ ઘરડાં બાઈ સધ્યારો દેતાં બેઠાં હતાં.

તાલેવંત–હાઉસ! માહતાબની ઠંડી રૂપેરી ચાંદણીમાં ચકચક થતો આ દમામદાર ભવ્ય બંગલો આજે રાતે કાંઇ અજબ રીતે પ્રકાશતો હતો. દર્શનમાં ગંજાવર બગીચા અને પાછળ બોહળા વિસ્તારની જગા સાથની આ મિલ્કત પહેલી નજરેજ ખુશનુમા અને ખેંચાણકારક દેખાતી હતી. તેનો હાલનો નવો માલેક સરદાર નસરવાનજી તાલેવંત થોડો વખત થયાં આ

બંગલામાં આવી વસ્યો હતો. ગોળ નકશીવાલાં ગુંબજો અને અગાસીપરથી દેખાતો સામે અરડાઇ પડેલા મહાસાગર કીનારાપર મોજાંઓ ફેંકી ખુદરતની ખુશબખ્તીનું ધીમું મધુર સંગીત રજુ કરતો હતો.

કશો પણ ખણખણાટ યા ગડબડાટ નહીં કરતી એક મોંધીડાટ મોટર-કાર જ્યારે બંગલાના કમ્પાઉન્ડમાં દાખલ થઇ ત્યારે વરંડાપર બેઠેલાંઓ સિતાબીથી ઉઠીને ઉભાં થઈ ગયાં. નાના નિર્દોષ ચેકુસનો હરખ સમાયો ગયો નહીં.

"પપ્પા, આવી લાગા કે?" મોટરનું બારણું હજી તો ખુલે તે આગમચ તે ચેકુસ પોકારી ઉઠયો."

"હા. દીકરા પીલુસ, તારી સાથ રમવા સારૂ કોઇને ખાસ લઇ આયોછ. "ધનાફુઈ, કેમ છેઓ? આય એવણ ખરશેદબાઈ સકલાટવાલાં; ખરકીથી એજ ત્રેનમાં આવ્યાં. છોકરાંઓ સારૂ જે ગોઠવણ થઈ તે એવણજ."

"આવો—મરૂં—જીભરૂં—આવો—આવો." એક હેતવંતાં વડીલના મિઠ્ઠા આવજા—માવજાથી આવકાર દેતાં પેલાં બાઈ બોલ્યાં, "જીભરૂં છોકરાંઓ કહારના તીખલ તીખલ કરી રહેલાં."

"પપ્પા, એવણ કોણ? એવણ શું મારી સાથ રોજ રોજ રમશે? ચાલોનીજી, અંદર ચાલોની? આપરે રમવા બેસ્યે?"

ખોરશેદે હસીને તે બચ્ચાંને ઉંચકી લઈ દાબીને કોટી કરી દીધી. "કેવો મીઠો હસમુખો મુખડો! એના બાપનીજ ચલકતી આંખો."

"હું પીલુસ તમુને ગમુંછ! તમે મારી સાથ રોજરોજ રમશો!"

"હારે-તું મને ઘણોજ ગમેછ," ખોરશેદ બોલી જે સાંભળતાં સરદાર સાહેબનું દીલ છુપી ખુશાલીથી હીલવા માંડયું.

"ચાલ—હવે એવણને જવા દે—એવણ સાથ સહવારે રમજે. ત્રેનમાં થાકી ગીયાં હોસે," ધનબાઇજી બોલી ઉઠયાં, "જીભરૂં બુચી તો કહારની સુઇ ગઇ; જીવી, એવણના ઓરડામાં એવણને લઇ જા."

સરદાર નસરવાનજી તાલેવંત! ધનાફઇ! પીલુસ! બુચી! જીવી! વાંચનાર, આ બધાંને હજી પણ ઓળખ્યા કે નહીં? જરા ખુલાસાની જરૂર છે.

* * *

કહેવત મશહુર છે કે "માણસના કરમ આડું પાંદડું!" હા—વાંચનાર—

બચ્ચિત્તજ તેમજ છે! ગરીબાઇની ગંધીલી ગારમાં રોજીંદો સબડનાર એકાદ કરમ ફુટેલો કનિસાન ધનના ઢગલાપર અગર અચાનક કુદકા મારી ચહડી જાય તેને તમે ગમે તો તકદીરનો તમાસો કહો યા કિસ્મતની કથા-કહાણી એ બધું એકજ છે. તાલેવત હાઉસમાં આવી વસેલા આપણા સરદાર નસરવાનજી તાલેવંતને તેનો ખુલાસો જરા પુછી લ્યો.

ઠાકોરદવારની સાંકડી શેરીમાં એક નાના મકાનમાં રોજીંદા હાયશોસારામાં દહાડા કહાડનાર પેલો એકવેળાનો કંગાળ નસરવાનજી વકીલ તેજ હવે આપણી કથાનો સરદાર નસરવાનજી તાલેવંત! ત્રિસ લાખનો ધણી! ત્રિસ લાખ? યા ખુદા!

આગલા પ્રકરણમાં આપણે વાંચી ગયા તેમ કોઇનો નધારેલો વિચિત્ર કાગળ વાંચતાં વાંચતાં નસલી એક લપેરો ખાઇ બેભાન થઇ ગયો હતો. નીચેથી દોડી આવેલાં ધનાફુઇ તેને આવી હાલતમાં જોતાં તેવણના પણ હોશકોશ ઉડી ગયા હતા—લગભગ અરધા કલાકે ગરીબ બિચારો નસરવાન શુધ્ધમાં આવ્યો.

પાછળથી ખુલાસો થતાં માલમ પડયું કે કોઇ સોલીસીટરોના તે કાગળમાં જણાવવા મુજબ નસરવાન વકીલ હવે એકાદ બસો ત્રણસો રૂપરડી કમાતો પગારદાર નોકર નહોતો પણ ગુજરાતમાં વસ્તા અત્યાર સુધી ન જણાયલા તેનો એક ખેશી કશા પણ વારસ વિના ગુજરી જવાથી નસરવાનજી વકીલને તે મરહુમનો એલકાબ તેમજ ત્રીસ લાખની મબલખ દોલત મળી હતી.

"અરેરે! થોરાજ કલાક એ ઘેરમાં રહી હોતે," પોતાની મહોરદાર દીનુને યાદ કરતાં નસલી તે વેળા બડબડયો હતો.

બબડાટ યા ફફડાટ! હવે બધું ફોકટ હતું. ફકત ગઇ કાલેજ તેણી એક ગરીબ હાડમાર થતા ભરથારની મહોરદાર અને આજે તો તેણી ત્રિસ લાખના ધણી અને સરદારની માનવંત બાનુ! પણ એ બધા વિચારો હવે શા ખપના! તેણી તો કેઠે ચાલી ગઇ હતી. જે બદબખ્ત બૈરી પોતાના નાના નિર્દોષ બચ્ચાંઓનો જરા પણ ખ્યાલ કીધા વિના ધણીનો આશરો છોડી એમ રાતો રાત ઘેરની બહાર ચાલી જાય તે ધણીઆણીના સારૂ હવે

નસલીને જરા પણ લાગણી ક્યાંથી રહે? ગરીબાઈ અને દુ:ખમાં જો તેને એકલાનેજ તેણી છોડી જતે તો ઓછી પીડા. ભોળોભાળો નસલી કદાચ તે ગુનાહ માફ કરી શકતે પણ આવા બેજતન નિર્દોષ બચ્ચાંઓને તજીને તેણી ચાલી ગઇ તે નસલી હવે એક ઘડી પણ કેમ ભુલી શકે? સરદાર નસરવાનજી તાલેવંતનું નામ સાંભળતાં હવે તેને સ્વપ્ને પણ ખ્યાલ આવવાનો હતો કે તેજ લખેસરી પારસીની તેણી ધણીયાણી હતી?

સીયાહ સીતમગારીના સંકટ પછીની તે ઓચીંતી આવી ઉભેલી ખુશાલી હતી. કંગાળ દલદેસરીની બદબખ્ત અંધારી રાત પછી સુખના સુરજનો નધારેલો ઉદય થયો હતો. નસીબદેવીના હવે લાડકા નસલીના ચહેરામાં રફતે રફતે ચમત્કાર થતો જતો હતો. અંદર ગળી પડેલી અને ઝાંખી થઇ ગયલી આંખોમાં હવે ધીમે ધીમે પ્રકાશ આવતો હતો. ગોયા ગુમ થયલી જવાની પાછી ફરતી હતી. સરજતનો પાસો નધારેલો સવળો પડયો તોય નસરવાન વકીલ સરદાર તાલેવંત થવા છતાં પોતાની ગરીબાઇના દિવસો ભુલી નહીંજ ગયો. પોતાની ઉપર તેમજ પોતાનાં બચ્ચાંઓપર માયા મેહેરબાની બતાવનાર પેલાં દાકોરદવારનાં ઘરનાં માલેક ધનાફુઇ અને પેલી તાબેદાર નોકરડી જીવીને પણ તેણે બ્હોંશહોંશ કરી પોતાની સાથ "તાલેવંત હાઉસ" માંજ રાખ્યાં. ધનાફુઇને સખ્ખત મનાઈ હતી કે કશું પણ કામકાજ કીધા વિના એક વડીલ સુરબ્બી મીસાલ દહાડા ગુજારવા. તોય વળવલ્યા જીવનાં ધનાફુઇ તો બંગલામાં રોજંદી તરેહવાર ખબરઅંતર રાખતાં હતાં.

બચ્ચાંઓની સંભાળ લેવા આવેલી પેલી નવી પારસી છોકરીની તેવણ તરેહવાર મહેમાનદારી કરવા મંડી ગયાં.

"માય, જરાબી ઓસકાની ના જને? મારો ઓરડો તારી પાસેજ છે. જોઇતું કરતું માંગજે," ધનાફુઇએ કહયું, "અખ્ખઈ રહે, બીચારા નસરવાનજી, બચ્ચાંઓની માયબી નહીં મળે. વાંઝયો સમજે તો સારૂં. આખ્ખો ભવ કંઇ એમ કહરાશે?"

"એવણનાં ધણીયાણીને ગુજરી ગયાંને કેટલાં વરસ થયાં, ધનબઇજી?"

ખોરશેદે ઇન્તેજારીથી પુછયું.

"તે તો કોણ જાણે?" ધનાફુઇએ નફકરો જવાબ દીધો.

*　　*　　*

એક બે દિવસ બાદ નીચલો કાગલ ખડકી બીખાઇજી સકલાતવાળાને મળ્યો.

"તાલેવંત હાઉસ"
મંગળવારે રાતે.

**"મારાં વ્હાલાંઓ,**

અઠવાડયું થઈ ગયું. છેલ્લાં કાગલમાં લખવા મુજબ હવે આજે વીગતવાર કાગલ લખવા બેઠીછ.

"અહીં તો બધા જણા સારાં છે ને મારાપર થોરાં થોરાં થઇ જાયછ. તાલેવંતનો બંગલો ઘણીજ સરસ જગાએ છે. સાંમે દરયો વીગેરે દેખાયછ. મોંઘુંદાટ ફરનીચર ને મારા સારૂ અલાહેદો ઓરડો આપ્યોછ.

ધનાફુઈ કરીને બુઢ્ઢાં બાઈ મારાપર જીવપ્રાણ કહારી આપેછ. છોકરાબી ગુલાબ જેવાં છે. તે લોકને એક ઘડીબી છોરવા ગમતાં નથી.

સરદાર નસરવાનજી ઝાઝા દેખાતા નથી. મેં આગલા કાગળમાં લખેલું તેમ મારી સાથેજ પુનાથી ત્રેનમાં આવેલા. કામકાજવાલા માણુસ જણાયછ. જમતી વખતે બધાંનો મેળાપ થાયછ.

કહેછ કે આય બધી દોલત એવણને ન ધારેલી મલી તેની થોરો વખત આગમચજ એવણના ધણીયાણી બીચારાં ગુજરી ગયાં.

બહેસ્તનના સારૂ એવણને ઘણુંજ લાગેછ, કારણ કે એવણ ઘણા ઉદાસ દેખાયછ. પીલુસ તો એના મરહુમ મમ્માનું નામ દેતોજ નથી ને નાલ્લી ઘભાંની બલા જાણે.

મારી જરાબી ફીકર કરશો નહીં. હું તો દરેક વાતે સુખમાં છઉં છતાં તમો બધાં વ્હાલાંઓને એક ઘડીબી વીસરતી નથી.

સારી ખબરઅંતર લખજો ને બધાં જણા મારો પ્યાર કબુલજો.

લી૦ વ્હાલી **ખોરશેદ."**



# પ્રકરણ ૧૨ મું.

—:૦:—

## વાર્તાનવેશીપર રસીલો વાદવીવાદ.

રાંદેરમાં વીલર–માસીની બેઠી બંગલીના વરન્ડાના ખુણામાં ટેબલ આગળ બેઠેલો લગાર કાવલા બાંધાનો એક પાતળ્યો જવાન ક્યારનો કાંઇ લખવામાં રોકાઇ ગયો હતો. સામે ગોઠવેલાં એક અંગ્રેજી પુસ્તકમાં એકચિ-તે ધ્યાન રોકી રાખી તે વારંવાર વિચારોના વમળોમાં વીંટળાઇ જતો હતો. જો કે લખતાં લખતાં તે જરા થાકી જતો દેખાતો હતો તોય દમભર શ્વાસ ખેંચી તે નીચી મુડીએ પોતાની કલમનો રખશ કાગલના મયદાનપર યાહોમ દપટાવ્યો જતો હતો. કાંઈ અજબ ઉલટથી તે પોતાના કામમાં મશગુલ થઇ ગયો હતો. હવે ડોકું જરા બાજુએ ફેરવી રાખી કાંઇ ગંભીર ખ્યાલોમાં ચકભમ થઈ ગયલા આ શખસનો જરા ચ્હેરો તો જુવો ? વાંચનાર . તેં એને ઓલખી કહાડયો નો હશેજ. વાર્તાઓ લખવામાં અને તે લખીને બહાર પાડવામાંજ પોતાની દલદર જીંદગીનું તમામ સાર્થક સમજનાર એ તો આપણો લવજી કરાકો બેઠો છે.

વ્હારે ખુદરત ! સુરતના દીલખુશ રાંદેર ગામડાંની રૂષ્ટપુષ્ટ હવાની અસર તો જરા જુવો ? ફકત થોડાજ દિવસોમાં કેટલો બધો ફેરફાર ! મુંબઇના બેઠૂાં ચાવણ્યાવાળા લવજીના “બતાસા” હવે ફુગાયલા હતા. એક-વાર લેવાયલા ચ્હેરાપર તાઝગી અને ગુલાબી સુરખી ફેલાયલી હતી. તેના ફિક્કા હોઠોપર લાલાશ દેખાતો હતો. લવજીમાં કાંઈ નવોજ જીવ આમેજ થઇ ગયો હોય તેવાં ચિન્હો માલમ પડતાં હતાં. મુંબઈની ગલીચ અને બદબોભરી વાતાવરણમાંથી દુર થઈ જવાનું તે એક ખુશદાયક પરિણામ હતું; પણ આ દુકતાને શું અભાગ લાગેલા કે ઘોલ્યાપર લેટી પુરતી આશા-યશ લેવાને બદલે તે રાંદેરમાં પણ લગભગ આખ્ખો દહાડો વાર્તા વાંચવામાં અને વાર્તા લખવામાંજ ભેજાંનો ખુરદો કરતો હતો. જાણે જંગલની આવી દીલખુશ મંગલ ખુદરતમાં સાહિત્યના ક્ષેત્રમાં સહેલ કરવાનું તેને એવડું જોશ છુટતું હતું.

એક ટપાલીએ લવજીનું નામ પોકારી તેના કામમાં હવે ખલલ નાંખી. સિતાબીથી તે કાગળ ઉખેડી દઇ લવજી અધીરા જીવે તે વાંચવા મંડી ગયો:—

મુંબઇ.

**"ઓહ! માઇ ડીયર, લવ (જી),**

હાઉ ડુ યુ ડુ, માય બોય? દુન્યા સુખી તો છેની?

મારાં પેપરના કામમાં નધારેલો રોકાઇ ગયલો હોવાથી જવાબ લખવાને જલદીથી બન્યું નહીં. મુંબઇની ખબરઅંતર પુછાવે છે તે શું લખું? સૌથી અગત્યની તો એ ખબર કે ગઇ સાંજે પડોશના દુધવાલા ભૈયાની ભેંસનો સુવાવડખાનામાં જતાં જતાંજ છુટકારો થયો! બાબાનું નામ લવજી કરાકા આપવાનો વિચાર છે. તુંને તો વાંધો નહીંજ હશે.

તારી ફ્રેની હીરામાણેક હજુ હૈયે ચહડયા કરે છે કે? જો શાન્તાક્રઝના પાદરીને વચમાં નાંખ્યે તો એ "ખુબસુરત બલા" કદાચ ઠેકાણેબી આવે! વેલ, વોટસ ગોર આઇડીયા? એ છોકરીનાંજ સ્વપ્નાંઓ હજુબી આવતાં હોય તો મારાપર લખજે.

તારી "તુટયા વગરના તાગડા" ને છોડવાની જરા ફુરસદ મળી નથી. કુટયા વગરનો ફટાકડો રખેને એ તાગડો તોડી નાખે? પહેલી જોગવાઇએ એ તારી વાર્તા વાંચી નાખવાની ઉમેદમાં છું. જો એ વાત નહીં પસંદ પડે તો એનો સુપ બનાવીને ગરીબોમાં વહેંચુ કે? આશા છે કે બીજી વારતા લખવાનું ચેટક રાંદેરમાં તો નહીંજ લાગ્યું હોશે. ખુદાને ખાતર જરા તબીયત અને જીદગીનો ખ્યાલ રાખજે. મારો ડાહ્યો દીકરો ફરી દઉંની?

વીલરમાસી ને મેહરાંને મારી હેતવંતી દુવા પહોચાડજે. એ લોકને જરૂર કહેજે કે હવે ફુમીબી થોડા દહાડામાં રાંદેર આવશે. પછી વીક-એન્ડમાં હું બી આવતો જતો રહેવશ. ચાલ ડાયર-તાતા-દાદા-મામા! ફ્રેનીની નહીં તો મારી કીસ તો કબુલશેની?

લી૦ તારો દીલજાન દોસ્ત,

**હોમી મુલ્લાં."**

"મારી વાત વાંચી જવાની ફુરસદ હજુ એને મળી નથી," તે કાગળ ટેબલપર પટકતાં લવજી ફફડી ઉઠયો, "બીલકુલ બેપરવાહ ! ખુદા જાણે હજુ કેટલા દહાડા એ મને તોવાવ્યા કરશે. પણ ફ્રેનીના સારૂં એ શું લખેછ?" લવજી તે કાગલ્યું પાછું વાંચવા મંડી ગયો અને તે ખતમ કરતાં સાથ ગંભીર ચ્હેરે તેણે એક ઉંડો નિશાસો ખેંચી કહાડયો. પુરાણી પીતનો ચમટો કદાચ તેને અમળાયો હશે. તમુને શું લાગે છે !

"હરવાયોરે, લવજી કહાં બેઠોછ ? શું કરેછ ? બસ આખ્ખો દહારો લખલખજ કર્યા કરશે કે જરા જીવનેબી આશાયશ આપશે ? રોગ જાણેરે ?"

હાથમાં લાકડી લઈ બલદયાના ખટારા મીસાલ સામેથી ઠુસક ઠુસક ચાલી આવતાં વીલર–માસીએ તરારો કીધો.

"વીલર–માસી, હું અહીં લખવા બેઠોછ, આવોની ?" હાથમાંની કલમ બાજુએ મુકી દઈ લવજી બોલ્યો.

"પણ હું એમ પુછું, દીકરા, કે એમ આખ્ખો દહારો તું શું લખ્યા કરેછ ? કોઇનું વીલબીલ કરેછ કે ?" બદનના ગજવાંમાંથી તપકીરની દાબડી ખેંચી કહાડી એક મસમોટો સહરૂકો ભરતાં વીલરમાસી બોલ્યાં.

"અરે, નહીરે, વીલર–માસી, હું તો અંગ્રેજી પ્લોટપરથી એક પારસી સંસારી વાત લખુંછ. ઇટ વીલ બી આ સ્પ્લેન્ડીડ વર્ક, વીલરમાસી."

"મરેરે, તે શું ? મેં તો રાજા પાસ્સાની વાત કોઇ કોઇનાં મ્હોંને સાંભલેલી; પણ એ લખાય કેમ? જીભરૂને ઘણી માથાંદુ:ખણ કરવી પડતી હોશે. રોગ જાણેરે !"

"બાબત એમ છે, વીલરમાસી, કે આજકાલ લોકોને રોમાન્સ ને ફીકશન બહુ ગમેછ; પણ ડીસન્ટ નોવેલ્સ લખવી ઇઝ વેરી ડીફીકલ્ટ, માસી, તમુને સમજ પડેછની ?"

"હોશેજ તો કંઇ—કંઇ એવુંજ હોશે. રોગ જાણેરે ?" તપકીરનો એક બીજો ચમટો ભરતાં વીલરમાસી બોલ્યાં.

"જોવની, હું તમુને બરોબર સમજાઉં," જરા ઉલટમાં આવી જઇ લવજી પાછું બોલ્યો, "પહેલાં તો કોઈ ઇંગ્લીશ નોવેલ વાંચી પ્લોટ 'કનસીવ'

કરવો જોઇએ ને તે 'એક્ઝીક્યુટ' કરવામાં તેના ઓથરે એક ચોક્કસ મોરલ માઇન્ડમાં રાખવો જોઇએ, તમે સમજ્યાંની, માસીજી?"

"હા બધું કંઇ એવુંજ હોશે તો? રોગ જાણેરે!"

"એ તો એક વર્ક ઓફ્ આર્ટ કહેવાય, માસીજી," પોતાની બેઠકપર જરા ટટાર થઇ લવજી પાછું બોલ્યો, "એક નોવેલીસ્ટનું પાવર ઓફ્ ઇમેજીનેશન ઘણુંજ સાઉન્ડ જોઇએ. તોજ બધા ફેસીનેટીંગ થોટસ આવે. સારા નોવેલીસ્ટો પોતાની ચોક્કસ કેરેક્ટર ઘણાજ સ્ટ્રોંગ કલર્સમાં રજુ કરેછ ને જો કલર્સ જરાબી લાઈટ થઈ જાય તો તે ઓથરની કલમની ડીફેક્ટ કહેવાય. હવે સમજ પડેછની માસીજી?"

"કંઈ બધું ઘણુંજ ભારી હોશે જો? રોગ જાણેરે!"

"હીરોઈન્સિનું ડીસ્ક્રીપશન એવી રીતે આપવું જોઇએ કે લોક જીવતાં જાગતાં નજરે પડે."

"પણ, દીકરા, મારી જેવી ઘરડી ડોસીના આંખે ચસ્મો હોય તોબરોબર કેમ જણાય?"

"અરે, માસી, એ તો વાંચતાં વાંચતાં માલમ પડે—એ કંઈ પીક્ચર બીક્ચર નથી," થોડોવાર બોચી ખ્વવડી લઈ લવજીએ પોતાનું દાસ્તાને દીલરૂબા યાહોમ આગળ ચલાવ્યું, "એક ઓથરે સાઇકોલોજીકલ સ્ટડી કરવી જોઇએ. મેલ આઇડીયલ્સ ને ફીમેલ આઇડીયલ્સ વચ્ચે ડીફ્રન્સ જાણવો જોઇએ. તેજ આર્ટ ઓફ્–ફીકશન ને તેજ નોવેલ–રાઈટીંગ ને તેજ——"

"ઓ ભુસુરે, લવજી દીકરા?" જોરથી એક છીંક આવતાં સમેત વીલર માસી હવે ભબડી ઉઠયાં, "મરેરે, બધું શું કહારનો બોલ બોલ કર્યા કરેછ? મને તો કંઈજ સમજ પરયું નથી. દુશ્મન કંઇ ઘેલોએલો થઈ ગીયોછ કે શું? રોગ જાણેરે!"

ગરીબ બીચારો લવજી! એકદમ મુંગોમંતર બની જઇ તે વીલર–માસીનું કોઠું ભોપતો પલવાર બેઠો. એ બધો શું ભાંગરો વાટી ગયો તેનું પુરેપુરં ભાન હજી તેને આવ્યું નહીં. ધરખમ વાર્તા–નવેશો ક્યાય એવાજ હશે! આપણને શું ખબર?



"ભુસું રે, લવજી દીકરા! મરેરે, બહું શું કહારનો બોલ બોલ કર્યા કરેછ? દુશ્મન કંઇ ઘેલો બેલો થઇ ગયોછ કે શું?"

(પાનું ૭૦ મું.)

"આજે કોણનું કાગળ આયું, દીકરા? હોમી કંઇ લખેછ કે?"

"હા-વીલરમાસી, એ લખેછ કે હવે થોરા દહારામાં કુમીબી આવશે ને પછી એબી વીક-એન્ડમાં આવતો જતો થશે."

"માસી, આપરી ફ્રેનીનેબી થોરા દહારા બોલાવોની? તમે કહો તો પાછું કાગલ લખી જોવું?" ઓરડામાંથી બહાર નીકળી પડતાં મહેરાં બોલી. આ સાંભળીને બાપડો લવજી તો ઘડી ગુંગજ બની ગયો.

રાંદેરની આ બીજી ગામડયણ લોડી પોતાના સાદામાદા પોષાકમાં પણ કેવી શોભી રહી હતી. દુન્યાના દરેક ભલાં કામમાં ભાગ લેવાને સરજાયલી આ તંદરૂસ્ત ધરમારી સુંદરીનો ચ્હેરો કેવો દીલકશ દીલપઝીર દેખાતો હતો. સામે આવી ઉભેલી આ તારૂણીને વારંવાર જોતાં લવજીને પેલી માંજરી બસરૂ બીલાડી ફ્રેની યાદ આવતાં કાંઈ નીસાસાવાલી નાજુક લાગણી તેનાં હ્રદયમાં જાગ્રત થતી હતી.

"તમે કહો તો ફ્રેનીપર કાગળ લખું, માસીજી?" એ મ્હેરાં શું કહેવા ચાહતી હતી? ગરીબ બીચારો લવજી!

"હા—હવે માસીના મરતે દહારે એ રાંદેર આવશે," વીલર-માસી દાઝથી બોલી ઉઠયાં, "રોગ જાણેરે! એ દુકતીબી કંઈ અજબ નીકલી? એને મલવાનો મને તો ઓરતોજ રહી ગીયો જો? એ મારી ભાણેજ ફ્રેનીને તું ઓરખેછ કે, દીકરા લવજી?"

યા ખુદા! લવજીના બરડામાં કોઇએ જાણે એકાએક એક અણ્યાળો સુઇયો ભોંકી દીધો હોય તેમ તે ચમકી ઉઠયો! કુદરતની આ એક કેવી ક્રુર કઠોર સતાવણી હતી. પોતાની છાતીમાં ધગધગી ઉઠેલો આતશ જેમ તેમ ઠંડો કરતાં તે બોલ્યો, "હાજી—હા—વીલરમાસી—એવણને મેં જોયાંછ."

"પણ તમે એવણને ઓળખતા નહીં હોવ, લવજીભઇ," હવે મહેરાંએ ધુજારો કીધો.

"હાજી—નહીંજી—" લડઠતી જીભે લવજી ગમે તેમ બોલી ઉઠયો, "થોરાં ઘણાં પીછાનુંછ ને——"

"કેમ, માસીજી, કેમ છેઓ? કેમ મહેરાં? સાહેબજી, લવજીભઈ."

લવજીના સારે નસીબે તે ગુંગળાવનારી વાતચીતમાં કોઈની અચાનક આમદથી ખલલ પડી. નજદીકની બોરવાડીમાં રહેતી આપણી જર પેલા રતન વાડીયા સાથ બધાંને મળવા આવી હતી.

"આટલા દહારા મળવા નહીં અવાયું તે માફ કરજો. લવજી," રતન બોલ્યો, "બે ત્રણ દહારા હીરજીભાઈ ખરશેદબઇ સાથ ઘેરમાં ને ઘેરમાંજ ગુજાર્યા."

"ચાલો—આવી લાગાં તે સારૂંજ થયું. મારોબી જીવ આજે બધો કંટાળી ગીયોછ," વારતાના કાગળો ટેબલના ખાનામાં મેલતાં લવજીએ કહ્યું, "મહેરાં, પછી જરા દીલરૂબા કહારશો ? જરબાઈ ગાશે. આજે જરા મ્યુઝીક કર્યે."

એલાર–પેલાર વાતચીતમાં અરધોએક કલાક હસીખુશીથી પસાર થઈ ગયો. સુરતની સ્કુલમાં તાલીમ પામેલી મહેરાંએ દીલરૂબાપર આંગળાં દોડાવ્યાં. જરના તીણા સુરીલા કંઠથી વીલર–માસીની બંગલી ધમધમી રહી. દીલ-રૂબાપર ઉપર નીચે દોડતી મેહરાંની આંગળીઓનો અભ્યાસ કરવામાં લવજી એકાગ્રહ ચિન્તે રોકાઈ ગયો હતો ત્યારે પેલો રતન બદાડયો બુલબુલના કંઠે સામે ગાતી બેઠેલી જરને સ્થિર નજરે ટીકતો બેઠો હતો. રતન જ્યારે શાંત અને ખુશાલ દેખાતો હતો ત્યારે લવજી ગંભીર અને ગમગીન જણાતો હતો. તે એક અભ્યાસ કરવાજોગ ચિત્ર હતુ.



## પ્રકરણ ૧૩ મું.



### "દીલ હમને સનમકો દીયા નઝરાના સહમજકે."

ઇશ્ક–પ્યાર–પ્રિત–પ્રેમ–મહોબત ! તમે તેને ગમે તે નામથી બોલાવો પણ ભલભલા જુવાન જીગરોને જલાવી જલાવીને ખાક કરી નાખનારી આ પવિત્ર ખુદાઈ લાગણી જેટલા જોશથી એક નાજુક કોમળ ઓરતના જીગર-પર વાસો કરે છે તેટલાંજ મુસ્તકીમ બળથી તે એક જોરાવર મનના વફા-દાર મરદના હ્રદયનો પણ પીછો પકડી રાખે છે. મરદ યા ઓરત—ખુદાની

આ બન્ને સર્વોત્તમ પયદાયશ માટે પાક બુલંદ મહોબતની પવિત્ર લાગણી એ બન્ને જીવોપર એકસરખીજ અસર ઉપજાવવા સરજાયલી છે. જો તે કીસમની લાગણી હૈયાત નહીં હોય તો પછી તેને મહોબત-પ્રેમ-પ્યાર-યા પ્રિતનું પાક નામ આપવું તે ગોયા તેની બદનક્ષી કરવા સમાન છે.

સુર્યાસ્ત પછી સમી સાંજના સમયે મુંબઇના વિશાળ દર્યાની સામે એક-એની પાળપર ગંભીર ચ્હેરે બેઠેલા જોરાવર બાંધાના એક જવાનપર જરા નજર તો નાંખો ? તેજ મહોબતની મુસ્તકીમ લાગણીથી સબરદબર મ્હાત થઇ ગયલા એક મજબુત બાંધાવાળા શખસનો મુખડો કેટલો બધો શોકાતુર અને બેચેન દીસતો હતો. ફકત બેજ દિવસ થયાં તે કેટલે વરસે મુંબઈ પાછો ફર્યો હતો ! નહીં ! નહીં ! એ વીટેલાં વરસોમાં કોઇપણ ઘડી મુંબઇ દોડી આવવા તે હદથી જ્યાદા ઇન્તેજાર હતો; પરંતુ નેહેસ્ત લડાઇ દરમ્યાન પોતાના લસ્કરી ઓધ્ધાની જોખમદારી અદા કરવાને ખાતર—તેમજ સરકારી કાનુનો મુજબ પોતાનો કબાલો ફરજ્યાત બજાવવાને લીધેજ—તે પોતાના મનની એકપુરી હોંશ પાર પાડી શકયો નહોતો.

"દીનુ-દીનુ-જાનથી જ્યાદા વ્હાલી મારી દીનુ-કેવા અખંડ વ્હાલથી આજના દીન સુધી મેં તુને ચાહીછ," પથ્થરની પાળપર અરડાઇ પડતાં તે મનમાં બોલ્યો, "આખરે તેં મને દગો તો નહીં દીધો હોય ? નહીં ! નહીં ! મારી પ્યારી દીના તે કીસમની ઘાતકી સંગદીલ છોકરીજ નથી. ઓ, ખુદા ! એ બિચારીને હું કેવો ગેરઇન્સાફ કરૂંછ." ગંભીર મુખડા સાથ થોડોવાર તે ચુપ બેઠો.

"પણ આજે મહીનાઓ થયાં એના તરફથી એકબી કાગલ નહીં ? જરા ટટાર બેસતાં તે પોતાની સાથ પાછો વાતચીત કરવા લાગ્યો, "ઠેકાણે ઠેકાણે એના કાગળો મને બરાબર મલ્યાં ને છેલ્લે છેલ્લે મેં આટલાં આટલાં કાગળો લખ્યાં તો એક જવાબબી નહીં ? મારી દીનુ, તું હમણા કહાં હોશે ? તારી શું હાલત હોશે ? જહાં હોય તહાં—પણ તું મારે સારૂ—મારી જીંદગીના ખાતર—જીવતી રહે એટલે બસ."

ગરીબ બીચારો. એટલું બોલતાં તેની શોકાતુર આંખોમાંથી આંસુ-

ઓનો વરસાદ  વરસવા માંડયો.

થોડા ખુલાસાની જરૂર છે. લખેસરી હોરમસજી દાદાચાનજીના આ એક-પુરા નબીરા કેપટન નાદરશાહ દાદાચાનજી પોતાની ખીલતી જુવાનીમાંજ એક છોકરીપર મરી ફીટયો હતો. પોતાની પડોશમાં રહેતી તે છોકરી તરફ ખેંચાઇ જવાનેજ તે જાણે જનમ્યો હતો. નાનપણમાં ફુરતાં ઝબલાંવાળાં આ બચ્ચાં-ઓ સાથે અને સાથેજ રમતાં હતાં, નીશાળની જીંદગીમાં આ નાદર પોતાની આ લાડકી નાની છોકરી સાથેજ સ્કુલે જતો હતો. ડ્રોઇંગ કરતાં પણ આ છોકરો બીજું ત્રીજું બાજુએ મેલી દઈ પોતાની માનીતી લાડકીનુંજ ચિત્ર દોરતો હતો. કોલેજની કારકિર્દીમાં શીખવાનાં પુસ્તકોના સફા અંદર પણ તેને બસ તેજ મિઠ્ઠો ચ્હેરો દેખાતો હતો. ઉમ્મરે આવતાં પરણીને એક થવાના પાક પવિત્ર વચનથી તેઓ અરસપરસ બંધાઇ ચુકયાં હતાં. દાદા-ચાનજી કુટુંબમાં આ વાત જાહેર થતાં નાદરના પીદરે તેને હડધુત કરી ઘર-માંથી કહાડી મેલ્યો; એટલુંજ નહીં પણ તેને પોતાની લાખ્ખોની દોલતના વારસામાંથી રદબાતલ કરી દીધો. તોય તેજ વફાદાર મરદ બચ્ચો નાદર લડાઈપર ફરજ્યાત ઉપડી જવા આગમચ પણ મુંબઇ પાછા ફરતાં પોતાની મહોબતની મુર્તિ સાથ શાદીના પવિત્ર ગાંઠથી જોડાવાનું મુસ્તકીમ વચન પાછું આપી ગયો હતો. કેપટન નાદર દાદાચાનજીનું તનમન અને સર્વ-સ્વ હરી લેનાર તેના જીગરની જોત કઈ છોકરી હતી? અફસોસ! અરે ભલા વાંચનાર, તને ખબર આપતાં પણ આ કલમ કમકમે છે. તે છોકરી બીજી કોઇજ નહીં પણ આગલા કમનસીબ નશરવાન વકીલ અને હાલના સરદાર નશરવાનજી તાલેવંતની પરણેતર દીનબાઇ પોતેજ!

મહાન મશહુર નાટક લખનાર શેકસપીયર કહી ગયો છે કે "ઓ ઓરત, નબળાઈ તે તારૂં બીજું નામ છે." દીનબાઈ વકીલનો દાખલો તે કહેવતને ઓલેઓલ ટેકો દેતો હતો. હિન્દુસ્તાનથી નાદરના ઉપડી જવા બાદ આ દયાહીણ છોકરીએ એક તરફથી તેની સાથ આણુઘટતો નઓજો પત્રવ્હેવાર ચાલુ રાખ્યો અને બીજી તરફથી તે નસરવાન વકીલ સાથ પરણી ગઈ. બીલકુલ અસ્થિર નબળાં મગજની આ સંગદીલ ઓરતે મહોબતની બાજીમાં

એક ગરીબ બિચારા વફાદાર મરદને સબરદબર ઉલથાપ આપી હતી તે નાદર દાદાચાનજીને હજી કયાં માલમ હતું ? નસરવાન વકીલ સાથ શાદીના પાક પવિત્ર ગાંઠથી જોડાયા પછી પણ ડગમગ ડોલતી આ બેવફા છોકરી રકમ રકમના પાપી ખ્યાલોમાં મસ્ત રહી નાદર સાથ જુદાં જુદાં સાધનો મારફતે બેહુદો અને તરકટી પત્રવ્હેવાર ચલાવતી રહી ! હૈયે ચહડી આવેલી પોતાના જીગરની જોતનું સ્મરણ થતાં ભવિષ્યનાં સુખનાં સ્વપ્નાંઓ જોતા બેઠેલા નાદરને હાલતુરત આ બધું કયાં ખબર હતું ? ખબર પડી પણ શી રીતે શકે ? નાદર મુંબઇ પાછો ફર્યો હતો તેનું દીના વકીલને પણ કયાં ભાન હતું ? યા ખુદા ! હવે શું થશે !



# પ્રકરણ ૧૪ મું.

## "એવા વરને ઓરખેછ કોણ જે?"

**"ડીયર કુમી,**

આજકાલ તારી મેહેરબાની મારાપર કમી થઇ ગઈ છે તે હું સેહેલાઇથી જોઇ શકું છુ । તું મારીપર એટલી બધી ખફા ના થા. હું બી શું કરૂં ? પેલી કહેવત મુજબ "જીવડો એક ને ઘરાક ઘણા."

જો, સમજ ! ગઇ કાલે તો ગમે તેમ કરી તુંને મલી જવાની મારી સોએ સો ટકા ખાત્રી હતી તેટલામાં નધારેલું વધન નડયું. મારો દોસ્ત કેપટન નાદર દાદાચાનજી કેટલે વરસે મુંબઇ આવ્યો તેણે મને બહોંશ કરી ગઇ રાતે તાજમાં જમવા બોલાવ્યો. એ નાદરને તો તું બી સારીફાની ઓળખે છે. હું એને ના કહી શકયોજ નહીં. એની સાથ થયલી કેટલી ઘણી ઘણી અગતની વાતો હું તુંને કહેવા ઇન્તેજાર છું. એ તો પેલી તારી સહી દીનાપર બીલકુલ દિવાનો થઈ ગયો ને તેનેજ પરણવાનો છે તે છોકરી હમણાં અહીં હશે યા બહારગામ તે આપણને શું ખબર ? મેં તો તારી સહી દીનુને એક વખતબી જોઈજ

નથી. પેહેલી જોગવાઇએ હું તુને મળવા આવશ. ઘણોખરો ભાગ એ નાદર બી મારી સાથ આવશે.

બીજી અગતની ખબર "**ઘરબાર-કંકાસ**" ચોપાન્યામાં આવેલો એક ફોટો તેના લખાણ સાથ બીડયો છે, તે જોજે અને વાંચજે. એ ગ્રહસ્થને મોટા પગારનો એક ખાનગી સેક્રેટરી જોઇએ છે. તે ચાકરી લેવા મારો એક ખયરખાહ દોસ્ત મને મજબુત ભલામણ કરે છે. આપણે તો હજી કાંઈ વિચાર કીધો નથી. બોટસ યોર ઓપીનીયન? મળવે વાત—મમ્માને ઘણી ઘણી દુવા કહી તું પણ કબુલજે.

લી૦ દુવાગો, "**હોમી મુટલાં.**"

**તા૦ ક૦:**—"એ ફોટો જોઇને તેવણપર તારૂં કાજ-બાજ મોકલાવી ના દેતી."

પોતાના ઓરડામાં ભરાઈ રહી કુમી જસાવાલાએ તે ચીઠ્ઠી કાંઈ ડજનેક વખત ચીપીચીપીને વાંચી હશે. નાદર દાદાચાનજી હોમી સાથ તેને મળવા આવનાર છે! યા ખુદા!! કુમીના કપાળપર ઝરાં ફુટી નીકળ્યાં. દીનુ તો તેના ઘરમાંજ હતી! પોતાના માયજી પણ તમામ વાતથી હજી સુધી બેખબર હતાં. કુમી કેવી કફોડી હાલતમાં આવી ગઇ હતી? હવે કરવું પણ શું? કુમીની નાજુક છાતીમાં આ વેળા શું શું થતું હતું તે તો તેજ બિચારી જાણતી હતી.

કુમીની કોમળ છાતીમાં જ્યારે હેબતનો આતશ ધગધગી રહયો હતો ત્યારે દીનુ બીજા ઓરડામાં કરારના જીવે એક ઇઝીચેરપર અરડાઈ પડી બેઠી હતી. કેવી કસકુનમ કાભા! મિઠ્ઠી મહોરદારોના પાક પવિત્ર નામને કલંક લગાડનારી આ સંગદીલ પરણેતરના જીગરમાં પોતાના વ્હાલા ભરથાર માટે પ્યારની લાગણી જેવી ચીજની હસ્તીજ રહી નહોતી. છટ! છટ! ગુલાબ જેવાં પોતાનાં બે નાના નિર્દોષ બચ્ચાંઓ હમણાં શું કરતાં હશે તેનો ઝાંખો ખ્યાલ વટીક આ બેહયા બેશરમ ઓરતને આવતો નહોતો. હાલને કાજ તો પોતાની એક દીલસોજ દયાવંત સહીના ઘરમાં મુફતનું ખાતી પડી રહી તે પોતાનો વખત સહેલાઇથી ગુજારતી હતી.

હાતમદીલના પોતાના ભરથારે તેનો લગાર કરડો સંસાર કેવી સબુરીથી નીભાવી રાખ્યો હતો! જાનથી જ્યાદા વ્હાલાં બે બચ્ચાંઓના કુમળા હાથોને એકાદ મિઠ્ઠી માનતરના કરવૈયા પનાહની કેવી જરૂર હતી! પથ્થરનું હૈયું ધરાવનારી આ બેમુરવ્વત ઓરતને તેવા વિચારો વટીક આવતા નહોતા.

કયા કમબખ્ત અભાગ્યા મરદ સાથ તેણી લગ્નના ગાંઠથી જોડાઇ હતી તેના નામથી કુમીને તેણે હજી સુધી જાણીબુજીને અજ્ઞાન રાખી હતી. આંખની બે કીકીઓ જેવાં બે બેમુલ રત્નોની તે માતા હતી તે બીનાથી પણ કુમી બીનવાકેફ રહી હતી. કુમીને તે ખબર મળતાં દીનુનો અવતાર શું થાય તે તે હજી જાણતી નહોતી.

કેવા કેવા નાતરસ ડરામણા પાપી ખ્યાલોથી દીનુનું મગજ હમણાં ચકભમ થઇ ગયું હતું! કેવા ભયાનક બુરા દોજખી વિચારો! જો નસરવાન વકીલ—તેનો વર—આજે ગુજરી જાય તો પછી—? પેલો નાદર દાદાચાનજી! ભવિષ્યના ભેદી ભિત્તરમાં ભુસ્કાઓ મારતી આ કંગાળ કમીની ઓરત તેવું પણ ઇચ્છી લેવાને ચુકી નહીંજ.

"કાંય, કુમી, શું છે? કંઈ દલગીર બેસી રહીછ?" કુમીના ઓરડામાં જઇ દીનુએ પુછ્યું.

"નહીં, મને કંઇ નથી. મારા જીવને કંઇ ગમતું નથી." કુમીએ નફ્ફરા જીવે જવાબ દીધો.

"હું એમ પુછતીતી, કુમી, કે મારા વર સાથ છુટાછેડા લેવા હોય તો મારે શું કરવું?"

દીનુ તરફ તીરસ્કારની એક ઝડપી કઠોર નજર ફેંકી કુમીએ મ્હોડું ફેરવી નાખ્યું.

"મરેરે! એમ કહાં સુધી ચાલ્યા કરશે?" દીનુએ પટપટારો ચાલુ રાખ્યો, "મને એ વર જોઇતો બી નથી. મારે એ ઘેરમાં પગ બી મુકવો નથી—આગ લાગેરે એવાં ઘેરબારને. ને—કાંય, કુમી? મારી સાથ આજે એમ કાંય કરેછ? કંઇ બોલતી બી નહીં?"

"શું બોલું? તારૂં ને મારૂં કપાળ?" ઇઝીચેરપર ટટાર થઈ કુમીએ

ગંભીર ચ્હેરે જણાવ્યું, "આજેજ મને ખબર મળીછ કે નાદર મુંબઇમાં આવી લાગોછ ને——"

"શું? શું? કુમી, તું શું બોલી? નાદર મુંબઇમાં આવી લાગોછ? ઓહ! ખુદા! કેવું સારૂં! એ ક્હાં હોશે! ક્હાં ઉતરયોછ?" છલાંગ મારી ઉઠી જતાં દીનુ બોલી, "એને મળવા મને કેવું ગમેછ?"

"એમ? એટલું બધું?" ભવાં ઉંચા કરી દીનુએ પુછયું, "પછી તારા પેલા કોઈ વરનું શું? તેનો બી વિચાર——"

"નહીં—નહીં—કુમી," વચમાં બોલી ઉઠી દીનુએ કહયું, મારો વર-બર હું કંઇ જાણું નહીં; ગમે તે થાય પણ હું તો એ નાદર સાથ——"

"મને લાગેછ, દીના, કે હમણાં હમણાં તારાં ભેજાંનું કંઇજ ઠેકાણું નથી. મારાં તો રૂવેરૂવાં ઉભાં થાયછ. મારો બી દમ હવે ભરઈ આયોછ. આજના દીન સુધી તારી મરજી મુજબ હું ચાલીછ પણ હવે તું હદજ કુદાવી જાયછ તો મને બી મમ્માને બધું કહી દેવા દે. હવે તો બા, મારો બી જીવ ગુંગળાયછ," લગાર તરડાઇને બધું બોલી દઇ રાંક કુમી હાંફતી હાંફતી ઇઝીચેરપર પાછી બેસી ગઈ.

"નહીં—નહીં—કુમી, તારા પગે પડીને માંગી લઉંછ કે ફકત થોડાજ વધારે દિવસ મારાપર દયા કર—પછી તારે ગમે તે કરજે પણ થોડાજ વધારે દિવસ મારે ખાતર ચુપ બેસ. કુમી, મારી કુમી, તું શું મને આખરે રસ્તાની બહાર હાંકી કહાડશે?"

ભોળીભાળી નિર્દોષ કુમી! તેનું દયાવંત નરમ હૈયું પીગળવા મંડયું. આ રહેમી છોકરીનું નાજુક કોમળ જીગર દીલસોજીથી ખળભળવા લાગ્યું. પોચ્ચાં હૃદયવાળી કુમીએ દીનુ તરફ હવે સ્થિર નજર ટાંકી રાખી નરમાશથી પુછ્યું, "બેસ—બેસી જા—દીનુ—તું શું કહેવા માંગેછ તે જરા મને બરોબર સમજાવ. તારી શું એવીજ મરજી છે કે એ બધા ઘોંટાળાથી મારાં મમ્માને અંધારામાંજ રાખી મારે બધો તમાશો મુંગે મ્હોંને જોયા કરવો?

"ફકત થોડાજ વખતને વાસ્તે. મકુંજે હું એનાપર કાગળ લખું તો કેમ?"

"કોણનાપર? નાદરપર? નાદરને તું શું લખી જણાવવા માંગેછ?" કુમી અધીરી બની ગઈ.

"નહીં--નહીં--નાદરપર નહીં--મકું જે મારા વરપર."

"પણ તેવણપર તું શું લખવા માંગેછ તે તો બોલતીજ નહીં?" કુમીની ધીરજ હવે ખુટી ગઇ.

"રાજીખુશીથી--અરસપરસની મરજીથી છુટાછેડા—બીજું શું?"

"તારા વરને તું શું ખરેખર એમ જણાવવા ચાહેછ કે એક ધણી-ચાણીનો સંબંધ હવે તું હમ્મેશનો છોડી દઇ કોઇ બીજા સાથ પરણવા માંગેછ? તારૂં ભેજું ઠેકાણે છે કે, દીના?"

"હા-કુમી, મારો કંઇ તેવોજ વિચાર છે. મારી વ્હાલી બેન?" તેનાં ગળાં આસપાસ બન્ને હાથો વિંટાળી દઈ દીનુએ મનાવવા માંડયું, "મારા વરપર હું કાગળ લખું તેમાં તારૂં શું ગીયું? અત્યારસુધીમાં એને બી કોઈ બીજી છોકરી શોધી કહાડી હોશે ને——"

"એવું ફાટું ફાટું શું કરવા બોલેછ?" કુમી છછણાઈ પડી, "મને શું છે? તારે ગમે તે કરની! આય રહયો ખડયો કલમ ને કાગળ. હું બી હવે થોડા દહારામાં રાંદેર મારાં વીલરમાસીના તાંહ જવાની છઉં-પછી તું છે ને તારૂં નસીબ."

થોભરો ચહડાવી દઇ તે ગભરાયલી છોકરી ઓરડામાંથી ચાલી ગઈ. કુમીના ચાલી જવા બાદ દીનુ સિતાબીથી કાંઇ લખવામાં રોકાઈ ગઇ. અરે! તે નહેસ્ત નખ્ખોદયું કાગળ્યું! ખાનાખરાબીનો કેવો કાતિલ રૂકકો! પથ્થરનું હૈયું ધરાવનારી એક ઘાતકી બેશરમ મહોરદારનો પોતાના બેગુનાહ ભરથા-રને કેવો જાલિમ જફાકારક પેગામ!! પાછી ફરતાં કુમીએ જોઈ લીધું કે સાહીથી લખાયલાં સરનામાવાળું તે પરબીડું બ્લોટીંગ-પેપરના 'પેડ' પર દીનુએ જોરથી દાબી દીધું હતું. દીનુ ઓરડો છોડી ગઈ કે કુમીનું તિક્ષણ મગજ એકજ ખ્યાલથી તપી ગયું. કાંઈ જાણી લેવાની તેની જીજ્ઞાસા એકદમ ઉશ્કેરાઈ જવાથી તેણી હાંફળી હુંફળી બની ગઈ. બીજીજ પળે તેણી ટેબલ આગલ દોડી આવી.

"એના વરનું નામ આજના દિવસ સુધી એને મને જણાવ્યુંજ નથી. જરા હું બી તો જોઈ લઉં કે તે બિચારો અભાગ્યો કમનસીબ શખ્સ કોણ છે?"

ઉપરનું બ્લોટીંગ પેપર ઝપાટામાં ઉખેડી નાંખી કુમીએ પાસેની આરસી સામે ધરયું અને નીચલું નામઠામ ખુલ્લેખુલ્લું વંચાયું:—

**"નસરવાનજી વકીલ,**
**ધનબાઈ શરાફના ઘેરમાં**
**ઠાકોરદવાર—મુંબઈ."**

"નસરવાનજી વકીલ? ધનબાઈ શરાફના ઘેરમાં! નસરવાનજી વકીલ?" પાછું અને પાછું તે નામ તેણી બોલી ઉઠી, "એ નામ મેં કહાં સમજ્યું છ? કહાં વાંચ્યું છ? નસરવાનજી વકીલ!"

ટેબલનું ખાણું ઝટકો મારી ખોલી નાંખી કુમીએ હોમીની આજેજ આવેલી ચિઠ્ઠી ઉપાડી લીધી અને "ઓ માયરે? ખરેખર?" એટલું બોલી તેણે એક ધીમી ચીસ પાડી દીધી. હોમીએ બીડેલો પેલો ફોટો જોતી કુમી પથ્થરનાં પુતળાં મિસાલ ઉભી રહી ગઈ. તે સાથનું નીચલું લખાણ વાંચી જતાં તેની આસપાસનો બધો સામાન ગોળ ગોળ ફરતો દેખાયો:—

"**સરદાર નસરવાનજી તાલેવંત**—થોડાજ વખત પર ઠાકોરદવાર ધનબાઈજી શરાફના ઘરમાં નસરવાનજી વકીલના નામે રહેતા એક ગરીબ નિર્ધન જરથોસ્તી અને હાલમાં પોતાના એક ન જણાયલા બેશીના મરણ બાદ તેની લખ્ખોની દોલત, અસકયામત અને એલકાબના એકપુરા વારસ—સરદાર નસરવાનજી તાલેવંતના મહેરદાર આ લખ્ખોનો વારસો મલવા આગમચ થોડા વખતપરજ બે નાનાં બચ્ચાંઓ મેલી જીન્નતનશીન થયાં છે."

એ કુમી આ બધું શું વાંચી ગઈ? તેનો ચેહેરો ચાદર જેવો સફેદ થઈ ગયો. તેનું નાજુક બદન પવનમાં હીલતાં એક ઝાડ પેરે ધ્રુજવા લાગ્યું. નજદીકની ઇઝીચેર પર તેણી જેમ તેમ બેસી ગઈ.



# પ્રકરણ ૧૫ મું.

## વહેમપર વહેમ!

ગરીબ બિચારી કુમી! પોતાના નાજુક તંદરસ્ત હાથે ઘેભો દઇ આ છોકરી કોણ જાણે કયારની શું વમાસણમાં પડી ગઈ હતી? ખુદાને ખબર! કોઇ જુવાન જીવના ભિત્તરમાં ઉંડી સમાયલી વાત બહારથી જાણી લેવાની આપણામાં તો તાકાત નથી; પણ કુમીના ડોળાઓમાં આજે કાંઈ અજબ ઠાસમનો ગંભીર છાપ છવાયલો દેખાતો હતો. તે કયારની કાંઈ ભારી અંદેશામાં પડી ગઇ હતી. એકલા જીવે તે પોતાના મનમાં કયારની કાંઈ ફફડ-ચટક કરતી હતી.

એક લાંબો દમ ખેંચી કહાડી તે પોતાના મનમાં બોલી ઉઠી, “મારા કહાં ભોગ લાગા કે દીનુને મેં ઘેરમાં રાખી; મમ્માબી હજુ કંઇજ જાણતાં નથી. મુવું કંઇ સુઝબી પડતું નથી. આપરાં લોકબી એવાં ખરાબ છે કે જરા વાત બહાર જતાં તરેહવાર બોલી ઉડે. બસ હવે કંઇ મને ગમતુંજ નથી. પેલો નાદર આવી બાવી લાગો તો વગર ખાધાની મોરચી.”

“કાંય દીકરી, કુમી, શું છે?” ઓરડામાં દાખલ થતાં શીરીનબાઇએ કહ્યું, “કંઇ જીવને ગમતું નહીં કે?”

“નહીંરે, મમ્મા, મને કંઇજિ નથી,” આરમચેરપર અઢેલાતાં તેણે જવાબ દીધો.

“મરેરે. પેલા હોમીનેબી શું થયુંછ? આજે દહારાના દહારા થયા મ્હોનુંજ નથી બતાવ્યું?”

“અરે, આવશેરે, મમ્મા! આપુંને શું પંચાત? આવે તો એનું ઘેર છે ને નહીં આવે તો આપરે શું કરશું?”

દરાખ બીલકુલ ખાટ્ટી હતી! હોમીનું નામ સાંભળતાં વાર કુમી આજે પ્હેલવ્હેલ્લી વખત પોતાના કમાનદાર ભવાં ચઢાવી દઈ એકદમ છેડાઈ પડી જે જોઈ શીરીનબાઇ પણ ઘડીભર વમાસણમાં પડી ગયાં. કુમીની દાઢ આજે

દેખાઇનીજ બળીજળી ગઈ હતી: અને કુમી કરે પણ શું ?

પેલી તેની પિત્રાઈ ફ્રેનીના કહેવા મુજબ હોમી અને ફ્રેની વચ્ચે દોસ્તીનો મજબુત ગાંઠ બંધાયો હતો ! ફ્રેનીએ લખેલી વાર્તાની એક ચોપડી છપાવવાના કામમાં એજ હોમી તેને દિલોજાનથી મદદ દેતો હતો !! વળી તે વાત બીલકુલજ છુપી રાખવા માટે હોમીએજ એ છોકરીને બધા સમસોગંદ પણ આપેલા !!! અને એ બધી ગંભારમાં ગંભીર ખબર પહોંચાડનાર બીજું કોઇજ નહીં પણ તેની પિત્રાઈ ફ્રેની હીરામાણેક પોતેજ હતી. ગરીબ બિચારી ભોલીભાળી કુમી ! જુઠી જગતના તરેહવાર ઢોંગસોંગથી હજુ સુધી બીલકુલ બેખબર રહેલી આ નિર્દોષ છોકરી એવા સંજોગોમાં પોતાના મનમાં અકળાય—ગભરાય—ચીચવાય—બીજવાય—તો તેમાં તે બિચારીનો શું કસુર ?

"પણ, હું એમ પુછું, કુમી, કે હોમી એમ એકદમ મોટાં લોક કાંય થઇ ગીયો હોસે ? કંઇ તારી સાથ તો નથી વધેરાયું ?"

"મારી જાણે બલારે, મમ્મા ! એ આજે તમે મને બધું એકનું એકજ શું પુછયા કરોછ જે ? હોમીના મનની વાત હું શું જાણું ?" આરામ–ચેરપરથી રોહસામાં કુદી જતાં તે બોલી.

"કાંય, શીરીનમાસી, શું છે? કઈ મને યાદ કીધો?" તેજ ઘડીએ ધડાક દઇ બારણું ખોલી હોમી હસ્તે ચેહેરે અંદર આવી ઉભો.

"ઓ તું સો વરસનો ઘરડો ડોસો થાયરે," શીરીનબાઇએ આદરસત્કાર આપ્યો; પણ કુમી ?

"આવોછ,"નો ધીમો ઠંડો આવકાર આપતાં ગુસ્સાની કરચળીઓ કપાલપર ચહડાવી દઇ રોહસા સાથ તે તો ત્યાંથી પાસેના ઓરડામાં ચાલી ગઈ.

હોમી જરા ફગલાઇ ગયો. કુમી તો ટસ્સામાંજ પીઠ મરડી અંદર ચાલી ગઇ. પણ હોમી એક મરદબચ્ચાને છાજતી મટોડીનોજ બનેલો હતો. આ કીસમની "સલામે–અલેકુમ"થી એકદમ ડરી જાય અને મુંગોમતર બની ત્યાંજ ઢપકી પડે તે કીસમનો તે શખસજ નહોતો. પલવાર તેણે ભોંય ભારી તો પડી ગઇ તોય બિલકુલ હસતા ચ્હેરે તે કુમીની પુઠેજ પાસેના

ઓરડામાં દોડયો. નાસાગોસાની આ નધારેલી રમત જોઈ શીરીનબાઇને પણ ધીમું હસવું આવી ગયું.

"તારે ગમે તો મારી સાથ ગુસ્સે થા ને તારે ગમે તો મને ના વટાર, પણ હું તો તારી સાથ આજે વાત કરવાનો ને ફર કરવાનો."

"ચાલો–ચાલો–હુંબી બહાર આવુંછ–તહાં ચાલો–તહાંજ ચાલો," રખેને નજદીકના ઓરડામાંથી ડાબડામાંના ભુત મીસાલ દીનુ બહાર દોડી આવે તેની ધાસ્તીથી કુમી જુસ્સાથી બોલી ઉઠી પાછી બહાર આગલા ઓરડામાં દોડી આવી. હોમી વળી પાછો વિચારમાં પડી ગયો! એ કુમીને આજે શું થયું હતું?

"આજે તમારી કુમી મારી સાથ ઘણીજ છેરદછ. શીરીનબાઇ," માથાં પરથી ટોપી ખેંચી કહાડી પગપર પગ ચહડાવી ઠંડા ખુશાલ જીગરે ખુરસી પર બેસી હોમીએ કહ્યું.

"તે તુંબી ચાંદરાત ચાંદરાતે મ્હોંનું બ તાવેછ ને મોટો અધિપતિ બની ગીયોછ તે કુમીબી શું કરે?" શીરીનબાઇએ રોકડુ પરખાવી દીધું.

"અરે મમ્મા, આપરે કંઇ હીરામાણેક ખાનદાનના છઇએ?" હવે કુમી છછણાઇ પડી. "આપરે રેંજીપેંજી ગરીબ ભીખારડાં પરયાં ને આપરો ભાવ હવે એવણ શાનો પુછે?"

"બોલ્યાં જાવ—તમે બેઉ માય દીકરાં બેલાશક સંભળાવતાં જાઓ, કાનમાંનો મેલબી મેં આજેજ કહારી નાખ્યોછ કે બધું બરોબર સંભલાય," વળી પાછો હસતા ચ્હેરેજ તે બોલ્યો.

"પણ હરવાયોરે તુંબી? પહેલાં તો આંતરે આંતરે દપક દપક દોરી આવતો'તો ને હવેજ બધું સામટું કામ નીકલી આવ્યુંછ?" શીરીનબાઈ દરતાં ઉઠતાં બોલ્યાં.

"અરે પણ, મમ્મા! તમે હજુ સમજતાં નહીં! એવણ મોટા અધિપતિ પરયા તે એવણને રાતે સુવાનોબી કહાં વખત મલેછ જે? ને તોબી બિચારા કેવા ભલા માણસ છે કે માસીની ફ્રેનીની વાર્તાની ચોપડી છપાવવામાં રાતે ઉંઘમાંબી મદદ કરેછ?"

"ચાલો, બોલી દઓ, શીરીનબાઇ, હવે તમારી બોલવાની વારી આવી."

"લે—હું તો આય અંદર ચાલી; ધોબીની ખેપ આવી લાગીછ ને મને તો બધું ઉંચું નીચું કરવુંછ."

શીરીનબાઇના ચાલી જવા બાદ હોમી હવે થોડોવાર ગંભીર બની ગયો. પોતાના જીગરમાં હમ્મેશાં સમાઈ રહેલી સામે બેઠેલી આ મનમોહન મુર્તિને આજે આવાં છીટાંછબીતરાં શોધતી જોવાની તેણે વકી રાખી નહોતી. કાંઈ ખ્યાલ આવતાં તે પળવાર ચોંકી ઉઠયો. કુમી આગળ બેસી જઈ તેનો હાથ હાથમાં પકડતાં તે હવે નરમાશથી બોલ્યો, "કુમી ડીયર ! એમ કાંય કરેછ ? મારી શું ગંભીર ભુલ થઈ તે મને નહીં કહે ? આજે એટલો બધો મને તરછોડેછ કાંય ?"

"ઘણો ઉપકાર, બહુજ મહેરબાની" જરા પાછો થોભરો ચહડાવતાં તે બોલી, "મકુંજે બીજાઓને સમસોગંદ ખવરાવવામાં તમે જબરા હુશીઆર છેઓ !"

"સમ ને સોગંદ ? તે શું ? બોલ, બોલ, જરા ખુલાસાથી બોલી દે કુમી; તું શુ કહેવા માંગેછ તે હજુ મને સમજ પડતી નથી," તે કરગરીને પોકારી ઉઠયો.

"માસીની ફ્રેનીને વાત છુપાવવામાં તમે ભલે મદદ કરો પણ તે અમો લોકથીજ છુપાવવા સારૂં એને બધા સમસોગંદ આપવાની કંઇ જરૂર ? મકુંજે એ બધું તમે કહારથી શીખ્યા ?"

"ને એ બધું કહેનાર તારી માસીની ફ્રેની પોતેજ કે ? ઓહ, વોટ આ શેમ !" તે ખુબ ચીચવાઇને બોલી ઉઠયો, "કહારનું બોલી દેની ? હવે બધું મને સહમજ પરેછ. આય તો કેથું એમ છે !"

"મનેબી હવે બધું સહમજ પડેછ, હોરમસજી" જરા ગરમ થઈ ઉઠી જતાં તે બોલી, "જાવ—જાવ—મેં બી હવે તમુને બરોબર જોઇ લીધા."

હમેશાં ઠંડું કલેજું ધરાવનાર હોમીના કપાળપર પરસેવાના ટીપાંઓ ફુટી નીકળ્યાં. ફ્રેની મરેરે પાછલી રાતે ? સારૂં થયું કે તે ઢોંગી જુઠ્ઠી છોકરી આ વેળા હોમીની નજદીક હાજર નહોતી.

"બેસ-બેસ, કુમી ડીયર, જરા મારી આગળ બેસ" જોરથી તેનો હાથ પકડી તેને પોતાની લગોલગ બેસાડી દેતાં હોમીએ હવે ગંભીર અદાથી કહી સંભળાવ્યું, "મારી સાથ બેલાશક ગુસ્સે થા. આજે જરૂરજ મારામારી કર. હું તારો વાંક નથીજ કહાડવાનો. મારી દલગીરી એટલીજ છે કે એ તારી માસીની ફ્રેનીને તું હજુ સુધી નથી ઓરખતી !"

"પણ ફ્રેની જો તમુને ગમતી હોય તો મને કાંય નહીં કહેતા ? લાવોની ? મારાં મમ્માને હું તમારા તરફથી કાલાવાલા કરૂં તે એવણ એને સમજાવશે ને સપાટામાં તમારૂં કારજ થોકઇ જશે ?"

"બસ—આટલુંજ કે ? ને લગનનો વાગોબી તું ને તારાં મમ્માજ વસાવી આપશો કે ?" લ્હેરી જીવે હસી પડી હોમીએ જવાબ વાળ્યો, "જા-જા-ઓ ઉતાવળી મીઠ્ઠી છોકરી ? કોઇની પીઠ પાછળ કંઈ સાંભળી લઈ એમ એકદમ કાચ્ચા કાનના નહીં થઇ જઇએ. જો ધ્યાનથી સાંભળી લે..."

થોડોવાર ખાનગી ધુસધુસ અને કુમીના કપાલપરથી ખફગીની લીટીઓ એકાએક ગુમ થઇ ગઈ. મીજાજનો કલ્લો કમી થયો. નજદીક બેઠેલા હોમીના મ્હોંડેથી બધો તુલોટવીલ ખુલાસો સાંભલતાં તે છોકરીનો ચ્હેરો જોવાજોગ થઈ ગયો.

"હોમી ડીયર, આઈ એમ એક્ષત્રીમલી સોરી," હોમીના ખભાંપર માથું ઢળાવી દઈ તે બોલી, "મને માફ કર, મારી ભુલ હું કબુલ કરી દઉંછ, કેવી ખરાબ ફ્રેની !"

"કુમી ? કુ......મી ?" નજદીકના ઓરડામાંથી કોઇનો અવાજ સાંભળતાં કુમી એક પલના પલકારામાં રબરના દડા મીસાલ ઉછળીને ઉભી થઇ ગઇ. એ વળી એકાએક શું થઇ ગયું ? હોમી તેનો કશો પણ બાયસ સમજી શકયો નહીં.

"હું આઉંછ-હું આઉંછ. ઓય આવી" અને એટલું બોલતાં બોલતાં તે વીજળીક વેગે હોમી પાસથી ચાલી ગઇ. પે ? આ શું કહેવાય ? કુમીને વળી પાછું શું થઈ આવ્યું ? એકવાર ફરીથી હોમી વમાસણમાં પડી ગયો.

"હોમી, હું આવુંછ ? બહાર આવુંછ ? જા-જા-આવુંછ ? અંદર

શાનો દોરી આયો, નજદીકના ઓરડાની પાસેના નાના ઓરડાનું બારણુ ધડક દઇને બંધ કરી દેતાં કુમી ઉતાવળમાં બોલી ઉઠી. હોમી તેથી તો ભારી અંદેશામાં પડી ગયો! યા ખુદા! આ બધો શું ઘોંટાળો હતો? કુમીને કોણે હાંક મારી? આ છોકરી ખચ્ચિતજ કોઇને છુપાવવા ચાહતી હતી.

"ડગલો બગલો કહારી નાંખની, હોમી," બહાર દાખલ થતાં શીરીનબાઇએ કહ્યું. "ઘણે દહારે આયોછ તે હવે જમીનેજ જજે."

"થેંક્યુ, શીરીનબાઈ, આજે તો મને જરા કામ છે. આતવારે આખ્ખો દહારો આવસ. મારો દોસ્તદાર નાદર દાદાચાનજીબી.............."

"કુમી—ઓ કુમી?"

હોમી હજુ પોતાનું બોલવાનું પુરૂં કરે તેટલામાં પાસેના ઓરડામાંથી વળી પાછું કુમીનું નામ પોકરાયું. કુમી જરા ગભરાઈ ગઇ તે આ વેળા હોમીએ સ્પષ્ટ રીતે જોઈ લીધું.

"મરેરે—એ શાની કલ્લા પારયા કરેછ—એને કહેની કે બહાર આવીને—"

"મમ્મા? મમ્મા?" શીરીનબાઇને કાંઈ ઇશારો કરતાં કુમી વળી પાછી વચમાં બોલી ઉઠી, "તમેજ જરા અંદર જાવની?"

શીરીનબાઈ પણ ડઘાઈ ગયાં! કુમી આજે એમ કેમ કરતી હતી?

"અંદર કોણ છે, કુમી?" હોમીએ હવે ખુલ્લો સવાલ પુછી દીધો.

"કોઇ નહીં રે--મકુંજ--કારો ચોર" કુમીએ જેમ તેમ જવાબ વાળ્યો, "તે રાંદેર તુંબા વીક-એન્ડમાં આવતો જતો રહેસેની?"

હોમી પલવાર ખામોશ બેઠો. દેખઇતી રીતે કુમી વાત ઉડાવવા ચાહતી હતી.

"ચાલ--હવે જતે; મને જરા નાદર દાદાચાનજી આગલ જવંછ."

કુમી વળી પાછી ગભરાઇ ગઇ. જે વાત તે ઉડાવવા ચાહતી હતી તેજ વાત આગળ આવીને ઉભી રહેતી હતી.

"તે અગતની વાત તો તુને કહેતાં ભુલી ગીયો, કુમી," હોમી વળી પાછો બોલ્યો, "પેલી તારી સહી દીનુ કહાં હોસે? નાદર તો એનીપર બિલકુલ દિવાનો બની ગીયોછ. નાદર તો એનેજ પણવા મંગેછ ને તેમાં



"ઓ!" દીનુને બહાર નીકળી આવેલી જોતાં કુમીએ
એક ધીમી ચીસ પાડી દીધી!

(પાનું ૮૭ મું.)

આપરી મદદની ચાહેછ."

"તે એમાં આપરે શું કરવાના ઉતા જે?" પાસેના ઓરડા તરફ એક ઝડપી છુપી નજર ફેંકતાં કુમીએ જવાબ આપ્યો.

"દીનુનો પત્તો મેળવી આપવાનો? બીજું શું જે?" હાથમાં લાકડી પકડતાં હોમી બોલી ઉઠ્યો, "નાદરને મેં તારૂં સરનામું આપ્યુંછ ને આજ કાલ એ તુનેબી મલવા આવસે ને........."

"નાદરને તેં મારૂં સરનામું આપ્યુંછ ને નાદર મને મલવા આવસે ને--"

"કુમી? કુમી? આજે તું મને અંદર કાંય ગોંધી રાખેછ?"

"ઓ!" દીનુને બહાર નીકળી આવેલી જોઇ કુમીએ એક ધીમી ચીસ પાડી દીધી. આ બાઇ કોણ હશે? હોમી ભારી વિચારમાં પડી ગયો. બિલકુલ તાઅજ્જુબ બની જઇ હોમી કુમીનું કોડું એક ચિત્તે ટીકતો ઉભો થઇ ગયો. કુમીની છાતી ધડક ધડક થતી હતી. કુમી જરૂરજ તેનાથી કાંઇ છુપાવા ચાહતી હતી તે હોમી હવે સમજી ગયો. ગભરાટ અકળાટમાં પડી ગયલાં પોતાનાં માનીનાં શોખીનાં રમકડાંને કાંઇપણ પુછી વધુ આફતમાં નાંખવા તેનો જીવ નહીં ચાલ્યો. શીરીનબાઇને મળ્યા વિના કુમીને ખાલી સલામ કરી હોમી કુમળાયલે મ્હોંડે ઘરની બહાર પડ્યો.

:(o):

## પ્રકરણ ૧૬ મું.

### કબાબમાં હાડકું.

સહવારનો સુંદર સમય હતો. તાલેવંત-હાઉસના વિશાળ બગીચાની મનમોહક લીલોતરીમાં આસપાસ ઠંડી મધુર લેહરી ફુંકાતી હતી. રંગબેરંગી પુષ્પોના ક્યારાઓ વચ્ચે ઉંચે ઉડતા ફુવારા સામે એક બાજટપર ખોરશેદ સકલાતવાળા હાથમાં ગુથતી બેઠી હતી. નાનો પીનુસ નીચે લીલાં કંજર જેવાં ઘાસપર ગોઠવાઇને હસતો રમતો કુદકા મારતો હતો જ્યારે બુચી ઘભાં બાબાગાડીમાં મિઠ્ઠી નિર્દોષ ઉંઘમાં લેટાઇને પડી હતી.

પેહેલે માળપર મુખડેના વરન્ડાપર સરદાર નસરવાનજી તાલેવંત હાથમાં ન્યુઝપેપર પકડી દેખઇતી રીતે વાંચતા બેઠા હતા; જો કે તેવણ તો નજદીકની ખુરસીપર બેઠેલાં ધનાફુઇ સાથ જરા જરામાં વાતચાત કરતા હતા. ભલાં ધનાફુઇ હર પલે બસ ખોરશેદનીજ તારીફ કરતાં હતાં. એક મિઠ્ઠી માવિતરના વ્હાલ અને જતનથીજ આ છોકરી નાના નિર્દોષ બચ્ચાંઓની કેવી ઉરપુર માવજત કરતી હતી તે માટે નસરવાનજીનો પણ હરખ સમાયો જતો નહોતો.

"ઘણીજ મજાહની છોકરી છે," હાથમાં પકડેલાં પેપરનું પાનું ફેરવતાં નસરવાનજીએ ધનબાઇજીને પાછું કહી સંભળાવ્યું, "કહેછ કે બાપના વખતમાં તો એ બિચારાંઓએ સારા દહાડા જોયલા ને હવે આજે બધું મારગેજ મુકવું પડયુંછ."

"ખાનદાનનું લોહી કંઈ છુપું રહે કે?" ધનબાઇએ ટાપસી પુરી, "સહવારથી રાત સુધી છોકરાંઓ પાછળ એકસરખી ઝીકઈ જાયછ ને તો બી કંઇ ને કંઈ કામ કરતી—કંઇ ને કંઈ કામ કરતી."

આટલું સાંભળતાં નીચેના બાજટપર ગુંથતી બેઠેલી રૂપસુંદરી તરફ નસરવાનજી એકકી ટગરે જોવા મંડી ગયા! કેવી ખુબસુરત—કેવી દયાવંત દિલસોજ છોકરી! કેવો સોહામણો સુંદર મુખડો—કેવી ઝેનદાર ચળકતી આંખો—જુવાનીના જોબનમાં ઝુલતી આ તારૂણીના કેવા તંદરૂસ્ત ગુલાબી ગાલો અને તે બધું જાણે ઓછું હોય તેમ મિઠ્ઠાં હેતવંતા દિલની ખુદરતી નવાજેશ! આ બધું નિહાળતાં નસલીની નસોમાં ગરમ લોહી આજે કંઇ નધારેલું ઉછળવા માંડયું. નાનો પીલુસ પણ એ છોકરીનો પીછો છોડતો નહોતો. ધનાફુઇ પણ એ છોકરીની પાસે અને પાસેજ દોડયા કરતાં હતાં. એ બધું શું બનતું હતું?

ધનાફુઇ હરવાયાં રે? આ મિઠ્ઠી જુવાન દુકતીને જોઇ નસરવાનજી દુરના દુરજ નાસભાગ કરતા હતા તે આ ઘરડાંને તો જરા પસંદ નહોતું. રખેને એ છોકરી નસરવાનજીને ખરેખર ગમતી નહિં હોય? તે શું બનવાજોગ હતું?

ત્રિસ લાખની મબલખ દોલતનો આ માલેતોજાર માલેક કયાં સુધી આવી કંગાળ દયાજનક જીંદગી ગુજારયા કરશે? માંદી મરઘીની માફક કયાં તલક આવા પોપાળ બાદશાહી બંગલામાં એકલો અટુલો વસ્યા કરશે? નહીં! નહીં! એને તો પાછું પરણવુંજ જોઇએ! દુન્યાના દગાફટકાથી બેખબર રહેલાં ગરીબ બિચારાં ધનાફુઇના ભેજાંની સંદુકમાં આજે થોડા દહાડાઓ થયાં કાંઇ એવાજ ધખારાઓ જોશબંધ ઉછળ્યા કરતા હતા.

ધનાફુઇના મનમાં છુપાયલી વાત બાપડો નસલી શી રીતે જાણી શકે! વળી હમણાં હમણાં નસલીના હૈયામાં કઈ લાગણી ચીટકી બેઠી હતી તે ધનાફુઇને કયાંથી ખબર હોય. અફસોસ! પોતાના ઘરમાં એક ગવરનેસ તરીકે ચાકરી કરવા આવેલી આ છોકરીપર નસરવાનજી તાલેવંતનું દીલ હવે હવે ખેંચાઇ જતું હતું. બાતીનમાં મનમાં અને મનમાં તે તેને સાચ્ચાં જીગરથી ચાહવા લાગ્યો—અરે તેજ કમબખ્ત નસરવાનજી તાલેવંત—કે જેને દુન્યાની કોઇપણ ઓરતને એવા ખ્યાલથી ચાહવાનો કશો હકજ નહોતો! તે અચ્છી રવેશે અને પુરતી જોખમદારીથી જાણતો હતો કે જે તેની બેહયા પાપી પરણેતર તેને અને તેના વ્હાલાં બચ્ચાંઓને ઘાતકી રીતે હડધુત કરી તેનું ઘરબાર છોડી ગઇ હતી તે હજી જીવતીજાગતી કેથે વસ્તી હોવીજ જોઇએ.

ફકત થોડીજ મુદતમાં આ ખોરશેદે તાલેવંત-હાઉસમાં કાંઇ નવીજ જીંદગી બરપા કીધી હતી. નીચે બગીચામાં લીલાં કંજર જેવાં ઘાસ અને રંગીન કયારાઓ વચ્ચે આ છોકરી નસલીની નજરે તો સુગંધી ગુલાબની એક ખીલતી કળી સમ દેખાતી હતી. ધનાફુઇ જો નજદીક બેઠાં નહીં હતે તો આજે તો તે અસ્થિર નજરે તેને ખચ્ચિતજ એકસરખી ટીકીટીકીને જોયા કરતે—નહીં! નહીં! જરા જરામાં પેપરમાં મુડું ખોસવાની તેને જરૂર માલમ પડતી હતી. નિર્દોષ નિંદ્રામાં વશ થયલી ધબાં તરફ તેણી કેવી દીલસોજ નજરે જોતી હતી? ગુંથતાં ગુંથતાં પણ તેની ચગોર ઝીનદાર ચશમો નીચે રમતા બેઠેલા પીલુસ તરફ વારંવાર કેવી કાળજીથી દોડતી હતી? શું? નસલીનું દીલ તેને ખાતર તો આ છોકરી તરફ ઝુમી પડયું નહોતું? નસલીને

પોતાને હાલને કાજ કશીજ સમજ પડતી નહોતી. યા ખુદા! આ ગુણવંતી રૂપસુંદરીને પોતાની મહેરદાર બનાવી દેવા માટે જો નસીબના હાથ મોકળા હતે તો–તો–તાલેવંત હાઉસમાં એક રાજેસરી રાણીની અદાથી જીંદગી ગુજારવાને આ છોકરી કેવી કાબેલ હતી? છટ! છટ! ખાલી જાવ–દુર થઈ જાવ-આવા નાનરસ દર્દમંદ ખ્યાલો! અફસોસ આ અભાગ્યા નસલીની સરજતમાં આ છોકરીને તે કિસમની લાગણીથી ચાહવાનો–અરેરે–તેવા કશા ખ્યાલો પણ કરવાનો હક લખાયલો નહોતો.

તેવા કશા પણ ખ્યાલો ધરાવવા તે એક અજીમ ગુનાહ હતો. તે બિચારી છોકરી તો એમજ જાણતી હતી કે તાલેવંત-હાઉસનો આ લખેસરી શેઠીયો પોતાની મરહુમ મહેરદારના કવખતનાં મોતના ગમથી આજેજ થઈ દુરનો દુરજ વસ્તો હતો. તે કિસમનો ગમ નસરવાનજી તાલેવંત કદાચ સહેલાઈથી સમાવી શકતે–સહન કરી શકતે–પણ આ તે ખુદરતનો કેવો ઘાતકી દયાહીણુ જુલમ? પોતાના નાના નિર્દોષ બે બચ્ચાંની માદર–તેની સંગદીલ બેહયા બેકદર પરણેતર તો તેને વાહીમ તરછોડી જઈ કેથે બીજે ઠેકાણે જીવતી જાગતી બેઠી હતી અને તોપણ અફસોસ! કવાબમાં હાડકાં મિસાલ હવે તેણી આ કમતાલેના જુવાન મરદ અને તેના હૈયામાં ખળભળાટ મચાવતાં તેના બનવાજોગ સુખની વચ્ચે આડી ઉભી હતી!

ધનાબુઈ વરન્ડાપરથી ઉઠી અંદર ચાલી ગયાં. આવા આવા દુઃખદાયક ખ્યાલોપર મનન કરતાં અભાગ્યા નસલીની આંખો ભિંજાવા માંડી.

“મને જરા પેલું ગીત ગાઈ સંભળાવોની? ‘વનમાળી બનાવે વન વન ફુલોની બજાર’ એ ગાયન સાંભળવા મને ઘણુંજ ગમેછ,” ખોરશેદ નજદિક દોડી આવી બાજટપર બેસી જતાં બોલ્યો.

ઘંટડી જેવા સુરીલા ધીમા કંઠે ખોરશેદે તે ગાયન બચ્ચાંને રીઝવવાને ખાતર લલકારવા માંડ્યું. તે મધુર અવાજ કાને પડતાં નસલીથી મુદલજ થોભાયું નહિં. હળવેથી તે નીચે ઉતરી પડ્યો પણ–સબર! ખોરશેદ નજદીક ચાલી જવાની તેની તાકાત એકાએક નઠારેલી ગુમ થઈ ગઈ. નજદીકની ઘટ ઝાડીઓ પછવાડે દુર ભરાઈને તે ઉભો રહી ગયો. કેવો મીઠો મધુર

હલક ! કેવા સુંદર શબ્દો ! નસલીના કાનમાં તે સુરીલો સાદ અને તે આનંદી બોલો એકદમ ચીટકી બેઠા. ગાયન ખતમ થયું ! છટ ! છટ ! બલી જાય આવી દલદર જફાકારક જીંદગી. લખ્ખોની દોલત છતાં આ લખેસરીના તકદીરમાં જરા કરારના જીવે જીવવાનું લખાયલુંજ કયાં હતું ? એક સર્દ ઉંડો શ્વાસ ખેંચી ગમગીનીથી માથું નીચે ઝુમાવી દઈ તે જેવો આવ્યો તેવોજ પાછો બંગલામાં ધીમા પગલે ચાલી ગયો.

આ માલેતોજાર શેઠયો જ્યારે આ કિસમની જાલિમ કંગાલ જીંદગી ગુજરતો હતો ત્યારે તેની આ પગારદાર છોકરી તો પોતાને દરેક રીતે સુખી માનતી હતી. ધારવા કરતાં તો તેણી સારો દરમાયો મેળવવાને ભાગ્યશાળી થઈ હતી અને હાલને કાજ તો તાલેવંત હાઉસમાં તેણી સારા દહાડાઓ પસાર કરતી હતી.

વળી ખડકીથી તેના ઘરબારના પણ સારા સમાચાર મળ્યા જતા હતા. બીજી બહેનો પણ પુનામાં કેથે આબરૂ દરકારથી ગુજરાન કરવા લાગી હતી. હમણા હમણા ખોરશેદ પોતાના વ્હાલાંઓપરના કાગલમાં પોતાના મુરબ્બી પાલનહાર સરદાર નસરવાનજી તાલેવંત માટે ઝાઝું લખતી નહોતી; કારણ કે એક દિવસે અકસ્માતીક રીતે તેણી જાણવા પામી કે તેના છેલ્લાં છેલ્લાં પત્રોમાં ફક્ત નસરવાનજી–તાલેવંત શેઠ–અને નસરવાનજીના નામથીજ પોતાનાં કાગલો તે ભરી દેતી હતી. તે ખ્યાલ આવતાં આ નાજુક સુંદરીનાં ગોરા ચેહેરાપર રતાશ ધાઈ આવ્યો.

શું ? આ બનવાજોગ હતુ કે હમણા હમણા તેણી આ ધનાઢય શેઠયા માટે ઘટે તે કરતાં જ્યાદા વિચારો ધરાવતી થઈ હતી અને તે પણ તેજ ધણી માટે કે જે તો તેનાથી દુરનો દુરજ નાસભાગ કરતો વરતો હતો ! ફક્ત જમવાની ટેબલ સિવાય બીજે કયાં તેઓ અરસપરસ મલતાં હતાં ? છટ ! છટ ! તે કિસમના ખ્યાલો કરવાને પણ ખોરશેદ હેબત ખાઈ જતી હતી.

એક સુંદર સમી સાંજે પીલુસ અને ખોરશેદ બંગલા નજદીક ચાલતાં લટાર મારવા ઉતરી પડયાં હતાં જ્યાંથી પાછલે દરવાજે બંગલાના કમ્પાઉન્ડમાં તેઓ દાખલ થયાં. જમણી બાજુના એક ખુણામાં કોઈ પીરની

કબરપર ફુલો નાંખવામાં આવ્યાં હતાં અને બત્તીઓ સલગતી હતી. આ વ્હોળી મિલ્કત નસરવાનજીએ વેચાતી લીધી તે આગમચ વર્ષોથી આ કોઇ પવિત્ર સંતની કબર બંગલાના પછવાડેના એક ખુણામાં હતી. ઘરડાં ધનાફુઇની શિખામણ મુજબ નસરવાનજીએ તે કબર તેવીજ હાલતમાં ચાલુ રાખી અને એક મુસલમીન મુજાવરને પૈસા આપી ધનાફુઇ તે ઘોરની તમામ હેફાજત લેવરાવતાં હતાં.

"એ આય કબરમાં કોણ સુતું હોશે?" ત્યાં આગળ પલવાર ઉભો રહેતાં પીલુસે ખોરશેદને પુછ્યું, "એમ પથ્થર નીચે સુઈ રહેવા મને તો નહીં ગમે——"

"નહીં, દીકરા, એમ નહીં બોલ્યે," તે ચેકુસને પાસાંમાં દાબી દઈ ખોરશેદે કહ્યું. "એમાં કોઇ સુતેલું નથી—એ તો કોઇ બિચારો ખુદાના ઘેરમાં જઇ બ્હેસ્તમાં સુતોછ."

"તે બ્હેસ્તમાં કોણ જતું હોસે? આપરા લોકથીબી જવાય કે?" પીલુએ પટપટારો ચાલુ રાખ્યો.

"નહીં—નહીં—જીવતાં માણુસોથી તાંહ કંઇ જવાય? બધા મુવેલાંજ તાંહ જાય. તારાં મમ્માબી બ્હેસ્તમાંજ સુતાં હોસે,"

પીલુ ઘડીભર ચોંકી ઉઠયો. ખોરશેદનો હાથ છોડી દઇ જરા જોશથી તે બોલી ઉઠયો, "નહીં—નહીં—ખોરશેદ આન્ટી, તમારી ભૂલ છે. તમે કહોછ તે ખરૂં નથી. મારાં મમ્મા તો બ્હેસ્તમાં ગયાંજ નથી. મમ્મા પપ્પા સાથ ઘડી ઘડી પંચાત ને મારામારી કરતાંતાં. મમ્મા બધાંપર—બધાંપર જરા જરામાં છેગતાંતાં ને મને ને ધભાં એનનેબી ખાસરે ખાસરે મારતાંતાં ને તેથીજ મમ્મા એક દિવસ બધાં સાથ મારામારી કરી રાતોરાત ઘેરમાંથી કેથે ચાલી ગીયાં તે હજી સુધી આયાંજ નથી—બાકી મમ્મા બ્હેસ્તમાં તો ગીચાંજ નથી."

યા ખુદા? આ નિર્દોષ ચેકુસના મ્હોંડેથી ખોરશેદે આજે પહેલવહેલીવાર આ બધું શું સાંભળી લીધું? આ શું ખરૂં હશે? ખોટું શી રીતે હોઈ શકે? તેના નાજુક તિક્ષણ કાનોમાં કોઇએ જાણે ગરમ તપાવેલું સીસું

રેડી દીધું હોય તેમ તેણી ચમકી ઉઠી. ફક્ત થોડાજ બોલોમાં આ નિર્દોષ પીલુસે ભેદભરમનો પરદો આજે કેવો એકદમ ઉઘાડી દીધો હતો?

"ચુપ—ચુપ, ડારલીંગ!" પીલુસનો હાથ પકડી લેતાં તેણી બોલી, "એવું એવું ફરીથી બોલતો ના."

"કાંય, નહીં કાંય બોલાય?" પીલુ બજીદ થયો, "એ બધી વાત સાંભળી તમેબી દલગીર થયાં કે? બિચારા મારા પપ્પાબી એમજ દલગીર થઇ જાયછ. જાહરેબી હું મારાં મમ્મા સારૂં એવું એવું બોલુંછ તાહરે પપ્પાબી દલગીર થઇ જઇ મને મુંગો રહેવા કહેછ."

"તાહરે એવું એવું નહીં બોલ્યે, ડારલીંગ, ચાલ—હવે અંદર ચાલી જઇએ; નહીં તો ધનાફુઈ બુમ પારશે."

પીલુસ તો જરા ખસ્યો નહીં. તે વળી પાછો બોલ્યો, "આન્ટી ડીયર, એ ધનાફુઇબી મમ્માને બરોબર ઓરખતાં'તાં. અમે બધાં પહેલાં એવણુનાજ ઘેરમાં રહેતાંતાં ને મમ્માએ એ બિચારાં સાથબી મારામારી કરેલી ને એવણુને ગારો દીધેલી."

ખોરશેદ હવે શું જવાબ દે? પીલુસનો હાથ ખેંચી આ છોકરી મુંગી મંતર ચાલવા મંડી ગઈ. બંગલા નજદીક આવી પ્હોંચતાં વરન્ડાપર બેઠેલા પોતાના પિદર તરફ પીલુસ ઉરપુર ઉલટથી દોડી ગયો. જ્યારે ખોરશેદ પોતાના ઓરડામાં જઈ સોફાપર ગંભીર ગમગીન ચેહેરે અરડાઇ પડી. રકમ રકમના તાઅજ્જુબીભરેલા ઉલટસુલટ ખ્યાલો તેના ગભરાયલાં મગજમાંથી વિજળી વેગે પસાર થવા લાગ્યા. તાલેવંત-હાઉસની તેની ટુંક જીંદગીની તવારીખમાં આજની સાંજે કાંઇ નવોજ સફો ઉઘાડયો હતો. એ શું ખરૂં હશે? નાના પીલુસે નિર્દોષતામાં કહી સંભળાવેલી કથા શું સાચ્ચી હોઇ શકે? ત્યારે નસરવાનજી તાલેવંતની ધણ્યાણી હજી જીવતી હતી? એ બધો શું ગોટાળો હતો? વિચારોના વમળમાં વીંટળાઈ ગયલી આ છોકરી થોડો વખત પછી સોફાપરથી ઉઠતી હતી તેટલામાંજ તેના ઓરડા નજદીક કોઈનાં ભારી પગલાંનો અવાજ સંભલાયો. અંદરથી બધ કીધેલાં બારણાંપર ટકોરા પડયા. ગભરાઇ અકળાઇ જઇ ખોરશેદે બારણાં ખોલી નાંખ્યા અને યા ખુદા!

નસરવાનજી પોતેજ ત્યાં આવીને ઉભા!!

"તમુને ડીસટરર્બ કીધાંછ તે માફ કરજો," પોતાની ગવરનેસના ઓરડામાં આજે પહેલવહેલીવાર દાખલ થતાં નસલી બોલ્યો," પીલુ બાબાએ આજે સાંજની થોડીઘણી વાત મને હમણાંજ કહીછ ને તે સાંભળ્યા પછી પહેલી ઘડીએ—મને વિચાર આયો કે મારે તમારી આગળ બધો ખરો ખુલાસો કરવોજ જોઇએ."

"હું—હું જાણુંછ." એકાએક ગભરાઇ જઇ ખોરશેદ ઝડપથી બોલી ઉઠી, "હું ઘણીજ-ઘણીજ દલગીર છઉં-માફ કરજોજી—મારીજ ભુલ થઈ."

"હા," છુપું હસતાં તે બોલ્યો, "તમે જે સાચ્ચુ માન્યું તે તમે એને કહી દીધું—તમે એને કહ્યું કે એની મમ્મા બહેસ્તમાં ગઇછ."

ખિજાલતની મારેલી ખોરશેદે માથુ નીચું ઝુમાવી દીધું. તેની સામે આવી ઉભેલા પોતાના મુરબ્બીના ચેહેરાપર ફેલાઇ રહેલી ગમગીની જોતાં તેનું જીગર તેને ખચ્ચિતજ ડંખવા લાગ્યું.

"પીલુની મમ્મા કંઇ ગુજરી જવાથી અમો લોકથી વિખુટી પડી ગઇ નથી." તે ધીમા ગડગડ અવાજે બોલ્યો, "જો તેમજ બન્યું હોતે તો અમો એને લાગણીથી વારંવાર યાદ કરતે—પણ—પણ—અફસોસ! મારાથી—મારાં બે નાના વહાલાં બચ્ચાંઓથી કાયર થઈ જઈ એ અમુને છોડીને કેથે ચાલી ગઈ! હું તે વખતે પડયો ગરીબ—બિલકુલ મિસ્કીન—ને એને કોણ જાણે શું ઓછું પરયું તે......"

"પણ—પણ—એવણે એમ કાંય કીધું હોશે?" જ્યારે તે વધુ નહીંજ બોલી શકયો ત્યારે ખુરશેદે જબાન જેમતેમ ખોલી. તેની આંખો બિનાશથી ઝળઝળવા લાગી.

"એ બધું સાંભળતાં તમારોબી જીવ દલગીર થાયછ તે હું ખુલ્લી રીતે જોઈ શકુંછ," નસલી જેમ તેમ બોલ્યો. "પણ મને લાગેછ કે ખરી હકીકતથી મારે તમુને વાકેફ કરવાંજ જોઇએ. દુન્યાના મનથી કદાચ મારી બૈરી જીવતી હોય પણ મારે મનથી—મારાં બચ્ચાંઓ માટે તો—એ મુવેલીજ સમજુંછ. ખોરશેદ, હવે આજે બધી ખરી હકીકત સાંભળી લઈ મારા



“મને લાગેછ કે ખરી હકીકતથી મારે તમુને વાકેફ કરવાંજ જોઇએ,” નસલી બોલ્યો.

(પાનું ૯૪ મું.)

પીલુસપર હમ્મેશ સારૂ એવુંજ હેત ચાલુ રાખશો?"

"અરે—હું તો એને મારો અમસો પોતીકોજ ગણુંછ," ખોરશેદ પોકારી ઉઠી, "તે સારૂ તમે જરાભી ફીકર ના રાખો. આજે તમે મને જે હકીકત કહીછ તે હું—હું—ખાનગીજ રાખશ."

"થેંકયુ--મારીભી તેવીજ મરજી છે--ઘણીજ મહેરબાની" નસલી દબાયલા ગમગીન અવાજે હળવેથી બોલ્યો. તેના ચેહેરાપર એક ગંભીર નજર ફેંકી તે એકાએક પીઠ ફેરવી ત્યાંથી ચાલી ગયો.

ખોરશેદે પલના પલકારામાં જોઈ લીધું કે તેના પાલનહાર શેઠની આંખો આંસુઓથી ભિંજાઈ ગઈ હતી. તેને જતો જોઈ ખોરશેદ તેજ જગાપર પલવાર ચીટકી ઉભી. એકાએક તેનો જીવ ફરવા લાગ્યો અને--અને પાસેના સોફાપર પડી જઈ તેણી માથું હાથોમાં દાબી દઈ એકાએક ડુસ્કે ડુસ્કે રડવા મંડી ગઈ.

—:o:—

## પ્રકરણ ૧૭ મું.

—:o:—

### "દીલ લે ગયા હય મેરા દીલદાર હસ્તે હસ્તે!"

ભલું થાયરે તારૂં, લવજી કરાકા! પરવરદેગારે તને તો ઉતાવલમાંજ ઘડયો હશે. તબીયત તો સુધરી પણ જીવને કરાર કયાંથી મલે!

આજે સહવારના ટપાલમાં આવેલાં એક નધારેલાં વિચિત્ર કાગલે તેને બીલકુલ બેબાખરો બનાવી દીધો હતો. વરન્ડાના ખુણામાં ભરાઇને–નાહવાની મોરીના બારણાને સાંકલ મારીને–અરે! જાજરૂમાં છુપાઈ વડીક લવજીએ તે કાગલ ચીપીચીપીને કાંઈ સત્તરેક વેળા વાંચ્યા કીધો પણ વાંચતાં અને વાંચતાં તે વિચારોના વમલોમાં વધારે અને વધારે વીંટળાતો ગયો.

"તું જો એમ માની બેઠો હોય, લવ, કે ફ્રેની તુને સબરદબર ભુલી ગઇછ તો તે તારી મોટામાં મોટી ભુલ સમજજે. મારી જીભ એક–ઇમાન એક ને મારો લવ બી એકજ સમજવો......"

યા પરવરદેગાર! ફ્રેની હીરામાણેકનો તે પત્ર હતો. એ છોકરી પાછી

શું બાજી ખેલવા ચાહતી હતી? તે લાંબાલચ પત્રની ઉપલી સતરો ફરી અને ફરીથી વાચતાં લવજીની આંખોને હવે ચિત્રી આવવા માંડી. ફ્રેની એક વેળા ફરીથી તેને શું બેવકુફ બનાવવા ચાહતી હતી? લોક તો વારંવાર બોલતાં હતાં કે જ્યારે હશે ત્યારે લખેસરી ચાંદનબાઇની ગંજાવર દોલત હીરામાણેક ખાનદાનની આ ખુબસુરત નબીરી ફ્રેનીનીજ સરજતમાં લખાઇ હતી. લખ્ખોની દોલત–બાદશાહી ચહેલમહેલ અને—? છટ! છટ! લવજીના કપાલપર આજે પરસેવાના ઝરાં ફુટી નીકલ્યાં. પેલો હોમી પણ ક્યારે રાંદેર આવી લાગશે?

વીલરમાસીની કરી લીધેલી આ દીકરી મેહેરાં એક કેવી ભોળીભાળી અને લાગણીવાળી છોકરી હતી! હમણાં હમણાં તે લવજીની પાસથી ખીસતીજ નહોતી. પોતાના ઘરમાં તબિયત અર્થે આવેલાં આ મહેમાનને હરેક કિસમની સગવડ આપવામાં તેણી જરાપણ ક્યાસ રાખતી નહોતી. હમણાં હમણાં તેણી લવજીના માનીતા અભખરા વાર્તાનવેશીમાં પણ કાંઈ અજબ ઉરપુર ઉલટ બતાવતી હતી. ગામડાંમાં ઉછરેલી—ઉધરેલી—ગરીબ—સાદીમાદી પણ હૈયાની બિલકુલ સાફ! ખમા! ખમા! એઇ વળવળ્યા બેતાબ જીવ, આવા આવા ખ્યાલો આવતાં લવજીનો હાથ વળી પાછો ગજવામાં દબાઇને ભરાયલાં પેલાં કાગળપર પડી ગયો!

આજે ત્રણચાર દિવસ થયાં મેહરાં કાંઈ ગુંથવાનું હાથમાં ધરી પાસેના ખેતરમાં છાંયડામાં એકલી બેસતી હતી. લવજીની નજર પડતાં તે બેધડક ત્યાં દોડી ગયો. આ છોકરીની નજદીક બેસતાં લવજીના દીલમાં શું થતું હતું તે તો તેને યા તેના ખુદાનેજ માલમ હતું.

"હું ખરૂં કહુંછ. મેહરબાઈ, કે જો દુન્યામાં બધીજ છોકરી તમારા જેવી શાન સલુકની ભરેલી ને સાફ હૈયાવાળી હોતે તો છોકરીઓના નામે ફરયાદ કરવા સારૂ માટીડાઓને કંઇ કારણજ નહીં રહેતે."

આ સાંભળતાં મેહરાંના હાથમાંનો સુઇયો એકાએક અટકી પડયો. એલાર–પેલાર વાતચીતમાં લવજીભાઈ આજે આ શું ભલતુંજ બોલી પડયા હતા? ગરીબ બિચારી ગામડચણ શું જવાબ વાળે? તે છોકરીએ સાફસાફ

જોઈ લીધું કે લવજીની કાળી ભમ્મર આંખો તેના ચેહેરા તરફજ ટીંગાઈ રહી હતી. તેના મ્હોડાંપર રતાશ ધાઇ આવ્યો.

"મકુંજે મુંબઇથી હવે કુમીબી આજકાલ આવી લાગશે," મેહરાંએ વાત ઉડાવી, "મારી મોટામાં મોટી સહી એ કુમી છે."

"એ સમજી હું તો ખચ્ચિતજ દલગીર થઇ ગીયોછ" એક ધીમો શ્વાસ ખેંચી લવજીએ કહયું.

"કાંય? કાંય? એમ કાંય? તેનું કંઈ કારણ, લવજીભઇ?" સુઇયો વળી પાછો નીચે ઝુકાવી દેતાં મેહેરાંએ અજાયબી સાથ પુછી દીધું.

"પછી તમે મારો ભાવ કહાં પુછવાના ઉતા જે? પછી તો તમે એ તમારી કુમી સાથેજ ફરયા હરયા કરશો!"

"ઓ–મરેરે, લવજીભાઇ એટલું બધું?" મેહરાંના ગાલોપર પાછો રતાશ ફરી વળ્યો. ઉતાવળમાં તે પાછી ગુંથવા મંડી ગઇ.

"તમે તો એક ફરેસ્તા જેવાંજ છો જો, મેહરાં," તેની જરા નજદીક બેસતાં લવજીએ પાછો પટપટારો ચાલુ કીધો, "રાંદેરમાં ગુજારેલા દિવસો મારી જીંદગીના છેડા સુધી મને તો યાદ આવશે. મકુંજે મુંબઇમાં મને સોહવાશે કેમ, મેહરબાઇ–મેહરાં?"

મેહરાંનો ચેહેરો જરા ફિકકો થઇ ગયો. તે બોલી, "તમારા જેવા એક બાહોશ લેખકને તેવી ધાસ્તીજ શાની રાખવાની? કલમ સાથ કામ પારતાં ને લખતાં લખતાં દહારાના દહારાઓ ગબડી જાય—પણ હુંબી બધું શું બોલી જાઉંછ, મરેરે? તમે હમણાં મુંબઇ કહાં જવાના છઓ કે તેની વાત!"

"મેહેરાં, તુને ખાનગીમાં કહુંછ કે મારાં કમબખ્ત ભવિષની તમામ મદાર મેં એક નોવેલપરજ બાંધીછ. મારો દોસ્ત હોમી તે વાત બહાર પારનાર છે ને—"

"ને પછી તમે નામાંકીત થઈ ગયા એટલે ગરીબ બિચારાં વીલરમાસી ને અમો જેવાં ગરીબ ગમારોને તમો કહાં યાદ કરશો." તેને વધુ બોલતો અટકાવતાં મેહેરાંએ કહ્યું.

"નહીં—નહીં, મેહેરાં, તું ધારેછ તેટલો હું નગુણો નથીજ. હવે મારાથી તુને કેમ ભુલાય." અને ગજવામાં પડેલું પેલું નખોદયું કાગળ બરોબર આજ ઘડી યાદ આવતાં લવજીએ એક છુપો નિશાસો નાંખ્યો. આ બધું શું બની જતું હતું તે મેહેરાં વધીક સ્પષ્ટ રીતે સમજી શકી નહીં.

"હું બી એક નસીબનો ફુટેલોજ મુવોછ, મેહરાં," એક બીજો દયાજનક નિશાસો નાખતાં ને બોલ્યો, "મારૂં તગદીરબી એક ડગલું આગલ ને આગલજ દોડતું રહેછ. જો તમુને વાંધો નહી હોય તો મારાં કરમની કંઈ કથા કહી સંભલાવું?"

"બોલોની, ભઇજી?"

"મારા કુંવારા લખેસરી કાકાજીએ એક લાડકવાયા દીકરાની માફક મને ઉછેરી ઉધેરી મોટો કીધો. માયબાપ વગરનાં બચ્ચાંપર કાકાનો બહુજ જીવ. કાકાએ મને વારંવાર છડેચોક કહી સંભલાવેલું કે જાહેર હોશે તાહરે એવણનો ડલ્લો મારાજ નસીબમાં ટોકાયલો સમજવો. આપરેબી તેથી કંઈ ધંધોધાપો કરવા દરકારજ કીધી નહીં. કાકા હવા ખાવા માથેરાન ગયા ને તાંહથી કોઈ નવી વીધવા કાકી લઈ આયા. નવાં કાકીજીને ઘેરમાં મારો પગદંડો નહીં ગમ્યો ને મારામારી કરાવી મને છુટ્ટો પારયો. કાકાની મહેરબાનીપર રહેવા મને ઘડીબી ગમ્યું નહીં તે તમામ ચીજને ટોકરે ઉડારી મારૂં બધું જુદું ફેરી લેવાની મેં બાથ બીડી; ને શું કહુ, મેહરાં? ઘણી ઘણી રાતે અન્નના એક દાણા વગર ભુખો ને ભુખોજ હું બીછાણે પરેલો."

મેહરાંના નરમ હૈયાંમાં કાંઈ ન સમજ પડે તેવો દયા અને લાગણીનો ભુક ભરાઈ આવ્યો.

"રફતે રફતે મારી તબિયતબી હાલહવાલ થતી ચાલી ને આજે હવે જરાબી ટકી શકયોછ તે મારા એકપુરા દોસ્ત હોમીનાજ પરતાપ. બાકી હાડમારીભરેલી એવી નાદરૂસ્ત તબિયત સાથ જીવવા કરતાં હું તો મરવાનું બહેતર સમજતોતો."

નાજુક નરમ હ્રદય ધરાવનારી અશરાફ મેહરાની આંખો હવે ભીંજાવા માંડી. કેવી લાગણીવાલી સાચ્ચાં દીલની ભલી છોકરી! લવજીને ફેનીના

કાગલનો જવાબ આપવાની કાંઇ જરૂર હતી?

"મકુંજે તમે લોક કહારના અહીં શું કરોછ?" જીનો હાથ પક

વીલરમાસી દાબડામાંનાં ભુતની માફક કહાંથી ફુટી નીકલ્યાં?

"માયજી, તમે કાંય આયાં? કેથે હોકરઓકર લાગશે?" મેહરાં બોલી ઉઠ

"હમણાંજ જર તરકારી આપી ગઇ તે એની પાસ ટપાલમાં આવેલ કાગલ વંચાવ્યો." જોરથી એક છીંક ખાતાં વીલરબાઈ બોલ્યાં, "ફ્રેનીન કાગલ આયોછ. મરેરે, એ છોકરીના રંગઢંગ? રહી રહીને કેટલે વર લખેછ, કે માસી, તમારામાં ઘણો જીવ ભરાયોછ ને બે દહારા આવુંછ ને–

"એ કોણ પરયું? કાંય, લવજી, શું છે?"

"કંઇ નહીંરેજી, જરા પગ સરી ગીયો; બીજું કંઇ નહીં."

"લવજી દીકરા, તુંનેબી ઘણું સોહવાઇ જશે જો? છોકરી તો બોહ કણી ને વાજતો ઘુઘરોજ છે જો?"

"અરે, કંઈ આપરા ગરીબના તાંહ એ કંઈ આવે. માયજી." મેહ કાગલ વાંચતી બોલી ઉઠી, "એ તો બધું ખાલી લખતી હોસે."

"પણ તું બી આજનો આજ જવાબ લખી નાંખ. દીકરી." એ બીજી છીંક ખાતાં વીલરમાસી બોલ્યાં, લખ કે "બે દહારાને બદલે બે મહિ આવીને રહે—ઓ કોનસા દીન કે મીયાંનાં પાંઉંમાં જુત્યાં? મરેરે, કે મજાહની દુકતી છે? ચાંદનબાઇ બી એને કોઇ સારા છોકરા સાથ પ'ણાવ માંગેછ; પછી ગરીબ હોય તો બી ચાલે. એનો હાથ જે ધરશે તેના તકદ રમાં લખ્ખોના રૂપ્યા. મકુંજે તુંને કેટલાં વરસ, દીકરા લવજી?"

યા ખુદા! લવજીના આખ્ખા બદનમાં કોઇએ જાણે વીજળીનો ઝ છોડી દીધો હોય તેમ તેને આંકરા આવવા માંડ્યાં. વીલરમાસી મરેરે પાછ રાતે. એવણે આ બધો શું અભાડો વાળી દીધો. સારૂં થયું ઘરડાંને ખુલ્લાં ચોગાનમાં ઉપરાસાપરી છીંકો આવવા માંડી જેથ સરદીની ધાસ્તીને લીધે તેવણ જેવાં આવ્યાં તેવાંજ પાછાં જીવી સા ઘરમાં ચાલી ગયાં. લવજી તો જાણે બિલકુલ જડ થઇ ગયો. તેન જુવાન છાતીમાં હમણા ઝીણો અણયાળો કાંટો ખુંચતો હતો—અરે—તે

કપાતાં કલેજાંપર કીયો ચમટો તુટતો હતો—તે ભોલીભાલી નિર્દોષ મેહેરૂને કયાંથી ખબર હોય? કાંઈ ગઇગુજરી યાદીએ બિચારા લવજીને સબરદબર અસ્વસ્થ કરી મેલ્યો હતો. તેનું તમામ તનબદન તોફાની હવામાં હીલતાં એક ઝાડ મિસાલ ધ્રુજવા લાગ્યું. મેહેરાંની સાંમે બેઠેલો આ લવજી કરાકો હતો યા ઘોરમાંથી ખણી કહાડેલું એકાદ મુરદું?

"કાંય, લવજી, તમુને શું છે? તબિયત કંઇ બગરી આવીછ?" લવજીનો હાથ મેહેરાંએ સાચ્ચી દાઝથી પકડી લીધો.

"હા—હા...જરા કંઈ એવુંજ લાગેછ." રખેને તે ઉઠતાં ઉઠતાં જમીનપર ગબડી જાય તેની ધાસ્તીથી લવજીએ બિલકુલ નભરવસપણાથી મેહેરાંની ગરદનપર પોતાનો હાથ વીંટાળી દીધો. કાંઈ નધારેલાં અકળાટ ગભરાટનાં મારેલાં હજી તેઓ બન્ને ચાલતાં હતાં તેટલાંમાંજ પાછળથી કોઇના હસવાનો અવાજ સંભળાયો.

"કોણુ? હોમી? તું અહીં? કહારે આયો?" મેહેરાંની ગરદનપરથી એક ઝટાક મારી હાથ છોરવી નાંખતાં લવજી અજાયબીથી પોકારી ઉઠયો. ગરીબ બિચારી મેહેરાં! શરમાઇ જઈ તે ત્યાંજ અસ્થિર ઉભી રહી ગઇ! એ આજે બધું ઉપરાસાપરી શું બની જતું હતુ?

———:o:———

# પ્રકરણ ૧૮ મું.

———:o:———

## ઘેલાં ડોસી!

ત્રીંગ—ત્રીંગ—ત્રીંગ—ત્રીંગ—ત્રીંગ!

પોખાળ વરન્ડાપર ટંગાયલાં એક શોભીતાં "ગ્રાન્ડ-ફાધરસ કલોક"માં સાંજના પાંચના ટકોરા પડયા. પોરચ નજદીક સફ સમારી ઉભા રહેલા સઘળા નોકરો તુરતજ ટટણખાર તૈયાર થઈ ગયા.

રોલ્સ રોય કાર નંબર વન!

"હવે આજે ફાનસો કેવાં ચલકેછ; મુવાઓને કહીએછ તાહરે તો પેટમાં

ચમટા તુટેછ; ચાલ આગળ ચલાવ."

સન—બીમ કાર નંબર ૬!

"એનાં માથાંપરની પાઘરી તો જોવ? એ મુવાને શોફર કોણ કહે? કસબી પટો બહાર દેખાય તેમ પાઘરી પહેરતાં તુને નથી આવરતું કે? જા—જા—મુવા હજામ—આગળ હાંક."

મીનરવા કાર નંબર ૭થી!

"ઓ વાખરે, રૂસ્તમજી." ડોહાંએ નજદીક ઉભેલા પારસીને કહયું, "ધમ્મણપર કેટલી બધી ધુર? રોગ લાગ્યાને હજુ તો ગઇ કાલેજ કહેલું ને તોબી જેવી ને તેવીજ ધુર? આય શોફર તો દહારે દહારે મુવો ભીમપોરના હરમાનની કાની વધતો ચાલ્યો ને સાથે લાગો ફુવડ બી જેવો ને તેવોજ! મારા ઘેરમાં હું એક ઘરીબી એવું ચાલવા દેવશ નહીં, રૂસ્તમજી. બધાંને મજબુત તાકીદ આપજો."

મોટરો ખલાસ થઈ અને ઓસ્ટ્રેલીયન વ્હેલર જોડીઓવાલી જાતજાતની ખાસ્સી અરધો ડજન બીજી ગાડીઓ વરન્ડાપર બેઠેલાં બાઈ સાહેબને સલામ કરી પોરચમાંથી પસાર થઇ ગઇ. મોટરો અને ગાડીઘોડાની પરેડ ખલાસ!! તમામ નોકરો પામી ગયાં કે બાઈ સાહેબના મિજાજનો પારો આજે એક-દમ ઉપર ચહડી ગયો હતો.

નેપીયનસી રોડપર આવેલો આલીશાન "ચાંદન કાઝા" નામનો મહેલ જેવો બંગલો મુંબઇની મિલ્કતોની એક મગરૂરી ગણાતી હતી. આ દિલકસ ગંજાવર બંગલાનો અતિ વિશાળ બગીચો મગજને તર કરતા રંગબેરંગી પુષ્પો અને લીલાં કંજર જેવાં રકમ રકમના ઝાડોનું ગોયા એક સંગ્રહસ્થાન હતું. મોંઘાંદાટ રાચરચીલાં સાથના સંખ્યાબંધ ઓરડાઓનો શુમારજ નહોતો. જ્યાં નજર નાખો ત્યાં બસ દોલતની રેલછેલ અને બાદશાહી ચહેલમહેલ સિવાય બીજું કશું દેખાતું નહોતું. પરંતુ અફસોસ! આલા દોરદમામવાળી આ ગંજાવર મિલકતમાં ફક્ત એકજ ઘરડો જીવ આજે વર્ષો થયાં ભરાઇ ચંપાઈ રહી વસતો હતો! હા–વાંચનાર–ફક્ત એકજ એકલડોકલ ઘરડી ડોસી!!

લખ્ખોની કિમ્મતે અંકાતી આ બ્હોળી મિલ્કત "ચાંદન–કાઝા"ના માલેક

ચાંદનબાઈ હીરામાણેક લોકના મનથી તો એક ચીનાઇ ઉખ્યાણુંજ હતાં. શુમારે પાંસેઠ દિવાળી જોઈ ચુકેલાં આ ડોસાં દેખાવમાં તો હજી તંદરૂસ્ત અને લાલ તુટી જેવાં જણાતાં હતાં. દોલતની રેલછેલ અને માંગે તે મલે તોય આ લખેસરી બાઇના જીવને બાતિનમાં તો જરા જપ નહોતો; અને જપ હોય પણ કયાંથી ?

ડોસાં જો પોતાની લપલપતી લુલીપર કાબુ ધરાવી શકતાં હતે તો આજે તેવણ ઠેકાણે ઠેકાણે ખચ્ચિતજ પુંજાતે; પણ પોતાની તેજી જીભલીના પ્રતાપથી ઘરડાં પોતાના દોસ્ત આશનાવોમાં તેમજ ખેશીઓમાં અળખામણા થઇ પડયાં હતાં. ઘરમાં ચાકરી કરતાં કુડીબંધ નોકરો પણ હવે અચ્છી રવેશે જાણી ચુકયાં હતાં કે ડોહાંના મિજાજનો વીમો ઉતારનાર દુન્યામાં હજી કોઇ પેદાજ પડયું નહોતું. તનનું સુખ–ધનનું સુખ! પણ મનનું સુખ કયાં હતું ? ગરૂરી અને જીદમાં સદા જકડાઇ રહેલાં કેટલાંક લખેસરીઓનો અવતાર એવોજ હોય છે.

એ ઘેલાંપણું નહી તો બીજુ શુ વળી! કડક સ્વભાવની ડોકરી ચાહતે તો પોતાના સગાંવ્હાલાંઓથી આ બગલો ભરી નાંખી પોતાની નજર આગળજ તેઓને રાખી પોતે અમન ચમનમાં દહાડા ગુજારતે. તેમ કરવાને પૈસાનો તોટો કયાં હતો; અને તોપણ મબલખ દોલતમાં મહાલતાં ચાંદનબાઈ ગંધાર જેવા આ બ્હોળા બંગલામાં અડુમડુ એકલાંજ રહેતાં હતાં સિવાય કે તેવણના સોલીસીટર અને પગારદાર સલાહકાર પેલા રૂસ્તમબા મહેતા કે જેવણ પોતાને અપાયલા એક ખુણાવાલા ઓરડામાં ગુપચુપ પોતાનું કામકાજ આટોપ્યા જતા હતા.

ડોસી પાસ ગંજાવર દોલત હતી અને તેથીજ તો કેટલાં સગાંવ્હાલાંઓ ખુશામદના ખોરયાંઓ બની ઘરડાંને જેમ તેમ સંભાળી લેતાં હતાં. પૈસાનાજ ખ્યાલથી કેટલાં ખેશીઓ વારંવાર ડોકરીનો ખાઉં–કરડું અને લાવ છરી–નાક–કાપું જેવો ખવાસ તામોશ કરી દેતાં હતાં; અને તો પણ કેટલાંક જણાંઓ ચાંદન–કાઝાના હોલમાં કોઈ વખત ફરજ્યાત પગ મેલતાં દુન્યાની લીલી સુકકી જોઇને ધરાઇ ચુકેલાં આ ઘરડાંને જોતાંને વાર વારંવાર કાંઈ

વિચારમાં પડી જતાં હતાં. કોઇ ધારી લેતાં કે ઘરડીનું જરા ઘસવા માંડયું હતું, તો કોઇ વળી આ ડોકરીને બાર ગાંઠ પુરાં માનતાં હતાં. ગમે તે હોય પણ ઘણા ઘણાઓના મનથી ચાંદનબાઇ હીરાંમાણેક ખચ્ચિતજ એક પારખી નહીં શકાય એવાં ભુલભુલામરી હતાં.

ચાંદનબાઇના પોહોળાં પટાક ગલામાં એક ઝગઝગતા હીરાનો હાર વીંટળાયલો હતો. હાથોપર ઝળકતા બીલીચાનોની બ્રેસલેટ અને બન્ને કાનોપર લટકતાં બોર જેવડાં આબદાર મોતી! નહી મળે એકાદ પેટનો દિકરો! કોણના નસીબમાં ઘરડાંની લખ્ખોની દોલત લખાઇ હશે? તમારા અને મારા નસીબમાં તો નહીજ, વાંચનાર!

આવાં ગંજાવર બગલામાં આજે વરસો થયાં માંદાં મરઘાંની માફક ઝુરયાં કરતાં ડોગીને હવે જરા થાક લાગવા માંડી હતી. હમણા હમણા ઘરડાંને એક નવીજ જાતની હેબત લાગતી હતી. તેવણના ભેજાંમાં હમણાં એક એવોજ ધખારો બેસી ગયો હતો કે બત્તીઓ થવાના વખતે ઓરડાઓમાં કોઇના ઓળાઓ પસાર થઇ જતા હતા. ઘેરમાં રખેને ભુતો ફરતા હોય તેવા કાંઇ ખ્યાલથી ડોસાં હમણા જરા બ્હી ગયાં હતાં. હમણા હમણા ડોસાંને બરોબર ઉંઘ પણ આવતી નહોતી. આંખ જરા લાગી જતી તો ડોકરાંને ખરાબ જાતના તરેહવાર વિચિત્ર સ્વપ્નાઓ આવતા હતા. ગઈ રાતેજ પોતાના મરહુમ ભાઇ દારાબ—રાંદેરવાલી પેલી જર મોદીના બાપને—સ્વપ્નામાં જોઈ ચાંદનબાઇ ઉંઘમાંથી ઝબકી ઉઠયાં. જે ભાઇ સાથ જરા મતફેરી થતાં તેને તેના કવખતના ગમખાર મોત તલક સદંતર ઓવારનિવાર કરી દીધો હતો તેજ વ્હાલો ભાઇ આજે દહાડાઓ થયાં સ્વપ્નામાં આવી ઘરડાં ચાંદનબાઇને ખુબ ગભરાવ્યા કરતો હતો; અને તેમ માનવાવાળાં ચાંદનબાઇ પોતેજ હતાં. ગઇગુજરીનો પસ્તાવો અને ભવિષ્યના ભિત્તરની કાંઇ અણદીઠ હેબત છતાં પણ ઘરડાં ચાંદનબાઈ સ્વભાવે તો જેવાં અને તેવાંજ કડક મુવેલાં હતાં. 'બુઢ્ઢો બીલાડો કરડે નહીં તો વવડે ખરો' એ કહેતી આ ડોગીના બાબમાં રામબાણ ખરી પડતી હતી.

પોતાના મરહુમ ભાઇ દારાબના એકપુરાં નાના નિર્દોષ બચ્ચાંને કોઇ

સગાંવ્હાલાંના હવાલામાં તેમજ ઘાતકી દુન્યાની દયાપર તેવણે કેમ છોડી દીધું હતું તે હમણા હમણા ચાંદનબાઇને યાદ આવતું હતું. હવે તો તે બચ્ચું ઉછરી ઉધરીને એક ઉમ્મરે પુગેલી દેખાવળી જુવાન છોકરીમાં બદલાઇ ગયું હશે. માબાપ વિનાના તે બચ્ચાંની એક પણ વખત ખબરઅંતર મેળવવાની આજના દિન સુધી ઘરડાં ચાંદનબાઇને સુઝયું નહોતું! નહી! નહી! કુટુંબી લોહીનો ચમટો ચાંદનબાઇના કલેજાંપર હમણા હમણા વારંવાર વળ દઇ દઇને તુટતો હતો.

"ગમે તે પણ મારૂંજ લોહી," મખમલના સોફાપર બેસતાં ચાંદનબાઈ મનમાં બબડવા લાગ્યાં. "મુવાં બીજા લુચ્ચાં સગાંવ્હાલાંઓ કરતાં એ છોકરી મારી થોડી ઘણી દોલતને વધારે લાયક બી હોય."

ગજવામાંથી સુન્નાની દાબડી ખેંચી તપકીરનો એક મોટો સહરકો દાબતાં ડોસાં પાછાં વિચારમાં પડી ગયાં.

"ફલી ને ફ્રેનીને બી થોરા દહારા બોલાવું," ચાંદનબાઇ પાછાં પોતાના જીવ સાથ વટવટો કરવા લાગ્યાં, "હું બી હવે જીવી જીવીને કેટલા દહારા ગુંફાયા કરૂં; મોરૂં તો મોરૂં પણ સગાંઓ બી હવે જોશે કે મારા બ્હેસ્તી દારાબના એકપુરાં બચ્ચાંને હું મરવા આગમચ એકદમ ભુલી નથીજ ગઈ. છોકરી રાંદેરમાં ગામરેમાં પરી રહી તે જરા થોરૂં બોલનારી—થોરૂં શીખેલી ને અગરગચ્ચો જેવી હોસે તેટલુંજ કની? પણ તેનો બી ગુનાહ મારેજ માથે."

દુન્યાની કોઈ પણ ચીજને ખાતર પોતાનો ગુનાહ યા કસુર આમ ખુલ્લેખુલ્લો કબુલ કરી દેતાં ચાંદનબાઇના જો કોઇ પણ સગાંવ્હાલાં આજે એવણને એમ સાફ સાફ ખુલ્લા શબ્દોમાં સાંભલી લેતે તો તેઓ એમજ માની બેસતે કે તે લોકના કાનો તેઓને સાબુત ઠગતા હતા. પોતાનોજ દરેક બોલ હમ્મેશાં પુરો પાડનાર આ જીદ્દી ઘરડાંથી તે કિસમના ડહાપણની વકી રાખવી તે રેતાળ મયદાનમાં કેઠે પાણી જોવા સમાન હતું અને તો પણ આ ખરૂં હતું કે તેજ ચાંદનબાઈ પોતાની ભુલોનો કાંઈ પસ્તાવો આજે પોતાના મનમાં કરતાં બેઠાં હતાં.

ચાંદન—કાઝાનો ભવિષ્યનો વારસ કોણ થશે તે માટે લોકમાં તરેહવાર

ગપાટાઓ ઉડતા હતા. રખેને પેલા ફલી હીરામાણેકના નસીબમાં આ દોલતનો ડુંગર લખાયો હોય? અને તેમ બન્યું તો માર્યા ઠાર. શેરસટ્ટા, જુગાર અને શરતના આ શોખીન સ્હેલાણીને જેઓ અચ્છી રવેશે પિછાનતા હતા તેઓને આ કિસમનો ઝાંખો ખ્યાલ પણ આવતાં તેઓ મનમાં સાચ્ચી દાઝથી દલગીર થઈ જતાં હતાં.

ઘરડાંનાં મનની વાત તો ઘરડાંનેજ ખબર હતી. ડોકરી શું કરવા ચાહતી હતી તેનો ખ્યાલ પેલા તેના ખાનગી સલાહકાર અને સોલીસીટર રૂસ્તમબા મેહતાને પણ નહોતો.

"જો વીલ કર્યા વગર હું મરી જાઉં તો તેનો તમુને તો કાંઇ વાધો નથીની, રૂસ્તમબા," ડોસાંએ એક દહાડો પોતાના સોલીસીટરની સલાહ લેતાં પુછ્યું.

આજે વીલની વાત સાંભળતાં રૂસ્તમબા જરા વિચારમાં પડી ગયા. "કુટુંબ મોટું પરચું તે વીલ કીધેલું સારૂં, બાઇજી," રૂસ્તમજીએ ધીમે ધીમે જવાબ વાળ્યો.

"ઘેલા પારસીઓ સારૂ એક મેટ–હાઉસ કહારવા બધી દોલત આપી દઇએ તો કેમ? ઘેલાઓના તમે ત્રસ્ટી થશો કે?"

રૂસ્તમબાને જરા ચમક વા થઇ આવ્યો. આ ડોસીના ભેજાંમાં આજે શું ભરાયું હતું?

"મકુંજે તમે મારી મસ્કરી કરોછ, બાઇ સાહેબ, બધાં સગાંવ્હાલાંઓ શું ધારે?"

"અરે સગાંવ્હાલાં તુટી પરેરે," બાઇજીના મિજાજનું થરમોમીટર વળી પાછું એકાએક ચહડી ગયું, "મધપર મકોરા ભમેછ તેમ બધાંજ મુવાં મારા મરવાની રાહ જોતાં બેઠાંછ: પણ હું બી હવે એકદમ મરી જવાનીજ નથી."

"અરે, એમ શુ બોલોછ, બાઇ સાહેબ? પરવરદેગાર તમુને બધાંને માથે વાસે સલામત રાખે." રૂસ્તમબાએ ઠંડુ પાણી રેડવાની પેરવી કીધી.

"જોવ સાંભલો, રૂસ્તમજી. જરા પાસે આવીને બેસોની? હરવાયારે તમે? જોરથી બોલતાં મુવું ગરૂં બી દુઃખવા માંડયું. મારા મ્હેસ્તી દારા-

બની દીકરીને મંબઇ બોલાવી થોરા દહારા મારી પાસ રાખવા માંગુંછ. આજે કેટલા દહારા થયા મારો જીવ નહી માનતો તે મારાં બધાં સગાંવહાલાંઓને થોરા દહારા આપરે તહાંજ બોલાવવા માંગુંછ; તમારો શું વિચાર?"

"તમારો વિચાર ઘણોજ ઉત્તમ છે, બાઇજી; તે બી બચ્ચું તમારૂંજ છે. તમારા બહેસ્તી ભાઇ દારાબ વાસ્તે મેં બી બધેથી તારીફજ સમજીછ; બ્હેસ્તી ઘણા ડાહયા ને હરેલ ઉતા."

"અરે, તમારા સકાર બરેરે, રૂસ્તમજી? એવાને તે ડાહયો ને હરેલ કોણ કહે? બ્હેસ્તી બિલકુલ ગધેરો ઉતો. બસ કાણીજીપર મોહી પરી દાર રોટલો વારી નાંખ્યો."

"પણ, બાઇ સાહેબ? સરજત તહાં સાજવારી? પ્યારનાં લગનો એવાંજ હોયછ."

"પ્યારનાં લગન? મરેરે, તે સું?" ડોસાંજી પાછાં ઝઝણી પડયાં, "રોગ પરેરે એવા પ્યારપર? મુવાં અમે બી પરણેલાં કે નહીં? પણ ચાલો હવે એ બધાં ટાહેલાં બંધ કરી દઓ. મકુંજે મારાં સગાંવહાંલાંઓ પર જરા મજબુત ડોરો રાખજો ને મને મરી જતાં વાર લાગેછ તેની સૌથી વધારે ફીકર કોણ રાખેછ તે જોઇ તપાસી મને ખાનગીમાં જણાવજો. પછીજ આપરે વીલ કરશું; નહીં તો વરી તમારી હમ્મેશની આદત માફક માંદા મરવાની કાની આખ્ખો દહારો ઓરડામાં ભરઈ રહેજો."

"તમારી મરજી મુજબજ બધું થશે, બાઇજી; પણ તમારા બધાં સગાંવહાલાંઓને હજુ હું ઓરખતો નથી."

"ઓરખતો નથી? તે ઓરખાણ પારવાજ તમુને કહુંછની?" ચાંદનબાઈ એકદમ તપી ગયાં, "તમુને મારા સોલીસીટર કોણે બનાવ્યા, રૂસ્તમજી? તમારામાં ભેજુંજ કહાં બગ્યુંછ જે?"

ગજે ગાંઠ અને મોઢે ફુચો! રૂસ્તમબા પણ બીચારા શુ કરે? લખેસરી ચાંદનબાઇના ખાનગી સલાહકાર અને સોલીસીટર બની આલીશાન ચાંદન-કાઝામાં દહાડા ગુજારવાના એટલે હાલ તુરત એમજ તો!

—:o:—



"તમુને મારા સોલીસીટર કોણે બનાવ્યા, રુસ્તમજી?
તમારામાં ભેજાંુજ કહાં બરયુંછ જે?

(પાનું ૧૦૬ મું.)

# પ્રકરણ ૧૯ મું.

———:o:———

## મ્હોબ્બતનો મિઠ્ઠો સ્વપનો.

રાંદેરની પોતાની બંગલીમાં અહીં તહીં દેખાતા તરેહતરેહના રંગીન રંગ-ઢંગ નિહાળતાં હીરજીભાઇ ખજ્જેત્યાથી વારંવાર હસી પડાતું હતું. ખરશેદબાઈ તેનું કાંઇ પણ કારણ સમજી શકતાં નહોતાં. પોતાની બાપીકી માલેકીની જમીનના કામાર્થે આ ગામડાંમાં પધારેલાં રતન બ્હાડયાને રાંદેરની હવા હમણા હમણા એટલી તો માફક આવતી હતી—તનમનને એટલી તો તરોતાજગી ભરેલી લાગતી હતી—કે દહાડાના દહાડા થયાં કશી પણ આલસાઇ વિના તે હીરજી મામાની ઓરવાડીમાં લહેરી ખુશાલ જીવે ચીટકી બેઠો હતો. કયાં જતો રહયો આ પોરયાનો શરમાળ સ્વભાવ? હમણાં હમણાં તે તો સર્વે સાથે એટલી છુટથી ભેળાતો હતો કે ખરશેદબાઇ હીરજીને આ છોકરા વિના ઘડીભર ચાલતું નહોતું અને પેલી નાની મિઠ્ઠી મધુરી જર?

ખાલેસ જીગરની આવી હસમુખી મિઠ્ઠી મધુરી આગલ મુંગે મ્હોડે બેસી રહેવા રતનને હવે કયાંથી ગમે? આજે થોડા વખતપર આજ રતન મક્કમ મને માની બેઠો હતો કે ભવિષ્યમાં મહોબ્બત જેવી બલાનો તે કદી પણ ભોગ થઈ પડશે નહીં. એક દગાખોર છોકરીની ઉલ્થાપથી તે એકજ ખ્યાલ ધરાવી બેઠો હતો કે ખુબસુરતી અને સાચ્ચું પ્રમાણીક હૈયુ—આ બંને ચીજની હસ્તી સાથે કેથે પણ હોઈ શકે નહીં. છટ! છટ! સ્વચ્છ નિર્મળ વાતાવરણમાં ઉધરેલાં ઉછરેલાં એક મિઠ્ઠા ગુલાબના સમાગમમાં આવ્યા પછી રતન તેવા ખ્યાલોને હવે હસી કહાડતો હતો. ફોકટની ફિશયારી અને અર્થરહીત ઘતરાટથી હજી તલક બાકાત રહેલી આ જર મોદી કાંઈ જુદીજ કિસમની નમાની નિખાલસ છોકરી પુરવાર થઈ હતી.

ખજ્જેત્યાવાલાં ગરીબ હતાં તોય સંપુર્ણ રીતે સંતોષિ અને સુખી દેખાતાં હતાં. ગરીબોને સાચ્ચાં જીગરે ચાહવું એ શું પાપ છે? હરગીઝ નહીં. નાકપર માખ નહીં બેસવા દે એવી કોઇ તકોબરીવાલી તવંગર છોક-

રીને દીલ દેવા કરતાં આ જર જેવી એક નિર્ધન છોકરીને ચાહવામાં રતન મગરૂરીભરેલો માનમરતબો સમજતો હતો. સાદી, સ્વચ્છ અને ખડતળ જીંદગી ગુજારનારી આ જરને રતન હવે ઉરપુર હેતથી ચાહવા લાગ્યો હતો; પણ જર તો તેના તરફ ઠંડી અને નભરવસજ જણાતી હતી. પોતાના ઘરમાં હવે એક કુટુંબી તરીકે વસતા આ રતન તરફ જર ખરેખરજ બેદરકાર રહેતી હતી કે? તે તો ખુદ જર વટીક સ્પષ્ટ રીતે સમજી શકતી નહોતી. પોતાના ઓરડામાં ખાનગી ખ્યાલો દોડાવતાં જરને તો ઉલ્ટું એમ માલમ પડતું હતું કે હમણાં હમણાં તેના નાજુક કોમળ હૃદય પર કાંઈ ન ધારેલો બોજો લાઠી બેઠો હતો.

"હીરજીમામા કહેતા'તા તેનાથી તો બધું જુદુંજ દેખાયછ," જર મનમાં વમાસતી, "છોકરો તો ઘણોજ બોલકણો ને હસમુખો છે."

આ છોકરો મહોબતની બાજીમાં એક વેળા થાપ ખાઈ હારી ગયો હતો. તેથી તો કોઇની પણ સાથ શાદીના ગાંઠથી જોડાવા ચાહતોજ નહોતો. શું? તેજ છોકરો જર જેવી એક ગામડયણ છોકરી માટે દીલમાં કશી પણ દરકાર ધરાવી શકે? આવા વિચારો આવતાં જર જરા અંદેશામાં પડી જતી હતી અને તેથી—તે બનતાં સુધી તેની સાથ બિલકુલ એકલી રહેવા ચાહતી નહોતી.

"જર, કહાં છે જર?" ખરશેદબાઇનો અવાજ સાંભળતાં જર ઓરડાની બહાર દોડી આવી, "લેની—મારી દીકરી કરૂ—જીવી જરા બહાર ગઇછ તેટલે આય તરકારી વીલરમાસીને આપી આવની?"

"અરે, હારે, માયજી?" ખુરસીપર બેઠેલા રતન તરફ એક ઝડપી તિક્ષ્ણ નજર ફેંકી દઇ જરે કહ્યું, "અબઘડી આપી આઉં; આજે કેટલા દહારા થયા વીલરમાસીના તાંહ જવાયું નથી: મુતું ખરાબ બી લાગેછ."

"મારે લીધે તમારાથી કેથે બહાર નહીં જવાતું તે હું સમજુંછ," ખરશેદબાઇના ચાલી જવા બાદ ખુરશીપરથી ઉઠી જઈ ડગલાનું બટન પોત્તાં રતન બોલ્યો, "જરા ઘણે દહારે લવજી મેહરાં આગલ હું બી તમારી સાથ આઉં તો તમુને કંઈ વાંધો તો નથીની?"

"તમે-તમે-ખાલી શું કરવા તસ્દી લેઓછ," નીચી મુંડીએ જરે

જવાબ વાળ્યો, "લવજી મેહરાં કદાચ બહાર ગીયાં હોસે."

"તે તમુને કેમ માલમ પરયું," રતન ધીમું હસતાં બોલ્યો, "કંઈ નહીં તો આય ટોપલી તો મને ઉંચકવા દઓ ? એ લઇને હું તમારી સાથ ચાલું ?"

"એમ તરકારીની ટોપલી હાથમાં પકડીને ચાલતાં તમુને સુગ તો નહીં લાગશે ?" જરે સાડીની સોડ માથે લેતાં કહયું, "મકુંજે રસ્તામાં કોઈ મળે તો તમુને ખરાબ તો નહીંજ લાગશે?"

"નહીંજી—નહીં; મને ખરાબ લાગે યા સારૂં તેની ફીકર તમે ના કરો," રતને કહ્યું. "લાવો—એ ટોપલી મનેજ ઉંચકવા દઓ; હું તો એ લઇને તમારી સાથ આજે જરૂરજ આવવાનો."

"પણ આપરી સાથ કોઇ નોકરનેબી લઇએ તો તમુને કંઈ વાંધો તો નહીંજ હોઈ શકે," જરે ચોખો ચાંપી જોયો.

"મને વાંધો ? આહા ! જરબાઇ, નોકરને બેલાશક લઓની," પોતાની અચાનક નાઉમેદી જેમ તેમ છુપાવતાં રતને જવાબ દીધો, "પણ હમણાંજ ખરશેદબાઇએ કહ્યુંની કે જીવી તો કેથે બહાર ગઇછિ."

વીલર-માસીની ઝુંપડી તરફ હેરયું મારતાં આ જોડાંને પાછળથી જોતાં આજે હવે ખરશેદબાઇને પણ હસવું આવી ગયું.

"મરેરે, આય તો કેથું એમ છે," ખરશેદબાઈ પોતાના મનમાં બોલ્યાં, "મારી પોરી તો એ છોકરાને ઘણીજ ગમતી દેખું; પણ રતનનો બાપ કેટલા ચાચોડા મુકી ગીયોછ તે હીરજીને ખબર હોય તો ખુદા—માલમ; હું તો કંઇ જાણતી નથી."

તે એક ખચ્ચિતજ દિલકશ જોડું દેખાતું હતું. સાદાં સુતરાઉ કપડાંમાં પણ આ ગોરી ગામડયણ લોડી મોટે શેરની ખુબસુરતીને ઝાંખ લગાડે એવી દિલચસ્પ મ્હેરેનમુન તારૂણી જેવી શોભી રહી હતી. લાકડાંના પેલા પુલ નજદીક આવી પહોંચતાં રતનના હૃદયમાં કાંઇ જોશબંધ ઠોકા વાગવા લાગ્યા. આજ જગા આગળ તેનો સુરીલો ઘંટડી જેવો સાદ પહેલવ્હેલ્લો તેના કાને પડયો હતો.

"બસ—મુંગીજ ચાલ્યા કરશે કે, જર ? મારી સાથ આજે વાત કર-

વાના સોગંદ લીધાછ કે?" રતને શરૂઆત કીધી.

"લાવો—મને ટોપલી આપી દેઓ; વીલર–માસીના છેક ઘેર વેર તમુને તસ્દી લેવાની જરૂર નથી," નીચી મુડીએ તે ટોપલી પકડી લેતાં જર બોલી, "તમે ગમે તો પાછા જાવો યા કેથે લટાર મારવા ચાલી જાવ."

"તારી એવીજ મરજી છે, જર, તો તું બેલાશક એકલી જા; પણ તું પાછી ફરે તાંહ સુધી હું તો અહીંજ થોભવાનો."

"પણ તેમ કરવાનું કંઈ કારણ, રતનભાઇ—રતન?" પુલને નાકે થોભી જતાં જરે કહ્યું, "વીલરમાસી વાત કરવા માંડેછ તાહરે કલાકોના કલાકો સામટાં બોલ્યા કરેછ તે તમે કહાં સુધી ખોટી થશો?"

"એમ ખોટી થતાં થતાં મને જો થાક લાગશે તો હું ચાલી જવશ."

રખેને તેના ગાલોપર ધાઇ આવેલો રતાશ રતન જોઈ લે તેની ધાસ્તીમાં જરે સિતાબીથી ત્યાંથી ચાલવા માંડયું. તેના નાજુક બદનમાં ગરમ લોહી જરા જોશથી વ્હેવા લાગ્યું. તેના કોમળ હૃદયમાં શા સારૂ એટલા બધા ધબકારા થતા હતા?

"મરેરે, જર? તું કહાં વસેછ?" વીલરમાસીએ આવકાર આપતાં કહી સંભળાવ્યું, "આજે દહારાના દહારાઓ થયાં લવજી મેહરાંબી બોલ બોલ કરયા કરેછ? હમણાંજ એ લોક કેથે બહાર ગીયાં; પોરયાને મારી મેહેરાં વગર હવે જરા સોહવાતું નથી."

"સારૂંની, વીલરમાસી? ઘેરની વસ્તીવારીને ખુદા સલામત રાખે," જરે નબરવસપણે જવાબ દીધો.

"મંબઇથી ફ્રેનીનોબી કાગર આયવો; દુકતી આઉંછ આઉંછ કરી લખેછ ને આવતી નથી ને——"

"નહીં—નહીં—માસી, આટલા દહારા હું કામમાં ઉતી; હવે જરૂર રોજ રોજ આવશ."

"મરેરે, હું તો ફ્રેનીની વાત કરૂંછ. તારૂં ધક આજે ઠેકાણે લાગતું નથી," વીલરમાસીએ રોકડું પરખાવી દીધું.

જરનું ધક હમણાં ખચ્ચિત્તજ ઠેકાણે નહોતું, વીલરમાસી તો રકમ

રકમનાં તાહેલાં ચલાવતાં રહયાં જેનું કશુ પણ ભાન જરને રહ્યું નહીં. ખુલ્લા સવાલો પુછાતાંજ જર જેમ તેમ ઉલ્ટા સુલ્ટા જવાબો ધ્યાન વિના દેતી હતી.

"મગેરે, કેટલે દહારે આવી ને તોબી બધો જીવ ઘેરમાંજ રાખી આવીછ કે," વીલર–માસી વટવટવા લાગ્યાં, "જા—જા—પાછી ચાલી જા—કોઇ બીજે દહારે આવજે; આજે તારૂં ભેજું કેથે ઘાસ ચહરવા ગીયુંછ."

બિચારી જર પણ શું કરે! ખુલ્લી બારીમાંથી તે તો પેલા લાકડાંના પુલ તરફજ એક ચિન્તે જોતી બેઠી હતી. તે ઉંચો સોહામણો આકાર હજી પુલપર ચીટકી બેઠો હતો. હવે શું કરવું? જરની છાતીમાં કાંઇ દયાવંત લાગણીનો જુસ્સો ઉસ્કેરાવા માંડયો. પણ સબર? થોડી વધુ પળો અને તે તોરવંત આકાર હવે ત્યાંથી ગુમ થઈ ગયો.

જરના ગુલાબી ગાલોપર ફેલાયલો લાલાશ કમી થઇ ગયો. રતન આખરે ચાલી ગયો—જરના સારૂ થોભ્યો નહીં. ત્યારે જરની તેને એટલી બધી કાળજી તો નહોતીજ અને તોપણ અજબ કે એજ રતન જર આગલ આજે કાંઇ ખુલ્લેખુલ્લું બોલી દેવા ચાહતો હતો. એક ભાઇનીજ લાગણીથી તો તે તેને ચાહતો નહીં હોય?

"ચાલો—વીલરમાસી, હું જાઉંચ," એક બગાસું ખાતાં જર બોલી, "લવજી મેહરાંમાં બી જીવ ભરઈ રહયોછ તે જલ્દીથી પાછી આવશ."

"હવે તો પાછો નવો ચાંદરાત બેસે તાહરેજ તો," જરને પેટમાં ચાંપતાં વીલરમાસીએ કહયું, "વારૂં જા, જહાં હોય તાંહ સુખી રહેજે; ખરશેદબઇ હીરજીભઇને મારી દુવા કહેજે. મારી દીકરી."

ધીમાં લથડતાં પગલાં ભરતી જરે નીચે ઉતરવા માંડયું. રતનમાં પ્યારની લાગણી હોતે તો આજે એ એમ ચાલી જતે નહીં. પોતાની આંખોના ઉંડાણમાં સમાઈ રહેલા તે આકારને હવે રફતે રફતે ભુલી જવો જોઇએ. આખરે રતન તેને તે લાગણીથી ચાહતો માલમ પડયોજ નહોતો. કેવી અજ્ઞાન બેવકુફાઇ! તેની મુર્ખાઇ પર રતન પણ હવે હસ્તો હશે.

આ કિસમના ખ્યાલોમાં ચિત્ત રોકી જર યાહોમ આગળ વધતી હતી.

આજુબાજુની ખુદરતમાં કશું પણ ધ્યાન તેણે રોકયુ નહીં. પણ આ ભાન-ભુલી છોકરી જરા આગલ વધે તેટલામાં તો પાછલની ઝાડીમાંથી કાંઇ અવાજ સંભલાયો અને બીજીજ ઘડીએ રતન તેની સામે વળી પાછો આવી ઉભો. હાથમાંની ખાલી ટોપલી રતને ઝટાકો મારી હાથોમાંથી ખુંચવી લીધી.

"વીલરમાસી ખરેખરજ જબરાં તાહેલાંખોર હોવાં જોઇએ," રતને કહી સંભળાવ્યું.

"તમુને ઘણું ખોટી થવું પડયું. તે માફ કરજો."

"જરા થોભી જા, જર," તેનો હાથ એકાએક પોતાના હાથમાં પકડી લઈ રતન બોલી ઉઠયો, "તુંને ખબર છે, જર, કે આયજ જગા પર આપરે અકેકને પ્હેલવ્હેલ્લાં મલેલાં?"

"મને બરોબર યાદ છે," જરે શરમાઈ જઇ નીચે જમીન તરફ જોતાં જવાબ વાળ્યો.

"લાંબી લચ વાયજો આપતાં મને તો, બા, નથીજ આવરતું; પણ દહારાઓ થયાં મારા દિલમાં જે જુસ્સો ભરાઇ રહયોછ તે હવે આજે એક-દમ ખાલી કરી નાખવાનો મેં પકકો ઠરાવ કીધોછ."

જર કશો પણ જવાબ દઈ શકી નહી. તેની જીભ મ્હોડાંનાં છાપરાં સાથ એકદમ અરડાઈ બેઠી હતી અને તો પણ બરોબર તેજ ઘડી આ દિલજીત સુંદરીનું હૈયું કાંઈ ન સમજ પડે એવી ગરમ લાગણીથી તપવા લાગ્યું.

"હું તો તુંને જોતાંને વારજ આ ધરતીપરનો એક ફિરેસ્તો માની બેઠો ને તેમ માનવામાં મેં કશી ભુલ તો નથીજ કીધી."

પુલની નીચે વહી જતાં નિર્મળ પાણીની સપાટીપર પોતાનો પડછાયો જોતાં જર કાંઈ જવાબ દેતી મુંગી રહી ગઇ.

"જર, મારા મિઠ્ઠા ફરેસ્તા, હું તુંને દિલોજાનથી ચાહુંછ," રતને રોકડું પરખાવી દીધું, "જે દિવસે મેં તુંને જોઇ તે દિવસથીજ મને લાગ્યું કે મારી આંખો એકાએક બદલાઈ ગઇ હતી. મને બધું કંઇ નવું નવુંજ દેખાવા લાગ્યું ને દરરોજ નવો દહારો ઉગવા માંડયો તેમ તેમ મારી મનહર મુર્તિ મારા જીગરના ઉંડાણમાં ઉતરતીજ ચાલી."

જર હજી પણ મુંગીમંતર ઉભી રહી. રખેને તેના દિલના ધબકારાઓના પડઘા આ છોકરાના તિક્ષ્ણ કાનો પાસ જઇને અઠડતા હોય?

"મિઠ્ઠી માયાળુ જર, મને કહેવાનું તારી પાસ કંઇજ નથી? શું? તુંને ચાહવાનો—એકજ પાક પવિત્ર લાગણીથી ચાહવાનો—મારા જેવાને હકજ નથી? નહીં—નહીં—જર એટલી બધી ઘાતકી ના થા; કંઇ તો બોલ? તારો જે તે જવાબ સાંભળ્યા વગર આજે હું અહીંથી નથીજ ખીસવાનો."

જરા પણ હીલ્યા વગર આરસપહાણનાં એક વાચારહિત પુતળાં મિસાલ ડોળા સ્થિર રાખી જરે હવે રતનના ચેહેરાપર એક તિક્ષ્ણ ઉંડી નજર ફેંકી. તેની દયાવંત આંખોમાં રતને આશાની ઝળકની રોશની જોઇ લીધી.

"મામા મામીના આશરા હેઠળ ઉછરેલી માબાપ વગરની હું એક મુફ્લેસ પૈસા વગરની છોકરી છઉં તે તમુને ખબર છેની, રતન?" જર હવે ધીમે ધીમે બોલી.

"અરે, એવી કહેવાતી તવંગરીપર આગ લાગે," દિલના સાચ્ચાં દાઝથી રતને સિતાબીથી જવાબ દીધો, "મારી મ્હોબતની બસ એટલીજ કિમ્મત? હુ પુચ્છુંછ કે તું એથીબી ગરીબ હોતે ને તોબી હું તારા હાથની એમજ માંગણી કરતે."

"પણ રખેને હું તમુને દગો દઉં તેની તમુને ફીકર નથી, રતન? એકને ચાહીને શું સુખ જોયું કે બીજીને દિલ દેવા તૈયાર થઇ ગીયાછ?"

"તુંબી તે બધું જાણતી લાગેછ; તારા હીરજી મામાએ તમો લોકને કહ્યું હોસ," જરા ફ્ગળાઈ જઈ રતન બોલ્યો, "તે મ્હોબતજ નહોતી; તે એક જુદીજ વાત બની ગઇ; પણ તું તો એક જુદીજ કિસમની છોકરી છે."

"તમે મને ખરેખરજ ચાહોછ ને મારી સાથ લગનબી કરવા માંગોછ?" જરે ઇન્તેજારીથી પુછયું.

"ખુદાને હાજર નાજર જાણી ધર્મનાં પાક કસમપર કહી દઉંછ કે હુ તારા હાથનો તલબગાર છઉં; હું તુને દિલોજાનથી ચાહુંછ, બહાલી જર."

"બોલવું બધું સ્હેલ છે પણ કરી બજાવવું ઘણું મુશ્કેલ છે," રતનનો હાથ જોરથી દાબતાં જર બોલી. "એક વખત ફરીથી હુ તમુને કહુંછ, રતન, કે પૈ વગરની હું એક ઘણીજ ગરીબમાં ગરીબ ગામડયણ અગરગસ્થો છોકરી છઉં. નથી હુ શીખેલી ભણેલી કે નથી મુંબઈગરાઓની ફાની બધે ફરેલી હરેલી. મુંબઈમાં બધે મારી સાથ ફરતાં હરતાં પાછળથી તમુને ખરાબ તો નહી લાગશેની, રતન ?"

"એવું એવું બોલી મને શા સારૂ લજવાવેછ, મારી જર," જમીન પર ટોપલી ફેંકી દઈ પોતાનો હાથ તેનાં ખભાં પર મેલી દેતાં રતન બોલ્યો, "તારી સાથ ગરીબાઈના કંગાળમાં કંગાળ ગારમાં પણ હોમાવા હું તૈયાર છઉં. દુન્યાનું દરેક સુખ તારી આગળ હાજર કરવા પરવરદેગાર મને તાકાત બક્ષે. હવે તું શુ કહેવા ચાહેછ, જર ?" તેને પોતાની લગોલગ ખેંચવાની કોશિષ કરતાં રતન જુસ્સાથી બોલતો રહયો.

"હું કઇજ—કઇજ—કહેવા ચાહતી નથી, રતન," જરા પણ વધુ કોશિષ વિના જર રતનનાં પાસાંમાં દબાઈ પડી.

જવાબ મલી ચુકયો ! રતનની પ્હોળી છાતીપર પોતાનું ડોકું ટેકવી રાખી ઉભેલી જર તરફથી રતનને બીજા હવે કિયા જવાબની જરૂર હતી? જરનો જવાબ ખુલ્લો, પુરતો અને અચુક હતો.

વખત થઈ જવાથી તેઓ બોરવાડી તરફ પાછાં ચાલવા લાગ્યાં. બંગ-લીમાં દાખલ થવા આગમચ રતને વળી પાછી જરને થોભાવી. આજુબાજુ કોઈ દેખાતું નહોતું. દીલપર કાબુ રાખી નહી શકવાથી રતને જરના ગુલાબી ગાલોપર મ્હોબતનુ એક મજબુત ગીલ મારી દીધું.

"ઓ વડીરે, હીરજી, આય સા કૌતક ! મરેરે, એ તો કેવું એમ દેખું ?"

"ચુપ—ચુપ—મુંગી રહે, ખટાં, હવે આપરે ઘરડાં થયાં તે બધું મુંગે-મ્હોંને જોયા કરવાનું."

બંગલીમાં દાખલ થયલાં જર અને રતનને કયાં ખબર હતી કે ઝાડીની પછવાડે કામ કરતાં હીરજી મામા તેમજ ખરશેદબાઇએ આ નધારેલો નાચ કયારનો જોઈ લીધો હતો ?

———:૦:———

# પ્રકરણ ૨૦ મું.

——:o:——

## ખાનાખરાબીની શરૂઆત !

ક્વીન્સ રોડપર ફુંફાડા મારી દોડતી એક ભાડુતી "ટેક્ષી"ની પાછલી ગાદીપર નસાસ અધીરા જીવે અરડાઇને બેઠેલા એક તંદુરસ્ત જવાન શખસના ભેજાંમાંથી હમણા તરેહવાર તરંગો વીજળીની ઝડપથી પસાર થઇ જતા હતા. કાંઇ ઘણાજ ઉતાવળા ઉછાછલા વિચારોમાં તે ચિત્તભ્રમ થઇ ગયો હતો. ગાડી જલ્દી અને જલ્દીથી હાંકવાના ચાલુ પોકારો સાંભલતાં સાંભલતાં તે ટેક્ષીના મુસલમાન હાંકનારનો મિજાજ પણ હવે બરખેલાફ થવા માંડયો. ઇન્તેજારી—અધીરાઇ અને અંતઃકરણની આકુળવ્યાકુળતા! ગોવાળ્યા ટેંક રોડપર આવેલાં એક મકાન આગળ ટેક્ષી જ્યારે આવીને ઉભી રહી ત્યારેજ તેમાંથી કુદકો મારી નીચે ઉતરી પડેલા શેઠયાના અકળાયલા જીવને જરા કરાર થયો.

"ઓ! કોણ? તમે—તમે નાદરશાહ દાદાચાનજી!"

"હા—કુમીબાઇ; આગમચથી ચીઠ્ઠી લખ્યા વગર આયોછ તે માફ કરજો. મારા દોસ્ત હોમી મુલ્લાંએ તો તમુને મારી તમામ હકીકતથી વાકેફ કીધાં હોસે."

"હાજી—હાજી—બેસોની—બેસોની!"

નાદર પોતાની જગા લે તે પહેલાં તો કુમી પોતેજ સબરહબર ગભરાઇ જઇ પાસેના સોફાપર ફસડાઇ પડી! યા ખુદા! કુમી જેવી એક ભોલીભાલી નાજુક હૈયાંવાલી છોકરીપર આ તે કેવો સિતમ અને તે પણ પરાંયાંઓને વાસ્તે? કુમીના માય શીરીનબાઇ ચાંદનબાઇ હીરામાણેકના બોલાવ્યાથી સહવારથી "ચાંદન-કાઝા" માં ગયાં હતાં. હમણાં દીનુ પોતે પણ સારે નસીબે ઘરમાં નહોતી. અકળાઇ ગયલી કુમીને તેથી જરા ધીરજ આવી.

"કુમીબેન લાંબાલચ ભાષણો કરતાં મને આવડતું નથી," નાદરે બોલવાનું શરૂ કીધું, "પણ મારા હોમીએ મને ખાત્રી આપીછ કે તમારાથીજ મારૂં કામ પાર પડશે."

"હોમી તો ડાહયો છે પણ ભાઇજી, એમાં હું શું કરી શકું," કુમી જેમ તેમ આટલા બોલો બોલી.

"આજે વર્ષો થયાં મારી દીનુએ મને અખંડ વ્હાલથી ચાહયોછ. અરે ! એ મારી મિઠ્ઠી છોકરીને ખાતર તો મેં મારાં કુટુંબને તેમજ બાપીકી દોલતને ઠોકરે ઉડારી તો હવે તેજ છોકરીને લડાઇપરથી પાછો ફરવા પછી દહારાઓ થયાં હું નહી મલું તે કેવી અજાયબી."

કુમી શું જવાબ દે? શું બોલી શકે? પોતાની નાજુક હાંફતી છાતીપર હાથ મેલી તે મુગીમંતર બેસી રહી.

"પણ, કુમી બેન, મારી દીનુ છે કહાં? એ તમારી જીવનની સહીનો પત્તો તમુને માલમ નથી? આજે જો એને માલમ પરે કે હું મુંબઇ આવી લાગોછ તો એક ઘડીબી નહી થોભતાં જહાં હોય તાંહથી એ તાબડતોબ મારી પાસ દોડી આવે."

યા પરવર! કુમી એક હરફ પણ બોલી શકી નહી. તેનું ઘણું મન થયું કે અંધારામાં યાહોમ અટવાતા આ નાદરને તમામ ખુલાસાથી વાકેફ કરી દે; પણ—નહી—નહી! તે કિસમની તાકાત કુમી ધરાવતીજ નહોતી.

"તમે કંઇજ બોલતાં નહી, કુમીબેન," જરા અ દેશામાં પડી જઇ નાદર બોલ્યો, "વર્ષો થયાં વિખુટાં પડી ગયલાં બે જીગરોને એક કરવાં તે સવાબનુ કામ કરવા તમે ના પાડશો એ હું માનતોજ નથી. તમારી માયા મહેરબાનીપર મને ખુદાના ધેરવેરનો ભરોસો છે."

"પણ દીનુ તમારીજ સાથે પણશે તેની તમારી પુરેપુરી ખાત્રી છે?"

"અરે, એ તે કેવો સવાલ પુછોછ, કુમીબાઇ," એકદમ ઉસ્કેરાઇ જઇ પોતાની બેઠકપર ઉછળી પડતાં નાદર પોકારી ઉઠયો, "મારી દીનુ મને દગો દે—મારી દીનુ મને ઉલ્થાપ આપી કોઇ બીજા સાથ પરણે તે હું કદી—કદીબી માની શકું નહીં. ઇટ ઇઝ સીમ્પલી ઇમ્પોસીબલ!"

આપ-કમાઇથી પગભર થયલા અને સરકારી નોકરીમાં ઉંચો ઓધ્ધો ભોગવતા આ નાદરને ગામમાં કેથે બીજી કોઇ છોકરીજ મલતી નહોતી કે દીનુ જેવી એક છોકરી સાથ લગન કરવા માટે મોહતજીવતનો એક સવાલ



"હું શું કરશ? હું શુ કરશ?" જમીનપર પગ અફાળી
નાદર ઝનુની બની જઇ બોલ્યો.

(પાનું ૧૧૭ મું.)

તેણે બનાવી દીધો હતો? દીનુ જેવી એક હૈયાંરહીત નાલાયક છોકરી ખાતર નાદર જેવો એક ખાનદાની રળતો કમાતો ગ્રહસ્થ શા સારૂ પોતાનું સર્વસ્વ ગુમાવી બેઠો હશે? ગરીબ બિચારી કુમી આવા ખ્યાલો આવતાં પોતાના મનને કશો પણ સંતોષ આપી શકી નહીં.

"એકસકયુઝ મી, મી૰ દાદાચાનજી," કુમી હવે જરા હિમ્મત પકડી બોલી ઉઠી, "મને માફ કરજો પણ એક સિધ્ધો સવાલ હું તમુને પુછી લઉંછ. ધારો કે એ છોકરી તમુને મળી પણ પણવા ના કહે તો? આઇ મીન, એ તમારી સાથ પરણી નહીં શકતી હોય તો?"

"મારી સાથ પણવા ના કહે? અરે, મારી સાથ એ પરણી નહીં શકે એટલે શું? એબસરડ—અનબીલીવેબલ—હમ્બગ—તે બનેજ કેમ?"

"પણ તેમ જો બન્યું તો તમે શું કરશો?" કુમીએ પાછું પુછયું.

"હું શું કરશ? હું શું કરશ?" જમીનપર પગ અફાળી નાદર ઝનુની બની જઇ બોલી ઉઠયો, "મારા જેવા એક સાચ્ચાં દિલવાળા શખસને દગો દેનારનો અંજામ સારો તો નહીંજ આવે. મારૂં બાપીકું મકાન મેં છોડી દીધું; દોસ્તઆશનાવો ને સગાંવ્હાલાંઓમાં હું અળખામણો પડયો—અરે—એ એકજ છોકરીને ખાતર મેં આટલું આટલું વેઠયું તો હવે ગમે તેમ કરી હું એની ને એનીજ સાથ પણવાનો."

હાલતુરત તો ભલે તું મનમાં ગભરાતી રહે, એઇ કુમી જસાવાલા, પણ પાક પવિત્ર પ્રિતી બસ એવીજ હોય છે. સાચા દીલદારના દીલની રીતી બસ એવીજ હોય છે—તેમાં બિચારા નાદરનો શું કસુર?

હેબત અને ધાસ્તીથી ગભરાયલી કુમીના હોઠો ધ્રુજી ઉઠયા. તે કાંઈ બોલવા જાય છે તેટલાંમાં તો———

"કોણ દીનુ?"

અરેરે—પરવર! આ વળી નવો ગજબ કુમી સોફાપરથી ઉઠી ઉભી થઇ ગઇ. દાબડામાંના ભુત મીસાલ બારણું ખોલી દીનુ ઘરમાં દાખલ થઈ જેને જોતાંને બાર નાદર ઉપલા શબ્દો પોકારી ઉઠયો. તમામ ભાંગરો ભડાક દઇ ફુટી ગયો. કુમીના સારૂ નાદર હવે શું ધારશે? "વગર ખાધાંની

મોરચી " તે એનુ નામ ! લાજની મારેલી કુમી નીચી મુડીએ પોતાના ઓરડામાં તુરતજ ચાલી ગઈ. બારણું બંધ કરી દઇ અંદરથી સાંકળ મારી તે નસોસ જીવે બીછાને પડી. પરવરદેગાર પરાંયાંઓને ખાતર તેનીપર શા સારૂ આ જાતનો જુલમ ગુજારતો હશે ! કુમીનું મગજ ચકરાવા ખાવા લાગ્યું.

આહા ! વર્ષોથી વિખુટાં પડેલાં આશકમાશુકનો તે નધારેલો મિઠ્ઠો મેલાપ! તેનું પુરેપુરૂં વર્ણન કરવાની આ કમીની કલમમાં કશીજ તાકાત નથી.

કુમીના ચાલી જવા બાદ દીનુ નાદરને પોતાના અલાહેદા ઓરડામાં ઘસડી લઇ ગઇ. અધીરાં આકળાં પડી ગયલાં તે બંને જીગરો વચ્ચે ખાસ્સો અરધો કલાક શું શું ખાનગી ગુફ્તેગુ ચાલી તેના વિગતવાર વર્ણનમાં ઉતરવાની હાલ તુરત કશીજ જરૂર નથી પણ વિદાયગીરીના વખતે એટલુ સાફ માલમ પડી આવતું હતું કે દીનુના આવી લાગવા આગમચ નાદર જેટલો ગમગીન તેમજ ગંભીર દેખાતો હતો તેટલોજ તે હવે ખુશાલ અને હસ્તા ચેહેરે દીનુને મલવા પછી કુમીનું મકાન છોડી ગયો.

તોબાહ ! તોબાહ ! ઓ દીનુ વકીલ આ તુ શું કરી રહી હતી ? તુ તો હવે માથે ધરતી લઇને ફરતી હતી.

" કુમી, ડીયર કુમી," કુમીનું બારણું ઉઘડતાં દીનુ અંદર દોડી જઈ બોલી, "તેંબી એને કંઈ નહીંજ કહ્યું તે ઘણુંજ સારૂં થયું. હું બી હવે જીવપર આવી જઈ છેલ્લે પાટલે બેઠીછ. ગમે તેમ કરી મારા વર સાથના લગન રદબાતલ કરવા ચાહુંછ. એ મારા વ્હાલા નાદરને તો હું હવે મરી જાઉ તો બી છોડનાર નથીજ."

" જા—જા—મેડ ?" કરડા ડોળા સાથ કુમીએ કહ્યું, "તારામાં ભેજુ કહાં બરચુંછ. હકદાર લગન રદ કરાવવા નીકળીછ ? તું કોણની સાથ કામ પારેછ તે તુંને ખબર છે ? હુ એમ પુછું કુમી, કે આય બધી વાહીયાત ઉલગબરડી તું કહાં સુધી ચાલુ રાખવા માંગેછ ? નાદર દાદાચાનજી જેવા એક સાચ્ચા ગ્રહસ્થને તું કહાં સુધી બનાવવા માંગે છે ? જરા તો ખ્યાલ કર?"



# પ્રકરણ ૨૧ મું.

—:૦:—

## એક નધારેલું એંજીન.

જરનાં તકદીરનાં ત્રાજવાંએ એક એવો એકાએક ઝોંક ખાઈ લીધો હતો કે એ બધું નધારેલું નવું નવું શું બની ગયું તે પેહેલાં તો તેને બરોબર સમજ પડયું નહીં. છેલ્લા થોડા દિવસોના અરસામાં આ ગુલાબી ગામડયણની જીંદગીના સંજોગો બધા એવા ઉપરાસાપરી હેરફેર થઈ ગયા હતા કે તેણી પોતે જાગતી હતી યા એકાદ મિઠું સ્વપનું જોતી ઉંઘતી હતી તેનું તેને ભાન રહ્યું નહીં. નિર્મળ જીગર ધરાવનારી આ નિખાલસ છોકરીનું હૈયું બાતિનમાં હર્ષના જબરા ઉછાળા મારતું હતું એટલું તો તે હવે સમજવા લાગી.

રતન બહાડયાને મલી ગયલા અચુક જવાબ પછીની તે બીજી સહ-વાર હતી. પેલા લાકડાંના પુલપર એમ એકાંતમાં આતુરતાથી ધુસધુસ કરતાં—બલકે રતનને ઉપરાસાપરી સવાલો પુછતાં—ખરશેદબાઇએ જો આ જોડાંને તેજ ઘડીએ જોયું હતે તો કદાચ તેવણ પણ પોતાની બંને આંખો ચોળવા મંડી જતે. ખરી બની ગયલી હકીકતથી ખરશેદબાઈ હજી બેખબર રહ્યાં હતાં.

રતન જેવા એક દીલાવર જવાનને કાંઇ પુછવું પડે? આ લશ્કરી અમલદાર સાહેબે તો તેજ રાતે બાહિમ્મત હીરજીભાઇના ઓરડામાં ધુસી જઈ એક લંબાણ ખાનગી ગુફતગુ અજમાવી દીધી. બની ગયલી બાબતનો વીગતવાર અહેવાલ રતનના મ્હોડેથી સાંભલતાં ઘરડા હીરજીભાઇના હૈયે હરખ સમાયો ગયો નહીં. પોતાની વ્હાલી ભાનજીનું ભવિષ્ય પોતાના એક મરહુમ દિલજાન દોસ્તના એકપુરા કેળવાયલા અને કમાઉપુત સાથ જોડાનાર હતું તેથી તો તેમની ખુશાલીમાં બેવડો વધારો થયો.

તેના જેવી એક ગરીબ ગામડયણ છોકરી મુંબઇના એક ખાનદાની કેળવાયલા શખસનું દીલ જીતી લઇ શકી તે ખ્યાલ આવતાં જર પરવર-દેગારની એ મહાન કરમ બક્ષેશ માટે તેનો આભાર માનવા લાગી. બીજીજ સહવારે બગીચામાં એકલા બેઠલા રતન આગલ દોડી જતાં કાંઈ જુદ૭

પ્રકારની લાગણીથી તેનું બદન હળમળી ગયું. પાસેના કુંડામાંથી એક સુગંધી ગુલાબ તોડી જરે પોતાના ગુલાબી નાજુક હાથો વડે રતનના દગલાપર ગોઠવી દીધો અને તેજ ઘડીએ રતને ઉરપુર હેતથી તેના ગોરા હાથોપર એક બોસો લઈ લીધો. જરની શરમ કયાં જતી રહી? સ્વચ્છ હૈયાંની આ છોકરીને હવે આજુબાજુના સંજોગોની કશી ફીકર રહી નહોતી.

નાસ્તાનો વખત થયો. ટેબલ આગલ દોડી આવતાં જર રતને જોયું કે આંખે ચશ્મા ચહડાવી હીરજીભાઇ એક કાગલ વાંચવામાં એકચિત્તે રોકાઈ ગયા હતા. જરના નામનો તેજ રંગના પરબીડાંનો એક બીજો કાગલ જરની રકાબી આગલ પડયો હતો. હીરજીભાઈ તે કાગલ જેમ જેમ વાંચતા ગયા તેમ તેમ તાઅજ્જુબીથી ચિસ્લો વધુ અને વધુ ચહડાવતા ગયા.

"મારા નામનો કાગલ !" જર બોલી ઉઠી, "કેવું મોટું શોભીતું પરબીડું ને બહાર પપરડા જેવા રંગીન છાપેલા અક્ષરો! હીરજીમામાના હાથમાં બી એવુંજ કાગલ છે."

"કવરપર તો ચાંદન–કાઝાનો જાણીતો મોનોગ્રામ છે," રતને કહી સંભલાવ્યું.

"હા–દીકરી જર; એ તો તારાં ફુઈ ચાંદનબાઇનો કાગલ છે. મારા પર જુદો લખ્યોછ."

"કોણ ચાંદનબાઇનો ?" ખરશેદબાઇ ફફડી ઉઠયાં, "મરેરે, ચાંદનબાઇનો કાગલ? ભસ્તાંમાં જવાનો વખત થયો તાહરે ડોહી શું કહેવા માંગેછ?"

"જરા ધીરી થા, ખટલી, એમ નહી બોલ્યે," હીરજીભાઈ વચમાં તાબડતોબ બોલી ઉઠયા, "વીચારવાજોગ કાગલ છે."

"ઓ, લેરે, મરેરે ! આય બી કોતકજ નો ?" ખરશેદબાઈ પાછાં છછણી પડયાં. "આપરા ડોસાને બી આજે ડોહીનું લાગી આયવું દેખું; મકુંજે, હીરજી, ડોહી બધી દોલત તમુને આપવા માંગેછ કે ?"

"તું સમજે નહીં, ખટલી, ને વચમાં અમથી પટપટ કયરા કરે," તે કાગલ પાછું વાંચતાં હીરજીભાઈ બોલ્યા, "ઘણું વીચારવાજોગ કાગલ છે; કાંઈ નવાજ સમાચાર."

કાગલ જેટલું બહારથી અજાયબીભરેલું લાગતું હતું તેટલીજ તાઅ-

જાજુબીભરેલી તેની અંદર લખાવત હતી. આંખપર બરોબર ચશ્મો ગોઠવી હીરજીભાઇએ જરપર લખાયલું કાગલ જોરથી નીચે મુજબ વાંચી કહાડયું:–

"ચાંદના કાઝા," મુંબઈ.

**મહેરબાન બાઇજી જરબાઈ મોદી,**

મુરબ્બીજી બાઈ સાહેબ બાઇ ચાંદનબાઇના હુકમ મુજબ આ કાગળ તમોપર રવાના કીધો છે. તે વાંચી જજો અને તમારાં સગાં-વ્હાલાંઓને બી વંચાવજો. બાઇ સાહેબપર જેમ બને તેમ જલ્દીથી જવાબ મોકલાવવા તમુને ખાસ ફરમાસ કરવામાં આવે છેજી.

લી○ ખાકસાર સેવક,

**રૂસ્તમજી મેહેતા (સોલીસીટર),**

તે બાઇ સાહેબ બાઈ ચાંદનબાઇના ખાનગી સેક્રેટરી."

*　　*　　*

"**મારી વ્હાલી ભત્રીજી જર,**

કુટુંબી કલેશ તો આજે ઘેર ઘેર હોય છે. તારા બ્હેસ્તી બાપના બાબમાં પણ તેમજ બન્યું હતું. હવે મારો બી મરવાનો વખત આવી લાગ્યો છે. મારી જીંદગીની સમી સાંજે મારાં બધાં સગાંવ્હાલાંઓને થોડા દહાડા મારી સાથ વસાવવા માંગું છું. તે તુંને મારાથી કદી બી ભુલાય નહીં. આટલાં વરસની બેદરકારી સારૂ ખુદા માફ કરે. જરૂર જલ્દીથી નીકલી પડજે.

લી○ તુંને જલ્દીથી જોવા ઇન્તેજાર,

**તારી ફુઇ ચાંદનબાઈ."**

કાગળ ખતમ થયો. થોડી પલો ગંભીર ચુપકીદી પથરાઇ રહી. ત્યાં બેઠેલાં દરેક જણ અંકકનું કોથું ભોપવા મંડી ગયાં.

"મરતે દહાડે ડોસીના પેટમાં ચમટો તુટતો હોસે," આખરે ખરશેદ-બાઇએ ચુપકીદી ભાંગી, "કહેછ કે વખત જાય ને કહેતી રહી જાય તે એનું નામ."

"હું—હું જવા માંગતી નથી," ગંભીર અદાથી જર પોકારી ઉઠી.

"અરે, એમ થાય કે, દીકરી ?" તેટલુંજ ગંભીર ડાચું ફસકાવતાં હીરજીભાઇએ ટાપસી પુરી, "ગમે તે પણ કુટુંબનાં વડાં વડીલ કહેવાય; કેમ ખરૂંની, ખટાં ?"

"હીરજીમામા કહેછ તે બી બરોબરજ છે, દીકરી," ખરશેદબાઇએ કોર મરડી નાંખી, "ડોસીનો એક પગ તો ઘોરમાં પરયોછ તે એવે વખતે આપરે ના કહેવરાવ્યે તો તારાજ બધાં સગાંવ્હાલાંઓ અમો લોકને ફુંપી ખાય."

"પણ તુ તારે થોડા દહાડા રહીને પાછી ચાલી આવજેની ?" હીરજીભાઇએ સધ્યારો દેવાની વેતરણ કીધી. "તારા વગર અમુને બી એકલા સોહવાશે કે ? આપરો રતનભઈ તેટલા દહાડા અહીં રહેશે."

"અરે નહીંરે, હીરજીભાઈ," રતનશાહે પાનબીરયું હીલાવ્યુ, "મને તો આજકાલ મુંબઈ ચાલી જવુંજ પરસે; જરને બી બોલાવેછ તે બેલાશક મોકલો. ચાંદનબાઈના સોલીસીટર એ રૂસ્તમ મહેતાને હું સારી કાની ઓળખુંછ; અમે કોલેજમાં એક વરસ સાથેજ શીખેલા; ઘણો લાયકીવાલો છે."

"અરે દીકરા, સોલીસીટરને કહાં સેકો તાંણેછ," ખરશેદબાઈ બોલ્યાં, "દીકરી જરને વરસો સુધી જાલવી રાખી પાળીપોષીને આટલી મોટી કીધી તે હવે એમ એકલી મંબઇ મોકલાવતાં કલેજાંપર જાણે કાપ પરેછ."

"તું જરાબી ના ગભરા," રતને જરને અલકસે કાનમાં કહી દીધું. "તારા હીરજીમામા બી હમણાં તુંને પરણાવવા ના કહેછ એટલે હું બી લાચાર; મેં ગઈ રાતે બહુ સમજાવ્યા; પણ તું જરા બી ફીકર ના કર; મુંબઇમાં હું વારંવાર મલશ."

"કહેછ કે ડોસી પાસ લખ્ખોની દોલત છે," ખરશેદબાઈ પાસેના ઓરડામાંથી આવી લાગતાં બોલ્યાં, "ડોસી જ્યારે જીવ દોરાવી કાગળ લખી તુને મંબઇ વેર બોલાવેછ તાહરે તો કંઇ તારા નસીબમાં સારૂંજ થવાનું હોસે, દીકરી."

"ખરશેદબાઈ માય !" ઘુમટો ચહડાવી દઈ જર બોલા ઉઠી, "કાઇના પૈસાની આશાપર હું કંઇ મુંબઈ જવા માંગતી નથીજ પણ—પણ—પણ ફક્ત તમો મુરબ્બીજીઓને રાજી રાખવાને ખાતરજ ! બીજુ કંઈજ નહીં."

"હું ધારૂ છ, દીકરી જર, કે ચાંદનબાઇનો સુખન આપરે માથે ચહ-રાવવોજ પરસે; જો કે અમારી આંખોથી તુને હવે એમ દુર કરતાં અમુને જરા બી ગમતું નથી પણ તાહરે મંબઈ ઉપડી જવુંજ પરશે; કેમ ખરૂંની, ખટલી?"

"પણ હુ કંઈ રમકરૂં બમકરૂં છઉં કે મને એમ એકદમજ પારસલથી મોકલી દેવા માંગોછ? રતનશાહના ગયા પછી એક બે દિવસમાં હું જવશ."

"પણ જરા કંઈ કપરાં લત્તાનું બી કરવું જોઇએની, હીરજી?" ખર-શેદબાઈ ધીમું હસતાં બોલ્યાં.

"વરી નકકી શું કરવાનું, માયજી," જર બોલી, "આપરે તો બા ગરીબ પરયાં ને એ ચાંદનબાઈ મોટે ખાંચરેના હોય તો ભલે એવણના ઘેરબહારનાં! મારી પાસ જે છે તેજ લઇને હું તો જવશ."

"નહીં—નહીં; સુરત જઇ થોડી સોજ્જી સાડીઓ વસાવશુ," હીરજી-ભાઇ બોલ્યા. "મારા કાગળમાં ચાંદનબાઇએ પાંનસો રૂપ્યાનો ચેક મોકલા-વ્યોછ તે વટાવી જરા થોડુંઘણું લેવું તો પરશેજ."

"હેં? મરેરે! ડોસાંએ રૂપ્યાબી ધકેલી દીધા? એબી ઠીક," ખરશેદ-બાઈ ખડખડ હસતાં બોલ્યાં, "ચાલ, બરયું એબી ઠીકજ થાયછ; પણ દીકરી જર, મંબઇના મોટેખાંચરાવાળાઓમાં ભેલાઇ જઇ તારાં ગરીબ મામા મામીને ભુલી ના જતી જો?"

આ સુખનો સાંભળતાં જરનો ડોબો ભરાઈ આવ્યો. પોતાના ગરીબ પણ જાનથી જ્યાદા વ્હાલાં મામા મામી માટે હરેક કિસમનો ભોગ આપવા સદા તૈયાર રહેલી આ છોકરી પોતાના મામી તરફ એટલા પણ સુખનો સહેલાઇથી સાંખી શકી નહીં. નિખાલસ નિર્મળ હૈયું સાચ્ચું હોવાથી એવુંજ પોચ્ચું હોઇ શકે છે.

કલાકો વહેતા ચાલ્યા. ફેશન અને ફિસ્યારીની નવીજ દુન્યામાં જર દાખલ થનાર હતી. એ મોટે ખાંચરેના મેહેલમાં જર તરફ સાચ્ચિ દિલસોજી ધરાવનાર—ગામડાંની વાતાવરણમાં ઉછરેલી ઉધરેલી આ ભોલીભાલી છોકરીની ખરી લાગણીથી જતન કરનાર—કોઇપણ જીવ ત્યાં વસ્તો હશે કે?

આવા ખ્યાલોથી જરનું જીગર બાતીનમાં મુંજવા લાગ્યું.

"ગમે તે થાય પણ મને તો તું સાચ્ચિજ નીવડશેની મારી વ્હાલ જર," રતને ખાનગીમાં પુછી લીધું, "લખ્ખોની વારસ બને તોબી મને તે તારો અને તારોજ ગણશેની?"

———:(૦):———

## પ્રકરણ ૨૨ મું.



### મુંબઈ માસ્તર—હાથમાં છત્તર—ગજવામાં પથ્થર!

પુનામાં નેપીયર–હોટલના એક અલાહેદા સગવડભરેલા ઓરડામ બે જણા બેસીને કયારના કોણ જાણે શું ખાનગી ગંભીર ગુફતગુ કરી રહ્ય છે? વેલવેટની મોંઘીદાટ સાડીમાં અને તેવાજ ઠઠેરાબંધ જમ્પરમાં સ ચયલી ફ્રેની હીરામાણેકને તો તમે ઓળખો છો એટલે ખાસ પીછાન કરાવ વાની જરૂર નથી. પણ આ રૂપાળાં રમકડાંની બાજુમાં પેલો બીજો ન જવાન દેખાવળો માટીડો કોણ છે? એ શેઠયાની જરા તપાસ લેવી પડશે

બચ્ચિત્તજ કેવો તંદરૂસ્ત દેખાવળો નવજવાન છોકરો! ફ્રેનીનો ચ પિત્રાઇ ફલી હીરામાણેક તદરૂસ્ત બદનવાળો અને સરોવર જેવા સિધ્ધ કદનો એક કુંવારો જવાન હતો. તેનો સુંદર સોહામણો મુખડો, તેના કમા દાર કાલાં ભવાં અને લાંબાં પાપણોવાળી ચમક ઝમક થતી બે આંખોવાળે આ મરદ બચ્ચો સઘળાંઓને એકસરખી રીતે પોતાની તરફ ખેંચી રાખ વાને સામર્થવાન હતો; પણ એ તો બધી બહારથીજ ચકચકતી ચાઇચાઇ સામાન હતો. ફલી હીરામાણેકના અંગત ઘાડા સમાગમમાં આવેલાં તે દોસ્તો તેમજ ખેશીઓ ખુદરતે તેના તનબદનને નવાજેલા આ તમામ કિમ માલ મસાલા માટે મનમાં વારંવાર બ્યાજબી બલાપો કરતાં હતાં. મુંબઈ– માસ્તર—હાથમાં છત્તર અને ગજવામાં પથ્થર! આ ચોટ્ખુશાલ લહે ફલીનો આબાદ આજ અવતાર હતો. "ખાનાર પીનારને ખુદા આપનાર"– "કલ હય ઔર અલ્લાહ હય!" ફલીની વિચિત્ર જીંદગીનો બસ આ લેખ હતો.



"વરી તુ પાછો કરજદાર થઇ ગયો ફલી?" પોતાના માંજરા ડોળા ફલી તરફ ટીકી રાખતાં ફ્રેનીએ પુછ્યું.

(પાનું ૧૨૫ મું.)

સબર! આ ફ્રેની એકાએક પુનામાં કયાં ફુટી નીકળી? ગોરી દહીતરાં જેવી ફ્રેની બંદી ચાલી ચલાવીને છેક પુનાવેર પોતાના પિત્રાઇ ફ્લીને આમ મલવા દોડી આવે તેમાં બાતિનમાં કાંઇ છુપો ભેદ તો સમાયલો હોવોજ જોઇએ. રકમ રકમના ગધેડાઓને હાથતાલી દેનારી આ માંજરી બિલાડી સેત્રંજની એક ગોઠવેલી મુસ્કેલ બાજીમાં કાંઈ બીજુંજ પ્યાદું અજમાવવાની વેતરણમાં પડી ગઈ હતી. પુનામાં શરતની મોસમ હોવાથી ફ્લીબા નેપીયર હોટલમાં પડયા પાંથરયા પડી રહ્યા હતા જેને ખાસ થોડા કલાક મલવા ફ્રેની મુંબઇથી નધારેલી દોડી આવી હતી. બહારથી મીલનસાર અને હસમુખી દેખાતી આ રૂપવંતી છોકરીનું હૈયું અંદરથી કેવું કાલું હતું તે પુરેપુરૂ પારખી લેવાને તેનો પિત્રાઈ ફ્લી પણ હજી નિષ્ફળ નિવડયો હતો.

"તાહરે તુનેબી ચાંદન-કાઝામાં જવાનું તેડું આવી લાગું ખરૂં, ફ્લી," સોફાપર બરોબર અઢેલતાં ફ્રેની બોલી, "ચાંદનબાઇને ઘરડેઘડપણ એ શું સુઝ પરયું હોસે; પણ, ફ્લી? ડોસાંના સુખનને માન આપી આપરે બેઉ જણાઓએ થોરા દહારા તાંહ રહેવા જવુંજ પરસે નહીં તો પછી ડોસાંના વારસાને ગુડ—બાઈ!"

"તું આવ કે ના આવ પણ મને તો તાંહ જયા વગર છુટકોજ નથી." મ્હોંડામાંથી સીગારનો એક મોટો ધુવો ઉડારતાં ફ્લીએ ઠંડે કલેજે કહયું, "ડોસાં છેડાય, ચીરડાય કે ગારો દે; એ તો એના એજ ભગવાન; પણ જેટલા દહારા હું ચાંદન-કાઝામાં પડી રહુંછ તેટલા દહારા મારા માંગનારાઓ જરા દપટ પડેછ. તે લોક બી ચડાલો બરોબર જાણેછ કે ડોસાંની મબલખ દોલત મારા નસીબમાં લખાઇછ."

"વરી તું પાછો એટલો બધો કરજદાર થઈ ગીયો, ફ્લી?" પોતાના માંજરા ડોળા ફ્લી તરફ ટીકી રાખતાં ફ્રેનીએ પુછયું.

"જબરો કરજદાર-બાલેબાલ દેણદાર!" ફ્લીએ નફ્ફટ જીવે જવાબ દીધો, "હમણા હમણા તકદીર યારીજ નથી આપતું."

"રેસનો એટલો બધો લખ ના રાખ, ફ્લી," તેનો હાથ પસવારતાં ડાહી કાગરી શીખામણ દેવા મંડી ગઈ જે સાંભળતાં વાર ફ્લી બિલકુલ

નફકરા જીવે જોરથી હસી પડયો.

ચાંદનબાઈ હીરામાણેકની બેશુમાર દોલતના થોડાઘણા ભાગ માટે જો કે ફ્રેનીએ પણ આશા ઉમેદ બાંધી રાખી હતી તોય આ ગણત્રીબાજ વંદરી બરોબર જાણતી હતી કે ફલીપર ચાંદનબાઇનું હેત જોતાં ડોસાંના મુવા બાદ વારસો તો બધો આ તેના પિત્રાઇનાજ નસીબમાં લખાએલો હતો; અને તેથીજ તો હમણા હમણા તે ફલીનો પીછો છોડતી નહોતી. વળી ફલી પણ ફ્રેનીપર જરા ઓઢરાઈ પંથરાઇ જતો હતો અને હમણા હમણા એ છોકરી પણ ફલીને જરા વધારે ગમતી હતી.

"તારી બધી ડાહી ડાહી શીખામણ સારૂ ઘણોજ ઉપકાર, ફ્રેની," વળી પાછો હસી પડતાં ફલી બોલ્યો, "પણ એકલી શરતનેજ છોડી દઉં કે પાના પાસાને બી સાથે સાથે જહાનમની ગારમાં ફેકી દઉં તે તો તું જરા બરોબર કહેતીજ નથી."

"જો ચાંદનબાઇનો વારસો, ફલી, તુંને મલી ગીયો તો પછી જહેમતનો છેડો આવી લાગો," એક ધીમો નિસાસો નાંખતાં ફ્રેની કલવઈ કલવઇને બોલી.

"મલી ગીયો તો," ફલી હસ્યો, "એ 'તો' માંજ આખ્ખી દુન્યાનો ભેદ સમઇ રહેછ. હું બાલેબાલ કરજમાં ડુબ્યોછ એ વાત જો ધાંખરીને માલમ પડી ગઈ તો પછી યા ખુદા! તો પછી ગુડ–બાઈ ટુ એવરી પાઇ!"

"પણ ડોસાંને કેમ માલમ પડશે? એવણને કોણ કહેનાર છે?" ફ્રેની જરા ઇંતેજારીથી બોલી.

"કોણ કહેનાર છે?" એહકપર જરા ઉછળી પડતાં ફલી બોલ્યો, "કદાચ ઘણા લોક તો નહીંજ પણ થોડાઘણાં ખરાં; દાખલા તરીકે તું પોતેજ, ફ્રેની ડીયર."

"ફલી? મારી સાથ આવી મશ્કેરી?" તેણી છછળી પડી, "મારા સારૂ આટલો બધો ખરાબ ખ્યાલ? તું શું એમ કહેવા માંગેછ કે તારી સાથ હું વિશ્વાસનો ભંગ કરશ?"

"તે કોણ જાણી બેઠુંછ," ઠંડે કલેજે સીગાર મ્હોડાંમાં મુકતાં ફલીએ જવાબ વાળ્યો.

"તે કોણ જાણી બેઠુંછ! તું ખુદાને ખાતર મને ના છેડતો, ફલી," જરા ધીમું હસતાં હસતાં ફ્રેની બોલી, "ચાલ–હવે એ વાત જવા દે ડીયર. જે વાત કરવાની છે તે તો પેહેલાં પુરી કરી લ એ? ચાંદનબાઇના મિજાજનો પારો હમણાં કહાં અટકી ઉભોછ તે એવણના કાગળપરથી તો માલમ નથી પડતું, પણ આય વખત તો ડોસાંએ દીલ ચલાવી ચલાવી ચાંદીને ઇજન કીધુંછ."

"અરે, એ ઘરડીના હાથની છેલ્લી આંગળીમાં જેટલી અકકલ, હુશીઆરી ને ગણત્રી છે તેટલી આપરાં આખ્ખાં તન બદનમાં નથી. જે સગાંવહાલાંઓ ડોસાં આગળ વાંકાં વળી વળીને એવણની ખયરઆફીયત પુછતાં રહેછ તે લોકને ધીમો જવાબ આપવા આગમચ બુઢ્ઢી મનમાં ઠંડું હસેછ. લોક ધારેછ તેટલી ચકરમ ડોગી નથીજ."

"આપરાં જેવાં સગાંવહાલાંઓને ડોસાંએ ઉપકાર માનવોજ જોઇએ કે ચાંદન–કાઝામાં આપરા જેવાં જઇએછ તાહરેજ એ હમ્મેશનો ઝુંફતો ઝાંફતો ગંજાવર મેહેલ આપરાથી જરા ગાજવાજ રહેછ. પણ ફલી, આપરે પરણી જઇશું પછી એ ચાંદન–કાઝાનો અવતાર હું એવો રાખનારજ નથી."

"બ્હેન! યા ખુદા!" પોતાની બેઠકપરથી ઉઠતાં ફલી બોલ્યો, "ડોસાં જો એ ત્રણ હજાર રૂપ્યા બી હમણાં ઝટકેની તો મારા જીવને થોરા દહારા જપ મલે."

"પણ બીજી અગતની વાત તો હું કેહેતાં ભુલીજ જાઉંછ, ફલી," ફલીના હાથ પકડી પોતાની પાસ પાછો બેસાડતાં ફ્રેની બોલી, "આય વખતે ચાંદનબાઇએ કોન કોણને બોલાવ્યાંછ તે જાણેછ કે? સાંભળવા મુજબ તો રાંદેરમાં રહેતી એવણના મરહુમ ભાઈ દારાબશાહની કોઈ દુકતી બી આવનાર છે. એ છોકરીની માય કોણ ઉતી તે તુને ખબર તો હોશે? રાંદેરના કોઈ ગરીબ પારસી ખેડુતની બેન સાથ બ્હેસ્તી દારાબ ચાંદનબાઈની મરજી વિરૂદ્ધ પરણેલો ને એ છોકરીની માય તો ઘેરેઘેર કચરાપુંજા વારી રાંધીસીધી પોતાનાં સગાંવહાલાંઓના પેટનો ખાડો પુરતી'તી; તે માયની આય દુકતી."

"ચાઆઆઆલો!" આ નવી ખબર સાંભળતાં ફલી પોકારી ઉઠયો;

"લખ્ખોની દોલતના વારસામાં એક બીજો નવો હિસ્સો; જો મામલો એમજ બ્હેકયા કરશે તો પછી તારે ને મારે ફાલે શું આવશે, ફ્રેની ? એ વરી નવી સગી એકાએક કહાંથી ફુટી નીકળી?"

"અરે, એ દુકતીના બ્હેસ્તી બાપને તો ડોસાંએ ઘેરમાંથી હમ્મેશનો હાંકી કહાડેલો ને મરી ગીયો તાંહ સુધી એનું મ્હોનું નહીં જોયલું. તેનીજ છોકરીને ડોસાં એક પૈબી ઝાટકવાના છે ?"

"પણ તે એ છોકરી આટલાં વરસ રાંદેરમાંજ રહેતીતી કે ?" ફલીએ જરા ઈન્તેજારીથી જાણવા ચાહ્યું.

"માયબાપ મરી ગીયાં: ચાંદનબાઇને તો કોઈ દહારો એને ઝાંખીને જોઇબી નહીં. એટલે દુકતીના ગરીબ ગામરયાં મામા મામીએ પાળીપોસીને મોટી કીધી. હવે એમ માલમ પડેછ કે એ છોકરીની હયાતી ઘરડાંને કોણ જાણે એકાએક યાદ આવી ને બધાં સાથ તેનેબી ઇજિન મોકલાવ્યું. શું ધાર્યું ફલી ?"

"ગમે તે ધારો, પણ એબી એક ચોકાવનારીજ ખબર છે," ફલી બોલ્યો.

"તેમાં તું એટલો બધો ગભરાઇ શાનો જાયછ, ફલી," ફ્રેની સિતાબીથી બોલી ઉઠી, "નાકમાં ચીપરા ને આંખમાં પરૂ સાથની કોઈ બિચારી તદન સક્કર દલ્લા જેવી બોઘલું, ગાવડી, ગામરેની મેલીઘેલી દુકતી હોસે. એવી વાસ મારતી ઇડીયોટીક ઘેલી છોકરી ચાંદનબાઇને જરાબી ગમવાની છે કે?"

"મનમાં ખાંડ ના ખાતી ફ્રેની ?" કપાલપર અંદેશાનો ચિલ્લો ચહડાવતાં ફલીએ કહી દીધું, "બાજે વખત ગામડેના ગુલાબો મુંબઇના મઘમઘતા મોગરાઓને ઢાંકી દે એવા હોયછ. એ છોકરી કદાચ ઘણીજ ખુબસુરત ને દેખાવલીબી હોય."

"ને તેમ હોયબી તો તેની સાથ તુને શું સનાન સુતક, ફલી," સાંમેની આરસીમાં પોતાનો ચેહેરો નિહાળતાં છુપા તિરસ્કારના હોઠ મરડી ફ્રેની જરા તરડાઇ પડી, "તારી ને મારી કેઇ બલારતને જે; ગામડેનો ગુલાબ ! ગુલાબનું નામ આપતાં જીવ તુટી પડતો હોસે. શિખ્યા ભણ્યા વગરની જંગલી ભુંડ જેવી આવી અગલી—હેલ અગર ગરચો ગુલાબ કેમ હોઈ શકે ?

ચાંદન–કાઝામાં બધાં ઘણા સગાંવ્હાલાંઓ રહેવા આવશે એટલે મોરીઓ ધોવા ને વાસણો ઉજારવા એ ગામડેની દુકતીને ચાંદનબાઇએ બોલાવી હોસે; બીજું શું વરી?"

ફ્રેનીની શીલસુરી અને વાયજ સાંભલી ફલી બેઘડી મુછમાં હસ્યો. ફ્રેનીનું તેથી પાકીને પલેહર થઈ ગયું.

"મફ્રંજે આપરાં કપરાં બી એ છોકરી પાસેજ ધોવરાવશું." ફલી તાનાજાની ચલાવતાં બોલ્યો, "ને સ્મેલીંગ-સોલ્ટની બાટલી મ્હોંના આગળ બાંધી રાખી ફરયા કરશું એટલે ખરાબ વાસને લીધે ઇન્ફલુએન્ઝા યા ન્યુમોન્યા થવાનો બી ચાન્સ નહીં."

"તારે ગમે તે બોલ્યા કરની; અહીં મને શું છે? એમાં તારો ફાયદો બી સમાયલો છે," ફ્રેની ઉઠતાં બોલી.

"ચાલ એ વાત હવે જવા દે, ડાયર." ગંભીર થઈ ગયલી ફ્રેનીને ઠંડી પાડતાં ફલી બોલ્યો, "આજે એક્ષપ્રેસમાં તું પાછી મુંબઈ જાયછ કે? મારાથી તો શનીવારની રેસ ખલાસ કીધા વગર અવાય એમ નથી. હું થોડા દહાડા પછી આવશ. તું ચાંદન–કાઝામાં થોડા દહાડા આગમચથી જજે ને આપરી એ નવી ગામડયન સગી સારૂં શું ધારેછ તે મારાપર લખજે."

"ખુદાને ખાતર તું જલ્દીથી પાછો મુંબઈ ફરજે, ફલી," ફ્રેની વિદાય થતાં બોલી, "બધી તારા ફાયદાની વાત છે."

"ને તારો ફાયદો નહીં કે?" ફલી હસ્યો, "એ શું બનવાજોગ નથી કે મારા આવવા આગમચ ડોસાં તારાપર બધાં ખુશ ખુશ થઇ જઇ ઓવરઇ પોવરઇ જાય ને કદાચ બધો વારસો તુંનેજ આપી દેવા મનમાં ખાનગી ઠરાવ કરી દે."

"જો તેમ બી થયું," ફલીના હાથપર બોસો લેતાં ફ્રેની બોલી, "જો તેમ બી થયું તો તે બી આખરે તો બધો પૈસો તારોજ છેની!"

———:o:———

# પ્રકરણ ૨૩ મું.

——:o:——

## બાર—કે પોબાર!

આગ સાથે ચેડાં કહાડતી હૈયાંફુટી દીનુ! આ દલદર કંગાલ ઓરત ખાનાખરાબીનો કેવો ભયાનક જીવલેણ દાવ રમતી હતી તેનું તેને કશુ પણ ભાન હતું? તેનો આગલો વફાદાર આશક નાદર આખરે તેને કુમીનાજ ઘરમાં નઘારેલો મલી ગયો. ગરીબ બિચારી કુમી પોતાની તમામ નામરજી છતાં એક ગુંચવણભરેલી જંજાળી જાલમાં નાહકની સપડાઇ ગઇ હતી. પોતાની સખી દીનુને તેની મરજી અનુસાર થોડા દહાડા પોતાના ત્યાં રહેવા દીધી ત્યારે આ સદ્દગુણી સુંદરીને કયાં ખબર હતી કે તેમ કરવામાં તેણી એક જાલીમ જફાકારક બલા પોતાને માથે વિના કારણે ખેંચી લેતી હતી! નાદરે આવતાંનેવાર દીનુ માટે તરેહતરેહના ઉપરાસાપરી સવાલોથી તેને અકળાવી ગભરાવી અને ગુંગળાવી! ત્યારપછી દીનુ અને નાદરનો અચપુચ મેલાપ અને બન્ને વચ્ચે કાંઇ ખાનગી ઘુસઘુસ! રકમ રકમના નહૅસ્ત ગુનાહ ભરેલા ખ્યાલોમાં મસ્ત બનેલી દીનુ પેલા નાદરને હજી આશા આપી બનાવતી હતી! ભોલીભાલી કુમી આ બધા મુશકેલ સંજોગોમાં ગભરાય નહીં તો બીજું શું બજાવી શકે!

દીનુ પોતાના આગલા ભરથારનુ નામ કુમીથી છુપાવવા ચાહતી હતી. ડાઘેલ દિલવાલી દીનુને કયાં ખબર હતી કે પોતાની મુર્ખાઇના પરિણામમાં કુમી તેનું નામ અત્યાર આગમચ જાણી ચુકી હતી? તે છતાં પણ સ્યાની કુમી આટલા બધા દિવસ તે માટે મુંગીમંતર બની ગઇ. મામલો કદાચ આપમેળે સુધરશે એવી તેની આશા મિથ્યા પુરવાર થઇ. આખરે દીનુનો તે પત્ર ધણીનો પત્તો ન મલવાથી "ડેડ લેટર ઓફીસ"માંથી પાછો કુમીને ત્યાં આવી પોહોંચ્યો.

દીનુ તો તેથી જરાપણ અકળાઈ ગભરાઈ નહીં. નસલો જીવતો હતો

યા મુવેલો તેની તેને ભલ પરવાહ હતી. જો તે ગુજરી ગયો હતે તો આ ગુનાહગાર દદા જરૂરજ રાજી થતે પરંતુ હવે પોતાની મનની પાપી ઉમેદ પાર પાડવા અને પોતાને મનપસંદ આઝાદી મેળવવા તે હાલતુરત સબર-દબર લાચાર હતી.

દીનુ તો આજે સહવારથી કેથે બહાર ઉતરી પડી હતી. નાદરનો ખ્યાલ આવતાં કુમીનું માથું તેથી ધનક—ધનક થવા માંડયું. આજુબાજુના બીકટ સંજોગોપર મનન ચલાવતાં એક નવો અખતરો અજમાવી જોવા કુમીને લાલચ થઇ આવી.

હોમીના કાગળ સાથ બીડાયલો "ઘરબાર–કંકાશ" ચોપાન્યાંમાંની કાપલી સાથનો નસરવાનજી તાલેવંતનો ફોટો કુમીએ બરોબર ગોલ કાપી કહાડયો અને એક વજનદાર રૂપેરી ફ્રેમમાં એક કાચ પછવાડે તે ગોઠવી દીધો. આબે-હુબ એક ખરા ફોટોગ્રાફ જેવુંજ તે છપાયલું ચિત્ર દેખાવા લાગ્યું. પોતાના ઓરડામાં તે ફોટો ગોઠવી દઇ દીનુની પાછા ફરવાની રાહ જોતી કુમી બેઠી. દીનુમાં એ ફોટો જોવાની તાત્કાળીક અસર તપાસી લેવા કુમીની જીગ્નાસા ઉશ્કેરાઈ ગઇ.

"કેમ, કુમી, શું કરેછ? કાંઈ વિચારમાં એકલી બેઠીછ," બહારથી થોડા વખતમાં હસ્તી રમતી પાછી ફરેલી દીનુએ પરભારી કુમીના ઓરડામાં દાખલ થતાં કહ્યું. કુમી જરા વધારે ખુશાલ દેખાતી હતી.

"ઓરડામાં બધો સરસામાન જરા ગોઠવી દીધો. આજકાલ રાંદેરબા જવુછ," કુમીએ હળવેથી કહ્યું, "જો હવે મારો ઓરડો કેવો શોભી રહયોછ. કાચરાની સાલના બધા ફોટોગ્રાફ બદલી નાંખી થોડા સોજ્જા નવા ફોટોઝ ગોઠવ્યાછ."

"તારો ઓરડો વરી ખરાબ કહારે લાગેછ, કુમી." લહેરી જીવે ઓર-ડામાં એક ઝડપી નજર દોડાવતાં દીનુએ હસીને કહ્યું, "જોઉં? નવું નવુ શું ગોઠવ્યું છ?"

એક બીજીજ પલ અને યા પરવર! ટેબલપર કેબીનેટપર નજર પડતાં અને પેલા ફોટોને ચીપીચીપીને જોતાંને સાથ દીનુ ધમ્મ દઇને સોફા-

પર બેસી ગઇ. તે જેટલી હસ્તી કુદતી હતી તેટલીજ તે એકાએક ગંભીર બની ગઈ. કુમીએ સાફસાફ જોઇ લીધું કે દીનુના મ્હોંડાંપરનો તાજો રતાશ એકાએક કેથે ગુમ થઈ ગયો. તેનો ચ્હેરો ચાદર જેવો સફેદ બની ગયો!

"કાંય, શું છે, દીનુ? તારા જીવને તો સારૂં છેની?" કુમી બોલી ઉઠી.

"મકુંજે—મકુંજે—કુમી?" તે ફોટો તરફ આંગલી બતાવતાં દીનુ લથડતી જીભે જેમ તેમ બોલી શકી, "મકુંજે આય—આય ફોટો—આય ફોટો તારી પાસ કહાંથી આયો?"

"કાંય? તેમાં તું એટલી બધી અજબ કાંય થાયછ? બધી ગભરાઈ કાંય જાયછ, દીનુ?"

"નહીં—નહીં...હું ગભરાઉંછ કહાં જે?" વધુ ફીક્કી બનતાં દીનુએ જવાબ દીધો. "હું તો—હું તો ખાલી જાણવા ચાહુંછ કે એ ફોટો તારા ઓરડામાં કહાંથી આયો? આટલા દહારા નહિં ઉતો?"

"ઘરબાર-કંકાશ ચોપાન્યામાંથી એ મેં કાપી કહાડયો. એ ફોટો મને ઘણોજ ગમેછ. તું જોની, દીનુ, કોઇ કેવો ખાનદાની માનવત માણુસ જણાયછ. તું જાણેછ કુમી? એ ફોટો તો મુંબઇના લખેસરી માનવંત સરદાર નસરવાનજી તાલેવંતનો છે."

"સરદાર કોણ? બધું જુઠું! બોલેબોલ ખોટુ!" દીનુ પોકારી ઉઠી.

"હેં? હેં? જુઠું હોય કે સાચું, પણ તેમાં તું એટલી બધી ઉશ્કેરાઇ કાંય જાયછ, દીનુ? મકુંજે તુંને યા મને તેની સાથ સનાન સુતકજ શું જે?"

"છે-જરૂરજ છે," વળી પાછી તપી જઈ દીનુ બોલી, "તું કહેછ તેમ એવણ કંઇ એવા મોટા માલેતોજાર લખેસરી સરદાર ફરદાર નથીજ; એ તો મારા ધણીનો ફોટો છે; તેવણ કેથે ગુમ થઇ ગીયાછ ને એવણનું નામ તો—"

દીનુ બોલતાં બોલતાં એકાએક અટકી પડી.

"હા-હા-બોલી દે; તેવણનું નામ કહી દે," ઇન્તેજારીથી વાંકી વળી કુમીએ પુછયું, "એવણનું નામ હવે તારે મને જણાવવુંજ પરશે."

"એવણનું નામ તો નસરવાન વકીલ છે; તાલેવંત ફાલેવંત નથીજ." દીનુ પગપર પગ ચહડાવી ધુમટો ખેંચી બોલી.

"તે બધી વાત મને અત્યાર આગમચ ખબર પડી ચુકીછ, દીનુ," કુમીએ ઠંડે કલેજે જવાબ વાળ્યો, "મારે આશરે રહી મારાથીજ એ નામ છુપાવવા ગઇ? તું એક ઘણીજ ખરાબ છોકરી છે. હીરા જેવા ધણીને છોડી આવી એટલુંજ નહિં પણ સાથે સાથે તારાં બે વ્હાલાં બચ્ચાંઓને પણ વા પર વા ખાતાં નાખ્યાં. ખુદાએ હવે તુંને વાજબીજ સજા કીધીછ. કારણ કે એ તારો આગલો મિસ્કીન મુફલેસ વર તો સરદારનો એલકાબ ધરાવી મોટો લખેસરી શેઠયો નામે નસરવાનજી તાલેવંત થઇ ચુકોછ; ને તું ગુમાવેલો હક પાછો મેળવવાની તારામાં તાકાત હોય તો તું તેજ લખેસરી તાલેવંતની ધણીઆણી છે."

"પણ—પણ—તે બનેજ કેમ? બન્યુંજ શી રીતે?" દીનુ ખીજવાઈ પડી, "એ બધી વાત હું મરી જાઉં તો બી માનવાની નથી."

"જેવી તારી મરજી," કુમીએ નફકરા જીવે કહયું.

"પણ તું શા પરથી બોલી, કુમી, કે એવણ કોઇ પૈસાદાર લખેસરી છે?" દીનુએ ઇન્તેજારીથી જાણવા ચાહયું.

"વાંચવાથી! પેપરમાં બધું છપાઈ ગીયુંછ."

એટલું બોલી કુમી ઝડપથી પોતાના ઓરડામાંથી હરણીની ચીતાબીથી દોડી ગઇ. દીનુનાં બદનપર રૂવેરૂવાં ઉભાં થઇ ગયાં. ઝાડનાં પાંદડાં પેરે તેનું તમામ બદન ધાસ્તીથી ધ્રુજવા લાગ્યું. એકાદ ખાંગી કહાડેલાં મુરડાં મીસાલ તે સામેના ફોટોને ટીકતી બેઠી. થોડી વધુ પલો અને કુમી તેટલીજ ઝડપથી પાછી ફરી હોમીના કાગળમાં ચીટકાવેલી "ઘરબાર કંકાશ" ની છાપેલી કાપલીનો હવાલો દીનુને તેણે આપી દીધો. ફાટફાટ થતી આંખો વડે દીનુએ તે છાપેલું લખાણ ચાપીચાપીને વાંચ્યા કીધું અને ખસુસ કરીને ખુદ પોતાના સંબંધી છેલ્લાં વાકયો તો તેણે પાછાં અને પાછાં ઉકેલ્યાજ કીધાં.

"હવે તારી ખાત્રી થઇ?" કુમી પાછી બોલી. "તારો વર દેખઇતી રીતે માની બેઠોછ કે તું મરી ગઇછ."

" હું મરી ગઇછિ ? છટ ? છટ ? એ માટીડો સુજમાં રોજા ખોલેછ," દીનુ હવે જોરથી બોલી ઉઠી. "હું તો જીવતી જાગતી બત્રીસ દાંતની બધાંની સાંમે હૈયાત છઉં."

" પણ તારા વરને મનથી મરીજ ગયલી; દીનુ? કમબખ્ત દીનુ? ધણી છોકરાંને છોડી દઇ કોણ સુખી થાયછ ? આજે તો તું એક લખેસરી સરદારના આલીશાન બંગલામાં રાજકરતી રાણી જેવી સાહેબી ગુજારતે. તારા વરે એવો તે શું જુલમ તારાપર ગુજારયો કે તારો ધણી–તારાં ગુલાબ જેવાં બે બચ્ચાં ને ઘેરબારને ઠોકરે ઉડારી તું બહાર કુદી પડી? આય ફોટોમાં તો તારો વર એક ગ્રહસ્થ માલમ પડેછ."

" મારા વરને તેં કદી જોયો નથી તોબી તુંનેબી એનુંજ લાગી આવેછની, કુમી ?" કપાલપર ફુટી આવેલો પરસેવો નુછતાં દીનુ બોલી, "ગરીબાઇના ગારમાં મને હમ્મેશની દાબી રાખવી તે જુલમ નહિં તો બીજું શું કહેવાય ? લખ્ખોની દોલતવાળો એ આવો મોટો માતબર સરદાર ઉતો તે વાત એ મારા વરે હું બૈરી થતીથી છુપાવી તે જુલમ નહિં તો બીજું શું વરી ?"

" એના નસીબમાં લખ્ખોની દોલત હોસે તે ને વખતે એ બિચારો નહિં બી જાણતો હોય, દીનુ; પણ હરવઇરે તું. હવે બધું ખલાસ; તારા નસીબ ફુટેલાં ને હાથે કરીને તેં પગમાં હથોડી મારી તેમાં કોઇ શું કરે? એ તો તારાથી છુટાછેડા સ્હેલાઇથી લઇ શકશે ને તું—"

" મારાથી છુટાછેડા ?" દીનુએ વચમાં બાંગ મારી દીધી, "હું એની જીવતી જાગતી હકદાર મહોરદાર છઉં; એનો માન મરતબો ને લખ્ખોની દોલતની એક પુરી હિસ્સેદાર છઉં."

"એ તો એમજ ધારી બેઠો હોશે, દીનુ, કે તું એનું ઘેરબાર ને આશરો છોડી આવી એટલે કે એક પરણેતર તરીકે તારો તમામ હક ગુમાવી બેઠી. બેઅદબી માફ છે પણ મનેબી લાગેછ કે દુન્યાબી તારા વરનો વાંક નહિં કહાડશે. કલેજાં જેવાં તારાં બે નાહ્લાં બચ્ચાંઓનુંબી તુંને કશું નહિં લાગ્યું ? દીનુ, અભાગણી દીનુ, તારા ભોગ ફરી વળેલા તે તુંને એવું

ઉંધું સુજ પડયું. પહેલેથી મારી આગળ બધો ખરો ખુલાસો કરી દીધો હોતે તો આજે આવો બુરો વખત આવતે નહિં."

"મને કોણ અટકાવનાર છે?" દીનુ બોલી, "મારા વરને ઘેર હું પાછી જવશ."

"એમ એટલું બધું, દીનુ? તારાં વરના ઘેરમાં તો તું મરતાંબી પગ નહિં મુકવાની ઉતી ને એની સાથ હંમેશના છુટાછેડા તું પોતેજ લેવાની ઉતી તે બધું હવામાં પીગળી ગીયું કે? મકુંજે પછી પેલા તારા નાદરનું શું? એ પછાં કોણની સાથ પણશે? ને તું મરી ગઇછ એમ વાજબી રીતે માની લઇ તારો વર કોઇ બીજી સાથ પરણી ગીયો હોશે તો?"

"હું દીનબાઇ વકીલ મારા વરની હકદાર પરણેતર ને મારાં બે બચ્ચાંની જીવતી માય છઉં; નાદર કાદરની હવે મને કંઇજ દરકાર નથી. સરદાર નસરવાનજી તાલેવંતની ધણીઆણી તરીકે મારા બંગલામાં રહે-વાનો મને હક છે."

"જાહરે નાદરને છેલ્લી મલી તાહરે ખરી વાતથી તે બિચારાને વાકે-ફ્જ કાંય નહિં કરી દીધો, દીના? એવું એવું અણઘટતું કરતાં તુંને કંઇ ધાસ્તીબી લાગતી નથી?"

"ધાસ્તી!" દીના તે શબ્દ પાછો બોલી.

"કોઇ જુવાન કુંવારા માણસના જીગર ને જીંદગી સાથ આવાં પાપી ચેડાં કહાડતાં તુંને કંઇજ દહેશત નહિં લાગી? જો તારી ઠેકાણે હું હોઉં તો મારા વરના તાંહ એમ પાછી જતાં મને તો બા જબરી ધાસ્તી લાગે કે રખેને ગુસ્સાના આવેશમાં એ મને મારીબારી નાખે."

"કોણ? મારો નસલી મને મારી નાખે?" દીનુ હળવેથી બોલી, "ગરીબ બિચારો મારો વર! એકાદ માખનેબી મારી નાખવાનું એનુ દીલ નથી. અરે! એ મારો વ્હાલો વર તો ઘણોજ સબુરીવાળો—ઘણોજ સ્યાણો—એક સદ ગ્રહસ્થજ છે. એ મને હદથી જ્યાદા ચાહેછ તે હું જાણુંછ ને મને જોતાંને વાર પેટમાં ચાંપી એ મને જરૂરજ બધું માફ કરશે."

"હં! હં! હવેજ તારો વર બધી વાતે ડાહયો થઇ ગીયો કે?" કુમી

ટાણો મારતાં બોલી, "તારો વર તુંને માફ કરશે તે હું ઘડી બી માનતી નથી. ફોટોપરથી તો એ કંઇ ઘણોંજ મક્કમ મનવાલો મજબુત માણસ લાગેછ. હવે તુને એ પોતાના ઘેરમાં કદીબી દાખલ કરશે નહિં. તુંને કદાચ મહિને કંઇ પગાર બાંધી આપશે પણ તારો ગંભીરમાં ગંભીર ગુનાહ તો કદીબી માફ કરશે નહિં ગરીબ પડયો એટલે તેં એને અકારો ગણી તજી દીધો; હવે તવંગર બન્યો એટલે એ તુંને પ્યારો મિઠ્ઠો ને ભલો લાગેછ. તારો વર તુંને મિઠ્ઠો નથી લાગતો—તારાં બચ્ચાં પ્યારાં નથી લાગતાં પણ હવે આજે તારા વરની લખ્ખોની દોલત ને માન દરજ્જો તુંને વ્હાલાં લાગેછ; પણ તે તારાં કેમ થઇ શકે? એ બિચારાને દુન્યાનોબી ડર કરવાનો છે ને એની દુન્યા તે આપરી દુન્યાથી જુદીજ છે."

"પણ કુમી, તું તાહરે હવે એમ કહેવા ચાહેછ કે ખુદ મારા પોતીકા વરના ઘેરમાં કોઇ બીજી ધણીઆણીને રાજ કરવા દઉં! ઓ ખુદા, તે કેમ બને?"

"એ ચીજેનો ખ્યાલ પહેલ્લેથીજ કરવો'તો; લે મમ્માબી આવી લાગાં. દીનુ; મને બહાર જવા દે."

કુમીના ચાલી જવા બાદ દીનુ હાથમાં તે ફોટો પકડી રાખી બેસી રહી. યા પરવર! આ બધો શું નવો બનાવ બની ગયો હતો અને તે પણ થોડીજ મુદતમાં? વિચારમાં અને વિચારમાં ઉશ્કેરાઇ જઈ દીનુએ તે ફોટો ટેબલપર પટકી ઝટકી નાખ્યો! વિચારોના વમળમાં તેણી થોડોવાર ગંભીર અદાથી વિંટળાઇ ગઈ. સરજતના ચોપટની એક નવીજ બાજી અજમાવી લેવા તેણે ઠરાવ કીધો, હારજીતના ખેલમાં નવાજ પાસા ફેંકી જોવા તેણી તૈયાર થઈ અને પછી? પછી **બાર—કે—પોબાર?**

———:o:———

# પ્રકરણ ૨૪ મું.

———:o:———

## ગંભીર ઘોંટાળો !

એ હોમી એકાએક રાંદેર ક્યાંથી ફુટી નિકળ્યો ? પોતાના દોસ્ત લવ-જીને આગમચથી કશો પણ કાગળ લખ્યા વિના એમ અચબુચો દોડી આવ-વાનું તેને શું કારણ મળ્યું હશે! એમ દોડી ધામીને કુદી પડયો તો ભલે–પણ બાપડો લવજી દહાડાઓ થયાં બાતેનમાં પોતાનો જીવ બાળી બાળીને જ્યારે હમણાંજ પહેલવહેલી વેળા પેલી મેહરાં સાથ જરા મોહોબતનો દાવ ખેલતો બેઠો હતો–મેહરાંની ગરદન બાજુ હાથ વિંટાળી દઈ જ્યારે તે નભરવશપણે ચાલતો હતો–બસ ત્યારેજ આ ચપરખંધો હોમી તોપના ગોળા મિસાલ એમ એકાએક ક્યાંથી ધસી આવ્યો ? લવજીનો આવો અવતાર જોઇ હોમીએ જરા ફાંસતું યા હાંસ તો હતું ? લવજીના મનથી એ બિલકુલ ગધેડો ! બીજું શુ વળી ?

હોમીની નધારેલી આમદથી અને ખસુસ કરીને તે લવજીની લગોલગ ચાલતી હતી તેથી મેહરાં પણ ફગલાઈ ગઈ. એક ઝટાકો મારી તેણે એ પોતાની ગરદનપરથી લવજીનો હાથ ખસેડી નાખ્યો તે જોઇ જમાના–ખાધેલ હોમીને મુગું ધીમું હસવુ આવી ગયું. સ્હેજ ટોકું ઘુણાવી સાહેબજી કરી મેહરાં બંગલી તરફ દોડી ગઈ, જ્યારે લવજી સ્થિર ગંભીર નજરથી હોમીને ભોપતો ઉભો રહી ગયો.

"મકુંજે, હોમી, કાંય એકાએક આવી ઉભો ?" બોચી ધવડતાં લવ-જીએ પુછયું, "મારાપર કશો કાગલબી નહિં લખ્યો ?"

"મને જરા એકાએકજ દોડી આવવું પડયું, લવજી," જરા ગંભીર ડાચું વકાસતાં હોમી બોલ્યો, "મને જરા તારૂંજ કામ છે; હમણાં તો ઘેર ચાલ ? વીલરમાસી તમો બેઉ જણાઓની કહારના રાહ જોતાં બેઠાંછ."

"મારૂંજ કામ પડયુંછ ને તે બી એમ એકાએક ?" ચાલતાં ચાલતાં

જરી થોભી જઇ લવજી બખાળ્યો, "એની ગુડ ન્યુઝ, ઓલ્ડ મેન?" પોતાની વાર્તાની ચોપડીના ખ્યાલો આવતાં લવજી અધિરો અને ઇન્તેજાર બની ગયો.

"સરટનલી નોટ; જરાબી નહિં," પોતાના જુવાન દોસ્તની આશાઓ એકદમ જમીનદોસ્ત કરી દેતાં હોમીએ ઠંડે કલેજે જવાબ દીધો. "જરા કંઈ ખરાબજ સમાચાર છે ને——"

"હેં? કંઈ ખરાબજ ખબર? ને તે બી મારે સારૂ?" ચાલતાં ચાલતાં હોમીનો હાથ જોરથી પકડી દઈ તેને થોભાવતાં લવજી પોકારી ઉઠયો, "બોલ–બોલ; હમણાંજ બોલી દે, હોમી દોસ્ત, મકુંજે શું ઘોંટાળો છે?"

"તે શું મને રસ્તામાં એમ ચાલવાબી નહિં દેશે કે? નહિં; હમણાં હું તુંને કદી બી નથી કહેવાનો; એક બોલ બી નહિં; તુંને ગમે તો ચાલ; નહિં તો એમ એકેકને જોતા આપરે રસ્તાપર ઉભા રહી જઇએ. રસ્તાપર ચાલતાં લોક એમ ધારશે કે આય બિચારા કોઇ પોરયાઓનું કાતરયું ભાડું આપવાનું હોશે."

"હાઉ ક્રુઅલ એન્ડ મરસીલેસ યુ આર, હોમી," એક ઉંડો દમ ખાતાં લવજી બોલ્યો, "કેટલે વખતે મલ્યો ને આવા રંગ–ઢંગ? નહિં! નહિં! બધી વાત મને હમણાંજ કહી દે; મને નકામો ગભરાટ લાગેછ."

"મકુંજે તું પેપરબી વાંચેછ કે નહિ! મારાં ઘેરમાં આગ લાગી ને બધું તારાજ થઈ ગીયું તે તું જાણેછ કે નહિં?"

"હેં? તારા ઘેરને આગ લાગી ને બધું ભસમ થઇ ગીયું?" એક કુદકો મારી ઉછળી પડતાં લવજીએ પુછ્યું, "કહારે? કેમ બન્યું?"

"તે તો ખુદા માલમ; હું તો સીનેમામાં ગયલો તેટલામાં ખબર આવી લાગી. દોડી જઇ જોઉંછ તો બધું બળીજળી ગયલું."

"હું ઘણોજ દલગીર છઉં, હોમી; તારી પાસ તો તરેહવાર રાખવા લાયક ચીજોનું મજાહનું સંગ્રહસ્થાન ઉતું?"

"મેં તો તમામ ફરનીચરનો પુરેપુરો વીમો ઉતારયોછ ને——"

"પણ, હેં, હોમી?" ચાલતાં ચાલતાં વળી પાછો અટકી પડતાં

લવજી પોકારી ઉઠયો, "તારી બધી ચોપડીઓનું શું? તે સલામત રહેવા પામી કે નહિં?"

"ચોપડીઓ? અરે, ગધેડા? એકકે એક ચીજ બલીજલીને ખાકરાખ થઇ ગઈ; પેલી તારી લખેલી નોવેલબી ખલાસ?"

"અરે ત્તારીની? એ તું શું બોલેછ હોમી? મારી મેન્યુસ્ક્રીપટસબી કોયલો થઇ ગઇ? યા ખુદા, આય શું સાંભલુંછ?"

"હમ્મેશનો તારો સેનટીમેન્ટલ ખવાસ જાણી હું તો એ બધું તુને ધીરે આસ્તેજ કહેવાનો ઉતો," લવજીના ખભાંપર હાથ મેલી આગલ ચાલવાની કોશિષ કરતાં હોમી બોલ્યો, "પણ બધું તાબડતોબ કહી દેવાની તેંજ મને ફરજ પાડીછ; પણ તેની રફ કોપી તો તારી પાસ હોસેની? તે મને આપજેની?

"અરે, હોમી, તેમ હોતે તો પછી અફસોસજ શાનો કરવો પડતે."

"શું? રફ—કોપીબી નથી રાખી? તુને લેખક કોણે બનાવ્યો, લવજી? તાહરે તારાંમાં આટલુંજ મીઠું કે?"

તકદીરની કેવી ટકોરબાજી! બાપડા લવજીની જીંદગીનો એકપુરો અરમાન—તેની એકજ આશાનો કિલ્લો નધારેલો ભાંગીને ભુકો થઇ ગયો. એક શબ્દ પણ બોલ્યા વિના તેણે હોમી સાથ આગલ ચાલવા માંડયુ. રકમ રકમની ઉમેદમાં ઉછાળા મારતા આ જવાન લવજીનું દિલ આ નવા સનાનના સમાચાર સાંભળી તુટી ગયું. એક બીજીજ પલે અને કાંઇ નવાજ ખ્યાલથી તેનાં બદનમાં લોહી જરા જોશથી વહેવા માંડયું.

મનમોહન માનીતી મેહેરાં! તેનું ચિત્ત ચોરી લેનાર આ મિઠ્ઠી મધુરીનું સ્મરણ થતાં તેનું જીગર જરા ખુશાલીના ઝોક ખાવા લાગ્યું. દયાળુ દિલવાળી આ છોકરી તેના દુ:ખમાં—તેની દલગીરીમાં—દિલસોજી ધરાવ્યા વિના બાકાત રહેશે? તેની જરા વધારે દયામયાની લવજીને તો હવે જરૂર હતી.

"જે થયું તે ગનીમત; માલેકની મરજી; ઘોરાયલાં દુધપર હવે વિલાપ કરવામાં સાર શો, હોમી? એ આખ્ખી નોવેલ હું પાછી લખી કહાડશ; એમ નાઉમેદ થઇ જવામાં હવે માલ નથી."

હોમીએ આ બધું શું સાંભલી લીધું? રાંદેરની હવામાં તેનો પુરાણો બ્હીકણ મિત્ર લવજી આટલો બધો હિમ્મતવાન બની ગયો હતો તેનો તેને ખ્યાલ પણ નહોતો.

"રાંદેરમાં તું તેમ કરી શકશે ખરો," મુછમાં મલકાતાં હોમીએ કહ્યું, "એક મનગમની ભલી છોકરીની કમ્પનીમાં તેવી તાકાત તુને આવવીજ જોઇએ."

ડોળા તાણી તાણીને લવજીએ હોમીને ટીકયા કીધો. હોમી આગલ મેહેરાંના સારૂ તો લવજી હજી એક શબ્દ પણ બોલ્યો નહોતો? એ આ તેનો ચપરખંધો દોસ્ત કહેવા શું ચાહતો હતો? લવજીના ચ્હેરાપર જરા લાલાશ ધાઇ આવ્યો.

"મકુંજે ફ્રેનીની કંઇ ખબર, હોમી?" ગજવામાં હાથ નાંખતાં લવજી બોલી ઉઠયો.

યે? હોમીએ આ શું સાંભળી લીધું? મેહેરાંનું નામ બાજુએ મેલી ફ્રેનીનો સવાલ? હોમીને જરા ચમકવા થઇ આવ્યો.

"મકુંજે, લવ, તુંને હમણાં ફ્રેની યાદ આવેછ કે? ચાંદનબાઇ હીરામાણેકના છેલ્લાંમાં છેલ્લાં વીલ મુજબ ડોસીના મુવા બાદ બધો વારસો એ છોકરીનેજ મલશે એમ હવે પકકે પાયે સંભળાયછ. હવે તું શું કહેવા માંગેછ, લવજી દોસ્ત." હોમી ખડખડ હસી પડયો.

"એમ કોરા કારવાના છોડી દે, હોમી." ગજવામાંથી એક કવર ખેંચી કહાડતાં લવજીએ કહ્યું, "લે, આય કાગળ વાંચ: વોટ ડુ યુ થીન્ક એબાઉટ ધીસ?"

જરા ચ્ય દેશામાં પડી જઇ કાંઈ ઇન્તેજારીથી હોમી તે કાગલ વાંચવા મંડી ગયો. તે પત્રની લખાવત જેમ જેમ તે વાંચતો ગયો તેમ તેમ તે વધારે ગંભાર બનતો દેખાવા લાગ્યો.

"ઇટ ઇઝ આ વેરી સીરીયસ મટર, ત પત્ર લવજીને પાછું સ્વાધીન કરતાં હોમીએ કહી સંભળાવ્યું, "આય ફ્રેની ખરેખરજ તારાપર દિવાની બની ગઇછ. લખ્ખો ને લખ્ખો ને લખ્ખોના વારસાની એકપુરી માલેક! માઇ કાનગ્રેટયુલેશન્સ—સાચ્ચાં જીગરની મુબારકબાદી, લવજી દીકરા." હોમી વળી

પાછો જોરથી હસવા મંડી ગયો. હોમીને પણ ઘેર જવા કયાં ગમતું હતું. રસ્તાપર પડેલાં લાકડાંના એક ધીમચાંપર તે બેસી ગયો.

"તું મને બનાવેછ તે હું સમજતો નથી કે, હોમી ?"

તે કાગળ ઘણીજ સંભાળથી પાછું ગજવામાં મેલતાં અને હોમીની નજદીકમાં બેસી જતાં લવજીએ કહ્યું, "પણ હું તો ખાલી પુછુંછ, હોમી, કે એ ફ્રેની હમણાં મુંબઇમાંજ છે કે? તુંને કેથે મળેલી કે?"

"હા—બરોબર મળેલી," હોમીએ ઠંડે કલેજે જવાબ વાળ્યો, "મંબાદેવીની મુર્તી આગળ વાંકા વળી ઉભી રહી છાતીમાં તારો ફોટો દાબતી ને દેવીને પગે પડતી મેં મારી નજરો નજર એને જોયલી. તારા મુછના કસમ, દોસ્ત લવજી! તુંને ખાસ મલવા એની માસીની કુમીની સાથ આવતી કાલે એ અહીં ઉતરીબા પડે."

"હેં, શું ? એ ફ્રેની અહીં રાંદેરબી આવી લાગે?" બેઠક પરથી ઉભો થઈ જઈ લવજી બોલ્યો, "એ લુચ્ચી રદ–બાતલ પોરીને તો મારી મેહેરાંથી જરા દુરજ રાખવી પડશે."

હોમી વળી પાછો નફ્ફરા જીવે હસી પડયો તેથી લવજીનુ બિલકુલ પારાને પલેકાર થઈ ગયું. રખેને ફ્રેની વીલરમાસીના ઘેરમાં દોડી આવી ધામો નાખે? એ કુમી વળી કેવી છોકરી હશે! કુમી મહેરાંની જીવજાન સહી હતી તે મેહેરાંના મ્હોંડેથી સાંભળ્યા પછી લવજીને ધાસ્તી લાગવા માંડી હતી. ફ્રેનીના સારૂ ખુદ લવજીએ આજના દિન સુધી પોતાની દિલજાન મિઠ્ઠી મહેરાંને એક સુખન પણ કહી સંભળાવ્યો નહોતો. રખેને કોઈ બીજાના મ્હોડેથી મહેરાંના કાને તે વાત જઇ પડે? પરંતુ હમણા તો ગળે—ગાંઠ અને મ્હોંડે ડુચો રાખી ફરવામાંજ લવજીએ સલામતી માની લીધી. મેહેરાંની મહોબતમાં લવજીને આંધળો એતબાર બેસી ગયો હતો.

તે આખ્ખો દિવસ બન્ને મિત્રોએ વીલર—માસીની બંગલીમાં હસીખુશીથી પસાર કીધો. મહેરાંએ આ બંને દોસ્તોની મનગમતી મહેમાનદારી કીધી. વળી બોરવાડીમાંથી સાંજે જર રતનને બોલાવી સર્વ જણાઓ પાસેના ડેકાજીના માંડવે તાડી પીવા ઉતરી પડયાં.

બીજે દિવસે બપોરની ફાસ્ટમાં તો હોમી પાછો મુંબઈ ચાલી જનાર હતો પણ પોતાનો સુટ–કેસ ગોઠવી દેવા તેનું મનજ કયાં થતું હતું ? આજે સાંજની ફાસ્ટમાં કુમી મુંબઈથી અહીં પોતાના માસીના ઘર આવનાર હતી. છટ ! છટ ! મુંબઈમાં કામકાજ તો રોજનું હતું. જાણે એમજ સમજવું કે હોમી રાંદેરમાં એક દહાડો માંદો પડી ગયો !

"તાહરે તુંબી આજે બપોરનીજ ગાડીમાં પાછો ચાલ્યો કે, હોમી?" લવજીએ પુછ્યું.

"નો—નો ! મેં મારો વિચાર જરા ફેરવ્યો છે; આઈ મીન—મને ફેરવવો પડયોછ," સુટ—કેસમાંથી સોજ્જો સુટ બહાર કહાડતાં હોમી બોલ્યો, "તું મારા લવજીને એકજ દહાડો મલી મારાથી એમ ચાલી જવાયબી કે? તું મને ખેરવવા માંગેછ તે તો હું કહારનો જાણી ચુકોછ, માઇ લવજી."

કુમીને લેવા મેહેરાં સ્ટેશનપર જવાની તૈયારીમાં હતી. મેહેરાં સાથ એકલું જવા બિચારા લવજીનો જીવ "ટપુ—ટપુ" થવા માંડયો પણ હોમી બંદાએ તેને કશીજ મચક આપી નહીં. ઘેરમાં રહી પોતાની હાજરીથી કુમીને અજાયબીમાં નાંખવા હોમી વધારે ઇન્તેજાર હતો.

દમણીના પૈડાંનો અવાજ કાને સંભળાતા બંને દોસ્તો જરા બરોબર "ઠીક–ઠાક થઈ જઇ" બહાર દોડી ગયા.

"ઓ, હોમી, તું અહિંજ છે કે ?" હોમીપર નજર પડતાં કુમી ઇન્તેજારીથી બોલી ઉઠી.

"આય–આય–એવણને ઓળખેછ કે, કુમી." મેહરાં જરા અચકઈ અચકઈ બોલી ઉઠી.

"એવણજ લવજી કરાકા કે ?" કુમીએ જલ્દીથી જવાબ દીધો, "એવણની સાથ ઓળખાણ કરાવવાની જરાબી જરૂર નથી, મેહરાં. માસીની ફ્રેનીના મ્હોંને એવણની મેં બહુ બહુ તારીફ સાંભળીછ. આપણી ફ્રેનીપર એવણનો ઘણોજ જીવ લાગેછ જો ?"

"હારે–કંઇ જબરો જીવ," હોમીએ ઠંડે કલેજે વચમાં ટાપસી પુરી, "એઉને અકેક વગર જરાબી નહીં ચાલે."



"ઓ, હોમી, તું અહિંજ છે કે?" હોમીપર નજર પડતાં
કુમી ઇન્તેજારીથી બોલી ઉઠી.

(પાનું ૧૪૨ મું.)

"ખરેખર? આપરી ફ્રેની સાથ એવણને એટલું બધું સારૂં છે?" જરા ફગળાયલા જીવે મેહેરાંએ ઇન્તેજારીથી પુછી દીધું.

"કાંય? બોલતો કાંય નહીં, લવજી? મું ગોમંતર કાંય બની ગીયોછ?" લવજી તરફ આંખનો લ્હેકો કરતાં હોમી વળી પાછો વચમાં બોલી ઉઠયો.

એ આ કુમીને કોણ પુછે? અને હોમીએ બધો શું અભાડો વાળી દીધો? એના મનથી તો બધાજ સંજોગો એક સરખા હતા. હોમી તો ગંભીર અદાથી લવજીની મજાક મશ્કેરી કરતો બેઠો.

ગરીબ બિચારો લવજી! જે ચીજની તેને પહેલ્લેથી મજબુતમાં મજબુત ધાસ્તી હતી તેજ જલ્દીથી વચમાં આવી ઉભી. એ આ કુમી કેવી દુકતી હતી?

વળી ખુદ તેના દોસ્તદાર હોમીએ વળીક તેનો કેવો તરાપો ડુબાડી દીધો? લવજીના સારૂ હવે મેહેરાં શુ માની બેસશે? લવજી હવે શું જવાબ દે?

ધીરજ ધર, દીકરા લવજી, એ તો પૈરી કરવાની છે! કુલ્લીમાંનો ગોળ ખાવાનો નથી.

---

## પ્રકરણ ૨૫ મું.

---:o:---

## ફ્રેનીબાઈ ખીજવા માંડે છે!

---

મુંબઇના મોટે ખાંચરેના સગાંના ત્યાં ઉપડી જવાનો વખત અંતે આવી લાગ્યો. ગરીબડો સંસાર તોય તવંગર હાતમદીલ ધરાવનાર એક પેટની દીકરી માફક નાનપણથીજ ઉછેરી ઉધેરી આટલી મોટી કરનાર અને કોઇ દિવસ કશો પણ ગેરરીતનો આડો સુખન નહિ કદી સંભળાવનાર પોતાના વ્હાલાં મામીમામાથી આજે એમ વિખુટી પડતાં જરની આંખોમાં આંસુ આવી ગયાં. ખરશેદબાઇની ગરદન આસપાસ જોરથી બન્ને હાથો વિંટાળી દઇ જર કેટલો વખત ડુસ્કે ડુસ્કે રડયા કીધી. તેને પટાવવા સમજાવવા માટે ધીરજીમામાએ પાસે થોભી જઇ તરેહવાર ઉપાયો અજમાવ્યા કીધા. લગોલગ

ઉભા રહેલા રતનનું દિલ પણ આ ગંભીર ગમગીન દેખાવ નિહાળી દયા અને હેતની સાચ્ચી દાઝથી ઉશ્કેરાઈ ગયું.

વ્હાલો પ્યારો રતન! મામા મામીની અચુક બ્હાલી મળી જતાં પોતાના આ અઝીઝ જાનને જીંદગીની છેવટની ઘડી સુધી વળગી રહેવાના મજબુતમાં મજબુત કસમ જર ખાઇ બેઠી હતી; જો કે લખેસરી સગાંના ઘર જર હવે એકલી વસનાર હતી તે ખ્યાલથી રતન હજી પણ મનમાં વારંવાર ડગમગ્યા કરતો હતો.

રતને ભેટ કરેલી વિંટી જરે જાણીબુજીને બોટીજ આંગળીપર પહેરી હતી કારણ કે ખુદ પોતાની મરજી અનુસાર તેમજ મુરબ્બીજી મામા મામીની ઇચ્છાને માન આપી જર આ બાબત થોડો વખત ખાનગી રાખવા ચાહતી હતી. રતન પોતાની સાથે જરને મુંબઇ લઇ ગયો.

"બોલ બોલતાં ગ્રાંટરોડનું સ્ટેશન આવી લાગશે ને મોટે ખાંચરેના સગાવ્હાલાંઓએ મોકલાવેલી મોટરમાં તું તો જલ્દીથી ચાલી જશે, જર ડીયર." સેકન્ડ કલાસના એક ડબ્બામાં રતને હળવેથી કહયું.

"હું લખેસરીના મેહેલમાં રહેવશ કે મારાં ગરીબ મામામામીની રાંદેરની ઝુપડીમાં પણ મારૂં દીલ-મારૂં ઇમાન-તો બસ એકજ રહેશે."

મુસાફરીનો પણ છેડો આવ્યો. ગ્રાંટરોડના સ્ટેશનપર કોઇ પારસી કારભારીએ જરને નમીને સલામ કીધી. સામાન સાથની મોટર ઉપડી ગઇ તોપણ પછવાડેના કાચમાંથી મિઠ્ઠી જરે ટીંગાઇ ટીંગાઇને પાછળ જોયા કીધું. મુંબઇમાં ગાડીઘોડા, ટ્રામ અને મોટરની ધમાધમી જીંદગીમાં પહેલવહેલી વેળા જોઇ નાની જર તો બધી ગભરાઇ ગઇ. ફાંકડી મોટરકાર ચાંદનકાઝાના પોરચમાં થોભી

આલીશાન મેહેલ જેવા બંગલાના વરંડાની આરસપહાણની સીડીએ ચહડતાં ગરીબાઇની ગોદમાં ઉછરેલી ઉધરેલી આ છોકરીનું દિલ શરૂઆતની ધાસ્તીથી જરા હીલવા માંડયું. કેવી સખ્ખત કસોટીમાંથી તેણે પસાર થઇ જવાનું હતું તેનું પુરેપુરૂં ભાન તેને હમણાં કયાંથી આવે!

દોરદમામવાળો કેવો ગંજાવર બાદશાહી બંગલો! મામામામીએ કદી

સમજાવેલી કથા મુજબ પોતાની મરહુમ માદરના ઉરપુર પ્યારને ખાતર પોતાના વ્હેસ્તી બાવાજીએ ચાંદનબાઇની સદાની ઇતરાજી ખેંચી લઇ એજ દોલતવંત ચહેલમહેલ અને બાદશાહી ઠાઠને સદાની રૂખસદ આપી હતી. વળી પાકીજેહ પ્યારનો થોડોઘણો ભરમ આ છોકરીએ હમણાંજ જાણી લીધો હતો.

"આવ–દીકરી આવ–મને ગળે વળગ." વરન્ડાપર મખમલના એક સોફાપર બેઠેલાં લબેસરી ચાંદનબાઇએ પોતાની એકપુરી ભત્રિજીને હેતથી આવકાર આપતાં કહ્યું, "નકરી જાણે મારો બીજો દારજી; બ્હેસ્તીનીજ આબાદ નોકલ."

નજદીક ઉભેલી ફ્રેનીને એકાએક ચમકવા થઈ આવ્યો. છોકરીને જોતાંને વાર ઘરડાં ખીલી ગયાં તેથી બીજાં સગાંવહાલાંઓ પણ ડઘાઇ ગયાં. મનમાં ધિક્કાર છતાં બહાર પ્યાર બતાવી ફ્રેનીએ પણ ચાંદનબાઇના દેખતાં જરને ફરજીયાત કોટી કીધી.

ફ્રેની ખચ્ચિતજ ફગળાઈ ગઇ. એકાદ મેલી ઘેલી કદરૂપી ગાવડી ગામડયનને બદલે તેણે મનોહર મીઠા મુખડાવાલી એક હસમુખી છોકરી જોવાની આશા તો રાખીજ નહોતી. સુગંધી ગુલાબની કળી જેવી કેવી તાજી દેખાવળી દીકરી! ફ્રેનીની આંખોપર આ તે કેવો જુલમ!

"જા, દીકરી જર. ટ્રેનની થાક લાગી હોસે." બધાંની અનહદ ચુપકીદી વચ્ચે ચાંદનબાઈ વળી પાછાં બોલ્યાં, "કપરાં બપરાં બદલી નાંખ; ફ્રેની તારા ઓરડામાં તુને લઈ જશે. બધાંને જોઇ શરમાતી ના; બધાં અમસાં પોતીકાંજ છે."

એ આ ડોસાં શું કહેવા ચાહતાં હતાં? બહારથી જરા થોડું થોડુ મ્હોં મલકાવી માંડી મમકળી ફ્રેની જરને માળપર લઇ ગઇ.

"બેઓ બંગલો ઘણોજ મજાહનો છે; આય ઓરડોબી કેવો સરસ છે! સાંબેથી દર્યોબી દેખાયછ," ઓરડામાં દાખલ થઈ જરે ફ્રેનીને કહ્યું.

"બધું ઘણુંજ સરસ ને ઘણુંજ મજાહનું? તે વરી કોણે કહ્યું?" છાતીમાં ભરાઇ રહેલી ગરમ વરાળ હવે એકાંતમાં આસ્તેથી બહાર કહાડતાં

ફ્રેનીએ ટકોર ચલાવવાનું શરૂ કીધું, "ગામ ગમેરમાં રહેલાં ગાવડી ગામડયાંઓને બધું એવુજ લાગે તો?"

"મેં તો બધું આવું કદીબી નહીં જોયલું," પતરાંની પેટી ગોઠવાવતાં જરે ફ્રેની તરફ ફુગળાયલા ચ્હેરે જોતાં કહ્યું.

"નહીં? કદીબી નહીં? જંગલી ગામડાંમાં જીંદગીભર ગોંધાઇ રહેલાંના મનથી તો બધી નવાઇજ લાગે," ફ્રેની ધિકકારથી બોલતી રહી, "તારા બહેસ્તી બાવાની સાથ આપરાં ચાંદનબાઇને છેલ્લી ઘડી સુધી પંચાત ઉતી; તેથી અમે લોક તો બધાં એમજ ધારતાં'તાં કે ડોસાંનું ઇજન તું ને તારાં પેલાં કોઇ સગાંવ્હાલા મરતાંબી કબુલશો નહીં; ને હું નહીં ધારતી કે ખુદ ચાંદનબાઇએબી તારા આવવાની આશા રાખી હોય. બધાંને બોલાવ્યાં તે તુનેબી ખાલી ઉપરટપકેનું તેરૂં કીધું તો તું તો નફ્ફતની કાની આવી ઉભી."

"તેમાં ખોટું શું કીધું જે?" જરે દ્રઢ મને જવાબ વાળ્યો, "એવણે બિચારાંએ તો ચાહી ચલાવી કેવો મજાહનો કાગળ લખી મોકલાવ્યો! ને જે મકાનમાં મારા બહેસ્તી બાવા વરસો સુધી રહેલા તાંહ તેડાંથી આવતાં મને આનકાની શાની લાગે?"

"એ તો જેવી જેની અક્કલ," બન્ને ખભાં હીળવી દઇ ફ્રેનીએ કહ્યું, "બાકી હું જો તારી ઠેકાણે હોતે તો કંઈ જુદીજ રીતે ચાલતે. એમ અહીં મુંબઈ વેર ઘસડાઈ આવવામાં તુને કે તારાં સગાવ્હાલાંઓને કઇ ફાયદોજ થતો હોતે તો તે જુદી વાત ઉતી; પણ મારાં ચાંદનબઇ તો પોતાનું વીલબી કરી ચુકાંછ ને ફ્લીને ને મને પૈએ પૈ સરખે હીસ્સે આપી જવા માંગેછ; એ ફ્લી સાથ એવણ મને પરણાવવાબી માંગેછ."

અચાનક નિરાશા અને નાઉમેદીનો છાપ જરનાં મ્હોંડાંપર તાબડતોબ જોઈ લેવા માટે લુચ્ચી મતલબી ફ્રેનીએ પોતાના બન્ને માંજરા ડોળાઓ તેની તરફ એકદમ ટાંકી દીધા પણ અફસોસ! જરનું તો એક પાપણ પણ હીલ્યું નહીં. વીલ યા લખ્ખોના વારસાની આશામાં આ નિર્દોષ નિર્મળ જીગરવાલી છોકરી ચાંદન-કાઝામાં કયાં દોડી આવી હતી!

"તાહરે તમો અદરઈબી ચુકાંછ?" ફ્રેનીના દેખાવળા ચ્હેરાપર ઝડપી



"અમે એવાં ગરીબ ગામડેનાં રૂહાંકુહાં ભલે અમારે ઘેરના,"
જર ચીચવાઈ પડી.

(પાનું ૧૪૭ મું.)

દીલસોજીની એક નજર ફેંકતાં જરે પુછયું.

"અલબત્તાં; ચાંદનબાઇની લખ્ખોની દોલતના એકપુરા વારસ મારા વ્હાલા પિત્રાઈ ફલી હીરામાણેક સાથ," ફ્રેનીએ બધું જલ્દીથી જણાવી દીધું, "એ મારો ફલીબી આજકાલ આવી લાગશે."

પોતાના દિલજાન વ્હાલા રતનનો ખ્યાલ આવતાં જર થોડોવાર ખામોશ બની ગઇ. હાલતુરત તે વાત તે છુપાવવાજ ચાહતી હતી.

"તારી સાથ એકાદ નોકરડીબી નહીં લાવી, જર?" ફ્રેની પોતેજ પાછી બોલી, "તારાં ગામડેનાં પેલાં રૂઠાંકુઠાં સગાંઓએ બસ એમજ તુને ધકેલી મોકલી કે?"

"અમે એવાં ગરીબ ગામડેનાં રૂઠાંકુઠાં ભલે અમારે ઘેરના," જર જરા ચીચવાઈ પડી, "તમો મોટે ખાંચરેના મુંબઇગરાંઓને નોકરચાકરની જરૂર પડે; બાકી અમો ગરીબ લોક તો બધું હાથે જાતેજ કરવાવાલાં. અમો ગરીબ લોકને એવી વરનાગી આવડતીજ નથી."

"ઓહો? છોકરી, તુંને એટલું બધું બોલતાં આવડેછ?" ફ્રેની પાછું બોલી, "આપરાં ચાંદનબાઈ આગલ કોઈ દહારો એમ તડ તડ જીભ ચલાવતી ના જો? નહીં તો કાલનો દુકાળ આજે પડશે; હું તો આય ચાલી; કારભારીને કહી કોઇ નોકરડી મોકલાવુંછ."

"એ આય મારી કોઈ સગી એના મનમાં શું ખાંડ ખાતી હોસે," ફ્રેનીના ચાલી જવા બાદ જર મનમાં બોલી ઉઠી, "આય ઘેરમાં પગ મુકવાને હજુ તો વખતબી નથી થયો તેટલાંમાં એ તો મારી દુશ્મન થઈ લાગીછ? છોકરી છે તો દેખાવળી પણ મુંબઇ શેહેરની એટલે માથાંમાં ખાંડીની રાઈ રાખીને ફરતી દેખાયછ. હોય બા! જેવી જેની મરજી! આપરે ગરીબ રૂઠાંકુઠાં પડયાં ને આય ઘેરમાં વળી તદન એકલાં અટુલાં એટલે બધું મુંગે મ્હોંને જોયા કરવાનું."

"કહાં છે પોરી? તું કહાં છે? તું તો મને નહિં ઓરખે પણ તારા બહેસ્તી બાપને તો મેં નવરાવેલો ને હાથમાં રમાડેલો; તુંને કંઇબી જોઇએ તો મને પુછજે," હીરામાણેક ખાનદાનમાં પોતાની તમામ જીંદગી ઘસીપીસી

કહાડનાર ઘરડી પણ તંદરૂસ્ત વફાદાર આયા જાકીને જરના ઓરડામાં દોડી આવી કહ્યું.

"તારી બહુ મહેરબાની, આયા," જરે જવાબ દીધો, "નોકરોના હાથે કામ લેવાની મને આદત નથી."

"કંઈ નહીં; પણ આય મારી દીકરીની દીકરી નાહ્લી રોઝાલીન તારી આગલની આગલજ રહેશે. મોટાં બાઇએ બી મને કહ્યુંછ." ઘરડી જાકીને માયાથી જણાવ્યું, "પોરી, તું તો આબેહુબ તારા બાપનીજ પોરી લાગે જો? તારા બાપનું મ્હોંનું બી એવુંજ ઉતું."

"છે તો બીચારી પરજાત પણ આંખમાં કેવી શરમ રાખેછ." જાકીનના ચાલી જવા બાદ જર મનમાં બોલી, "દુઃખે સુખે કામ લાગશે; પેલી ફ્રેનીને જહારની જોઇછ—તે મારે સારૂ એના મ્હાંનેથી જેજે બધું સાંભલી લીધુંછ—તારથી મને કંઈ ફીકર ફીકર લાગ્યા કરેછ."

જમવાનો વખત થયો. આરસપહાણ પથ્થરના પોહોળા શોભાયમાન દાદરપરથી નીચે ઉતરતી આ ગામડેની ગોરીને જોઈ બધાં સગાંવ્હાલાંઓ છક થઈ ગયા. સીલીંગપર ટંગાયલાં મોઘાદાટ ઝુમ્મરોની ઝગઝગતી રોશનીમાં આ નાની જર ખચ્ચિતજ દીપી રહી હતી. રોશનીના ફરેસ્તા જેવી તે દેખાતી હતી.

બધાં નજદીક દુરના ખેશીઓ સાથ પીછાન કરાવી ચાંદનબાઇએ તો જરને પોતાની જમણી બાજુએજ બેસાડી.

ફ્રેનીના ગળામાં હવે જમવાના બુક શી રીતે ઉતરી શકે? એ આવી કોઈ ખુબસુરત દેખાવની સગી રહી રહીને આટલે વરસે એમ ચાંદન-કાઝામાં કયાંથી ફુટી નીકલી? રીતભાત વગરના એકાદ ગાવડી બોઘલાંને બદલે આવી દેખાવળી, મીલનસાર અને બોલકણી છોકરી? એ જંગલીને દુરદરાજ ગામડાંમાંજ સબડવા દઈ ઘરડાંએ જરા જલદીથી તાકો કાય નહીં ઘડી નાંખ્યો? આવા આવા ખ્યાલો આવતાં ફ્રેની જેમ તેમ ચાવ્યા કરતી હતી.

લોકના મનથી ગ્રેલા ગાંડાંમાં ખપતાં ઘરડાં ચાંદનબાઈ પોતાના પહોળા પોખાળ ડોળાએ જમવાની ટેબલપર બેઠલાં બધાં સગાંઓનું માજરૂં બરોબર તપાસતાં હતાં. આ છોકરીને દેખતાંને વાર બધાં મેહેમાનો અને ખેશી-

ઓના મ્હોડાં કેવાં ફુગાઈ ગયાં હતાં તેમજ કેવી કાતિલ તિક્ષણ નજરથી ફ્રેની બસ જરનેજ જરાજરામાં જોયા કરતી હતી તે તપાસી લેવા આ કહે-વાતી "ઘેલી ઘરડી"ચુકી નહીં—

"ખાનદાની લોહી કંઈ છુપું રહે?" જમતાં જમતાં ડોસાં મનમાં વમાસવા લાગ્યાં, "મારો બહેસ્તી દારાબ બી એવાજ મક્કમ મનવાલો ઉતો; બધાંને જોઇને પોરી જરાબી નાહિમ્મત બનતી નથી; મેં એને બોલાવી તે ઠીકજ થયું પણ એ છોકરી મને ગમેછ તે હમણા કોઇને બતાવવાની જરૂર નથી. જરા થોભ્યે-જોઇએ ને બધું તપાસ્યે. બહારના ચાઇચાઇપર એકદમ એમ ખુશી નહીં થઈ જવાનું."

"મરેરે, જોયું કે ફ્રેની?" જમવાનું ખલાસ થયા બાદ હીરામાણેક ખાનદાનના એક બીજાં દુરનાં સગાં જીસુબાઈ હળવેથી બોલ્યાં, "કેટલું નવઈ જેવું! હું એમ ધારતી'તી કે એ આપરી નવી સગી કોઈ ઓડલું-ગોડલું બોચ્યું હોસે પણ આય તો કાઈ ઘણીજ ખુબસુરત છોકરી નીકલી."

"ખુબસુરત? છી! છી!" ફ્રેનીએ તિરસ્કારથી જવાબ વાળ્યો, "મકુંજે જીસુબાઈ, એવું એવું બોલી બકીને તમે બી કોઇ વખત કલેજાં કાપીજ નાંખોછ જો? ખુબસુરત બોલતાં જીવ તુટી પડતો હોસે! આખ્ખો દહાડો ખેતરમાં છાંના લીપનારી, ઘેરમાં કચરો પુંજો કરનારી ને મોરીઓ ધોનારી જંગલી ભુંડ જેવી દુકની તે ખુબસુરત કહેવાય કે? પુરૂં પાધરૂં ગુજરાતી બોલવાનાબી એનામાં વાખા લાગેછ."

"અરે, નારે, માય?" જીસુબાઈ પાછાં બોલ્યાં, "છોકરી તો ઘણી ચબ-રાક ને હુશીયાર દેખાયછ; નકરો જાણે પુનમનો ચાંદ."

"જોવની, જીસુબાઇ, એવા તમારા શોભઇતા પુનમના ચાંદને જોયા કરવો હોય તો મારી આગલ બેસી એમ ફોકટનો પટપટારો ના કરયા કરો," ફ્રેની એકદમ છેડાઈ પડી, "દુરબીન હાથમાં પકડી કેયે ખુણામાં બેસી રહી એ તમારા ચાંદ સીતારાને મજાહથી જોયા કરોની? મારી આગલથી હટી જાવ. ફોકટના કાંય તમારા ડોરા બારોછ?"

"અરે, હરવઇરે, ફ્રેની; નકામી તું મારીપર શાની છેરાયછ," જીસુબાઇ

હસ્તાં બોલ્યાં, "હું તો આપરા ફાયદાની વાત કરવા માંગુંછ; મકુંજે આવી મજાહની નવી સગી આવી એટલે સગાંવ્હાલાંનો ફાળો ઓછો થયો."

"ભીલડાંવાડમાં બેસી બોર વેચનાર એવી છોકરીને ચાંદનબઇ એક પૈ બી આપે તે હું કબ્બી બી માનવાની નથી," ફ્રેની બોલી.

"પણ જો, ફ્રેની, મારૂં કહ્યું માને તો પેલા તારા ફલીને એ પોરીથી જરા દુરજ રાખજે જો? માટીડાની જાતનો કંઈ ભરોસો નહીં."

"વરી તમે તમારી અક્કલ ખરચી નાંખી, જીલુબાઇ. એવી ગમાર જંગલી વાહુ વિચ્છુ તરફ મારો ફલી ઝાંખીને જોવાનો બી નથી."

"તો બી હું તુંને ચેતવણી આપુંછ, ફ્રેની," જીલુબાઇ બોલતાં રહયાં, "એ તારા ફલીને તારા કરતાં હું વધારે ઓળખુંછ."

એ આ જીલુબાઇ કોણ વિચિત્ર પ્રાણી હતું? સહુના વગે-સગે થવા બાદ જીલુબાઇ તો પાધરાં જરના ઓરડામાં ઘુસી ગયાં.

"મકું જે, જરમાય? શું કરોછ? સુતાં કે?"

"આવોનીજી, નહીં રે? મને હમણાં કંઇ ઉંઘ નહીં આવશે," જરે ખુરશી આગળ કરતાં આદરસત્કારથી કહ્યું.

"નવી સવી જગા એટલે બે તન દહાડા એમજ લાગશે તો," જીલુ-બાઇ ખુરસીપર બેઠાં, "આપરે સગાં વ્હાલાં પરયાં ને તો બી અત્યાર સુધી કેથેબી અકેકને મલેલાં નહીં. તારા બ્હેરતી બાવાને તો હું ઘડીઘડી યાદ કરૂંછ. મરનાર અમીરી દીલવાલા ને ઘણાજ સારા સ્વભાવવાલા ઉતા."

"મારા બાવાજીને મેં તો જોયલાબી નહીં," ગમગીનીથી ડોક બાજુએ ઢળાવી દેતાં જર ધીમા અવાજે બોલી, "હું તો બચ્ચું ઉતી ત્યારેજ બિચારા ગુજરી ગયલા."

"જહાં મન તાંહ લગન!" જીલુબાઈ બોલ્યાં, "બ્હેસ્તીએ એમાં ખોટું શું કીધું?

"પણ જીલુબાઈ, પેલાં આપરાં ફ્રેનીબાઇ તો મને કહી ગયાં કે મારે અહીં મુંબઇ આવવુંતુંજ નહીં," જરે હળવેથી પુછી લીધું, "તમે એમ ધારોછ કે આપરાં ચાંદનબઇના હેતવંતા ઇજનને માન આપવામાં મેં કે મારાં બિચારાં ગરીબ મામા મામીએ જરાબી ખોટું કીધુંછ?"

"જરા બી નહીં! એમાં ખોટું શું હોય જે? આપરાં ચાંદનબાઇને નારાજ કરાયજ નહીં. બુઢ્ઢાંનો સ્વભાવ જો જરા પાધરો હોતે તો પછી કોઇનું બોલવાનું રહેતે નહીં. આય તો એવણના તાંહ આવવાનું ને જરા જરામાં જુત્યાં ખાવાના."

"પણ આપરાં ચાંદનબાઈ જો બધાંની સાથ એમ ગેરરીતનાજ ચાલતાં હોય તો પછી તમે લોક અહીંઆં રહેવા કાંય આવોછ?" જરે એક રામ-બાણ સવાલ પુછ્યો.

"છોકરી, ચાંદનબાઇની લખ્ખોની દોલતનોબી સગાંવ્હાલાંઓએ વિચાર રાખવો જોઇએની? સહુ સહુ પોતાની રોટલી ખેંચે."

એક બીજો નવો ધડાકો! ચાંદનકાઝામાં શરૂઆતની જીંદગીમાંજ જરને ચોમેર તિક્ષણ નજર દોડાવવી પડી. એ આ બધાં સગાંવ્હાલાંઓ કહેવા શું ચાહતાં હતાં?

———:o:———

# પ્રકરણ ૨૬ મું.

———:o:———

## એકજ જીગરમાં બે મુરતીઓ કેમ સમાઇ શકે?

જે ચીજથી કોઇ ઇન્સાનને વારંવાર બ્હીક લાગ્યા કરે છે ત્યારે બરોબર તેજ ચીજ તેની તમામ નામરજી છતાં ઘણી સીતાબીથી નજદીક દોડી આવી બાજે વખત તેની સામે ડોળા ધુરકતી ઉભી રહે છે. રાંદેરમાં બ્હીબ્રુજીને ચાલતા બાપડા લવજીની આબાદ તેજ અવસ્થા હતી. બાતિનમાં વારંવાર ખલભલાટ મચાવતાં મનને જેમ તેમ મારી પેલી પાખંડી ફ્રેનીને તે ભુલી જવા ચાહતો હતો—બલ્કે ભુલી ગયો હતો અને તોપણ ગજબ. ઉરપુર હેતથી તેની મિઠ્ઠી મહેમાનદારી કરનાર મેહરાંએ તેનું તમામ દિલ જીતી લીધું હતું. મહેરાં આગળ બાહિમ્મત દિલનો ભેદ ખોલી દઈ મહોબતના શેત્રંજના દાવમાં હજી તો તે થોડાં પોચવંત પ્યાદાં ગોઠવ્યો જતો હતો અને તેટલામાંજ આ બધો કેવો ગંભીર ઘોટાળો થઇ ગયો? ફ્રેનીપર તેણે એક

વળા પોતાનો જાન સદકે કીધો હતો તે બાબતથી લવજીએ મેહરાંને અંધારામાંજ રાખી હતી; પણ ભલું થાયરે કુમીનું ? આ છોકરીએ તો મુંબઈથી રાંદેર પગ મેલતાંને વાર બધો ભાંગરો વાટી મેલ્યો જેમાં વળી પોતાનાજ દિલજાન દોસ્ત હોમીએ જાણીબુજીને સામેલગીરી આપી !

લવજીના એકપુરા ઈષ્ટ મિત્ર—અને છાપાના અધિપતિ સાહેબ—હોમી પોતાના મનથી જીંદગીના બધાજ સંજોગો એકસરખા ગણતા. આ સદાના હસ્તા રમતા લ્હેરી ચોટટેખુશાલ હોમીએ લવજીના ભવિષ્ય સાથ નીકટ સંબંધ ધરાવતી એક ગંભીરમાં ગંભીર બાબત સાથ પણ હસવાના ચેડાં કહાડયાં હતાં ! તેના મનથી તો તે પણ એક મામુલી મજાક મશ્કેરીનો રસીલો મૌકો હતો ! **મિત્રોથી બચાવો !** લવજીનો આબાદ તેજ અવતાર હતો.

મુંબઈથી કુમીની આમદ પછી હોમીએ બીજા ખાસ્સા ચાર દહાડા રાંદેરમાં ખેંચી કહાડયા. લવજી ખાંઉકરકુ જેવો થઇ જઈ ઘોલ્બરો ચહડાવી હોમીથી જરા દુરનો દુર રહેતો હતો તે ચપરખંધા હોમીએ સાફ સાફ જોઇ લીધું. પોતાના મિત્રને મનાવી લેવાને બદલે હોમી તો મુછમાં મલકાતો રહયો અને તેથી લવજીના તમામ બદનમાં આગના સોહળા ઉઠવા લાગ્યા.

"ચાલ, લવજી દોસ્ત, આજે હું મુંબઈ જાઉંછ," જતી વેળા તેના ઓરડામાં ઘુસી જઇ હોમીએ કહયું, "મારા પરથી માયા મહેરબાની એમ છેકજ ઉતારી ના નાંખ. હોય એ તો જરા હસાય બોલાય. મેહરાં તો સમજુ છે."

"ડોન્ટ ટોક રબીશ," ગુસ્સાથી તપી જઈ લવજીએ જવાબ વાળ્યો, "તું એક બિલકુલ ગધેરો છે. કહાં હસવું—કહારે હસવું ને કેટલું હસવું--તે હજુ તુને આવડતું નથી."

"ચાલની બા. માફ કરની ? તારા પગપર આય મારી મોથીદાટ હેટ નાંખી દઉંછ," હોમીએ રમુજમાંજ પાછું કહયું, "હવે બીજી વખત રાંદેર આવશ તાહરે કહાં હસવું—કહારે હસવું—કેમ હસવું ને કેટલું હસવું—તે બધું તું મારા દીકરા પાસેજ શીખસ. ટટ્ટા ! ટટ્ટા ! ચીયરયો !!!"

હોમી ગયો. તેના જવા આગમચ એક ઉંડો દમ ખેંચતાં લવજીએ

દાબીને તેને એક શેક-હેન્ડ કરી દીધી. લવજીનું સદાનું પોચ્ચું હૈયું અંદ-રથી ધડક ધડક ફીલવા લાગ્યું.

હોમીની વિદાયગીરી બાદ કુમી જરા ગંભીર થઇ ગઇ હતી. મેહરાં માટે તેની નાજુક છાતીમાં એક જાતનો ધાસ્કો પડયો હતો. લવજી મેહરાં વચ્ચે કેઈ જાતનો સંબંધ પડયો હતો તે મેહરાં સ્પષ્ટ રીતે સમજી શકી નહિં, પરંતુ એક ચીજ તો તેને બરોબર યાદ રહી ગઈ હતી કે તેની પિત્રાઈ ફ્રેનીપર એજ લવજી મોહિત બની મરી મરી ફીટયો હતો.

"મકુંજે મેહરાં, તારી સાથ મારે જરા ખુલાસાથી વાત કરવીછ," પાસેના ખેતરમાં એક સાંજે મેહરાં સાથ એકલી બેસતાં કુમીએ પુછયું, "આય લવજીભઈ તાહરે તાંહ કેટલા દહારા થયા આવી રહયાછ ને એવણ માણસ કેવા?"

"કાંય? શું છે?" મેહરાં ચોંકી ઉઠી, "હોમીએજ એવણને હવા ખાવા સારૂ અહીં મોકલાવ્યા. આપરે તાંહ આવ્યા પછી થોડા દહારામાં પલોટઈ ગયા ને ઘણા મજાહના છે."

મેહરાં ઝાઝું બોલી શકી નહીં. તેની આંખો ટીકતી બેઠેલી કુમી અંદેશામાં પડી ગઇ.

"મેં તો એવણને પ્હેલવહેલ્લા અહીંજ જોયા," કુમી પાછું બોલી, "પણ હોમીના મ્હોંનેથી તેમજ માસીની ફ્રેની તરફથી એવણના સારૂ આપણે ઘણું ઘણું જાણવાજોગ સમજ્યુંછ. બિચારો નસીબનો લીલો લાગેછ."

"હા-કંઇ તેમ છે ખરૂં," મેહરાં નભરવસપણે બોલી, "એવણે બધી વાત મારી આગળ કહીછ."

"બધી દોલત એવણનેજ મલશે એમ એવણના કાકાએ એવણને માનવા દેવું'તું નહીં," કુમીએ કહયું, "જીંદગીમાં તેથીજ એવણ ઘણા નાઉ-મેદ ને નાસીપાસ બની ગયા."

"પણ એવણ તેથીં નાઉમેદ ને નાસીપાસ કવાં બની ગીયાછ જે," મે-હરાંએ મદ હસતાં કહયુ, "પૈસા ટકાની એવણને ઝાઝી દરકાર નથી. એવ-ણને ઘણી ઘણી નવી આશાઓ મલીછ."

"હું કંઇ પૈસા ટકાની વાત નથી કરતી, મેહરાં ને—"

"ત્યારે બીજી શું વાત ?" મેહરાંએ સિતાબીથી જાણવા ચાહયું.

"જીંદગીમાં એવણને મલેલી એક બીજી નાઉમેદી," કુમી બોલી ઉઠી, "માસીની ફ્રેની મારાં મમ્મા આગલ જાહરેબી આવે તાહરે જરા જરામાં લવજી—ને મારો લવજી—ને મારો લવજી—એવુંજ એવુંજ બધું બોલ્યા કરે. લવજી ફ્રેનીને હદથી જ્યાદા સારૂં ઉતું તે મુંબઇમાં તો બધાં લોક જાણતાં'તાં. જાહરે હોસે તાહરે ફ્રેની એ છોકરા સાથજ પણશે એમ લોક બેધડક છુટથી બોલતાંતાં."

આ તમામ હકીકત આજે પહેલવહેલ્લાં સાંભળતાં બાપડી મહેરાંના બદનપર રૂવેરૂવાં ઉભાં થઇ ગયાં. જોકે લવજીએ પોતાની કમનસીબ જીંદગીનો તમામ કહાણી કિસ્સો તેને ખાનગીમાં કહી સંભળાવ્યો હતો તોય આ સૌથી ગંભીરમાં ગંભીર અને અગત્યનીજ બાબતથી જાણીબુજીને તેણે તેને બેખબર રાખી હતી. મેહેરાં એકાએક ચાદર જેવી સફેદ બની ગઈ તે કુમીએ સાફ સાફ જોઇ લીધું,

" મેહેરાં ?" મમતાથી તેના ખભાંપર હાથ મેલતાં કુમી બોલી, "મારાથી બેઅદબી થતી હોય તો માફ કરજે પણ તારાં ભલાંને માટેજ મને બધું કહેવું પરેછ. જોઈ તપાસીને કામ કરજે; જેનું જીગર એક વખત ભાંગીને ભુકો થઈ ગીયું હોય તેની સાથ કામ પાડવા આગમચ સો વખત વિચાર કરવાની જરૂર છે. કેમ ખરૂંની?"

બિચારી મેહેરાં શું જવાબ દે? તેની સહમજશકિત અને વિચારશકિત તમામ સુન મારી ગઇ. તેનો દમ ગુંગળાવા લાગ્યો. ફકત એટલુંજ તે જોઈ શકી કે કોઈ બીજી છોકરીને ખાતર લવજીએ પોતાનું દિલ તોડી નાંખ્યું હતુ.

"પણ ફ્રેનીનું શું ?" મેહેરાંએ જેમ તેમ સવાલ કીધો.

"જોકે એ મારી સગી માસીની દીકરી થાય તોબી કહેવા વગર ચાલતું નથી કે એ બહારથી જેટલી ગોરી છે તેટલીજ અંદરથી હૈયાંની કારી છે. વ્હાલી મેહેરાં, ઘણું મોડું નહિં થઇ જાય તેથીજ સવખતે તુને આજે ચેતવણી આપુંછ."

"ચેતવણી ? ચેતવણી ?" પ્હેલાં ધીમે ધીમે ગંભીર અદાથી હસ્તાં

અને એ પલમાંજ આંખમાંથી આંસુઓ ખેરવતાં મેહેરાં પોકારી ઉઠી, "ફકત ચોરાજ કલાક મોડું થઈ ગીયું; આજેજ સહવારના લવજીએ મારા હાથની માંગણી કરી ને હું સેવટની બહાલીબી આપી ચુકી."

અજાયબીના આચકાથી કુમી એકાએક હીળી પડી. બાબત આટલે બધે દરજ્જે આગળ વધી ગઇ હતી એવી ખબર જો અત્યાર આગમચ તેને મલી હતે તો તે કદી કદી પણ આવી ખુલ્લિ વાતચીતનો જોખમ ઉઠાવતે નહિં. તેના ખભાંપર માથું નાંખી દઈ ડુસ્કે ડુસ્કે રડતી મેહેરાં માટે કુમીને હવે હદથી જ્યાદા લાગવા માંડયું.

મેહેરાં માટે કુમીનો જીવ હમ્મેશનો બળતો જલતો હતો. કુમી સદા માની બેઠી હતી કે રાંદેરમાં વર્ષો સુધી વસી એક પેટની દીકરી માફકજ વીલરમાસીની સદા તાબેદારી અને બરદાસ્ત કરનારી આ ભોલીભાલી છોકરી મેહેરાં કોઇનો પણ સંસાર સુખી કરે એવી એક મિઠ્ઠીમાં મિઠ્ઠી મહોરદારને કાબેલ હતી, પણ શી રીતે બની શકે? એ સંસાર શી રીતે સુખી થઇ શકે? તેની પિત્રાઇ ફ્રેની જેવી એક નાચતી કુદતી ગોરી દહીત્રાં જેવી છોકરીને લવજી જેવો એક માટીડો હમ્મેશનો ભુલી જઇ શકે તેમ માનવાને કુમીનું જીગર સાફ ના પાડતું હતું. જે જીગરમાં મહીનાઓ અને મહીનાઓ સુધી એક મનમોહન મુર્તિએ વાસો કીધો હોય તેજ જીગર ભાંગીને ભુકો થઈ જવા બાદ એક બીજી મુર્તિને શી રીતે સમાવી શકે? ચાંદનબાઈ હીરા-માણેકનો લખ્ખોનો વારસો મલતાં લવજી વળી પાછો ફ્રેની સાથ એક થઇ ગયો તો પછી મેહેરાં જેવી બાપડી એક ગરીબ ગામડયનના શા આશરા? મેહેરાંના હાથની ઉમેદવારી કરવા આગમચ લવજીએ તેને પોતાની આગલી તમામ હકીકતથી વાકેફ કરવીજ હતી; અને તેમ નહિં કરવાનો સબબ?

આવા આવા ખ્યાલોમાં તલ્લીન થયલી કુમી મેહેરાંનો બરડો પસવા-રતી ઉભી રહી.

"તું મને કદાચ ઘણીજ નાદાન છોકરી ધારતી હોસે, કુમી," પોતાનાં આંસુઓ સુકવી નાંખી કુમીના ખભાંપરથી માથું ઉંચકતાં મેહેરાં બોલી. "પણ નસીબમાં લખેલું હોયછ તેજ બનેછ."

"પણ હવે તું કરવા શું માંગેછ?" ચાલી જતી મેહરાંનો હાથ પકડી તેને થોભાવતાં કુમીએ પુછ્યું.

"હું શું કરવા માંગુંછ? બીજું શું વરી? એની આગળ જઇ એમજ કહુંછ કે——"

"હમણાજ જઇને કહેવા ચાહેછ?" કુમીએ ગભરાઇ જઇ પુછી લીધું.

"હા-હા—અબઘડી દોડી જઈ એને કહી દઉંછ કે લવજી? લવ? હું તારીજ થઇછ ને સદા તારીજ રહેવશ!"

યા ખુદા! બંગલી તરફ સિતાબીથી દોડી જતી મેહરાંને ડઘાઇને જોતી કુમી પથ્થરના એક પુતળાં મિસાલ થોડોવાર ત્યાં એકલી ઉભી રહી. મામલો આટલે દરજ્જે બ્હેકી ગયો હતો તે હવે કુમીએ સેવટે સ્પષ્ટ જોઈ લીધું. એક કુંવારો માટીડો જીંદગીમાં બબે મરતબા બે જુદા જુદા જીવોને સાચ્ચાં જીગરથી અને પ્રમાણિક નિષ્ઠાથી શી રીતે ચાહી શકે તે કુમી જરા પણ સમજી શકી નહિં. પેલી દીનુ વકીલનો દાખલો યાદ આવતાં મેહરાંના ભવિષ્યના સંસાર સારૂ કુમી દિલસોજીથી ભારી અંદેશામાં પડી ગઇ. હવે ઉંટડો કેઇ તર બેસશે?

## પ્રકરણ ૨૭ મું.

### નચ્યત નેક—ઈમાન એક.

વીલર માસીની બંગલીના પાછલા ભાગમાં આવેલા નાના બગીચામાં કુમી પોતાના મનમાં તરેહવાર વિચારો કરતી એકલી બેઠી હતી. પોતાના મનની મુશ્કેલી તે સમજી શકી નહિં. આ શું જરા પણ બનવાજોગ હતું કે લવજી મેહરાં સાથ પરણવાના પાક પવિત્ર ઇરાદાથીજ આવી ગાઢી દોસ્તી રાખતો હતો? ફ્રેની જેવા એક ગોરાં પતંગ્યાપર દિવાનાપણાની હદે મોહી પડી આખરે તેને પોતાનું દિલ ભાંગીને ભુકેભુકો કરી નાખવું પડયું; અને હવે તેજ દિલથી-બલ્કે કાંઈ નવા દિલથી-તે મેહરાંને શી રીતે ચાહી શકે?

કુમીના મનથી તો સાચ્ચા દિલની એકજ વખતની પાક પવિત્ર મહોબત તે જીંદગીના છેડા સુધીની એકસરખી મહોબત ગણાતી હતી.

ખુદ પોતાનોજ દાખલો તે તપાસતી બેઠી. હોમીને તેણે પોતાનું દીલ અર્પણ કરી દીધું હતું. અરસપરસના તે અખંડ વ્હાલમાં—જીગરના જોશ સાથના તે પવિત્ર પ્યારમાં હવે કશો પણ ફરક શી રીતે થવા પામે? જો કોઇ કુંવારો માટીડો પ્યારની પરિક્ષામાં એક વેળા નિષ્ફળ નીવડયો હોય તો મહોબતના મયદાનમાં એક વેળા ફરીથી બહાર પડવાનો ખુદરતે તેને કશોજ હક નવાજયો નહોતો! અને એમ ધારનાર—આવો વિચિત્ર ખ્યાલ ધરાવનાર—આ કુમીજ હતી કે જેને મેહરાં માટે સાચ્ચાં દિલથી લાગતું હતું.

લાકડાંના નાના દરવાજાનો અવાજ સંભળાતાં કુમીએ પાછળ ફરીને જોયું તો લવજી ગભાર ડાચું વકાસી બંગલી તરફ ચાલી આવતો હતો.

"કેમ, લવજી ભાઇ? આજે કંઈ એકલાજ ફરી આયા? મેહરાંને આજે વાપર વખાતી નાંખી કે?"

"તમે—તમે શું કહેવા માંગોછ તે હું સમજી શકતો નથી." લવજી ફગળાઈ ગયો.

"આવોની? જરા અહીં બેસોની? ખુલાસાથી હું બધું સમજાવી દઉં. મકુંજે મારાં માસીની ફેનીને છોરી દઈ હવે મેહરાંને પકડી બેઠાછ કે?" કુમીએ એક રામબાણ સિધ્ધો સવાલ પુછી દીધો.

"તેમ ધારવામાં તમારી જબરી ભુલ છે," બાજટપર બેસી જતાં લવજી બોલ્યો, "તમે ને હોમીએ તે દાહાડે મનમાં જે ભાવ્યું તે બોલી દીધું પણ જરા મારી લાગણીનો તો કંઈ વિચાર કરવોતો?"

"હોમીની વાત હોમી જાણે; તમારે તો મને ખુલાસો કરવાનો છે," કુમી મક્કમ મને બોલતી રહી, "એમ બબ્બે જણ સાથ ફ્લર્ટ કરવો તે સારા માણસનું કામ નહિં, લવજીભાઇ? તમારા જેવા શીખેલા, ભણેલા ને વરી લેખકને માલમ તો હોવુંજ જોઇએ કે પારસી કાયદામાં એકજ બૈરી કરવાની છુટ છે? તે તમે શુ કંઈ નવો કાયદો કહારવા માંગોછ કે?"

"કુમીબઈ? આજે એવું એવું બોલી તમે મારૂં અપમાન કરવા

માંગોછ કે?" જરા ડોળા ચઢાવી દઈ લવજી બોલ્યો, "મારી લાગણી દુઃખવવાનોજ તમારો વિચાર હોય તો સાહેબજી, મને અંદર જવા દેઓ."

કુમી એકાએક ગંભીર બની ગઇ. મહેરાંની આ સાચ્ચી સહીએ ઉપલી વાતચીતમાં કાંઇ નવોજ અનુભવ મેળવી લીધો.

"જરા થોભો—થોભો—લવજીભઇ, ગરીબ માણસ સાથ એમ ગુસ્સે ના થઈ જાવ પણ તમુને ખબર તો હોશેજ કે To love once is to love always?"

"તમારી માસીની ફ્રેની જેવી એકાદ લુચ્ચી, ઢોંગી ને મતલબી છોકરી મારા જેવા એક ખુલ્લાં જીગરના માટીડાના દિલ સાથ મહોબતના બ્હાને જો આટલે દરજ્જે ઘાતકી મશ્કેરી કરે તો તેમાં તે બિચારા માટીડાનો શું કસુર?"

"પણ તારે એવી છોકરીને દિલ આપી દેવા પહેલાં ને સારા શહેરમાં બધું ડાંઉ–ડાંઉ કરાવવા આગમચ તમારે જરા વિચાર તો કરવો તો? જો તમારા જેવા માટીડાની જાત એટલી બધી ભોલી હોય તો—બેઅદબી માફ છે—લવજીભાઈ—પણ મારી મહેરાંના સારૂ મને તો તેથી ઘણીજ ફીકર લાગેછ."

"તમે જાહરે આટલાં બધાં ખુલ્લાં દિલથીજ વાત કરોછ તો મને હવે કહેવા દેઓ, કુમી બેન, કે મેહરાં સાથ મેં કશી પણ બેહુદી અણઘટતી વર્તણુંક ચલાવીજ નથી."

"એના હાથની તમે શું માંગણી નથી કીધી? એ બિચારીએ સેવટની બહાલી બી નથી આપી?"

"હા, તે ખરૂંજ છે ને તેનું કારણ કે મારી નય્યત નેક ને મારૂં ઇમાન એક છે,"

"જો ચાંદનબઇ હીરામાણેકની તમામ દોલત કાલે ફ્રેનીને મલે ને એ તમારીજ સાથ પણવા માંગે તો બી તમે શું ના કહો? જાવ–જાવ મારા ભાઇ? મારા ધ્યાનમાં તો એ વાત ઉતરતી નથી."

"તમે માનો યા નહિં માનો—મને તો બસ હવે મેહરાંની સાથેજ કામ છે."

અંગલી તરફ વિદાય થતાં લવજીને સ્થિર નજરે ટીકતી કુમી વળી પાછી અંદેશામાં પડી ગઇ. આ બાપડા લવજીની પુરેપુરી કસોટી તેણે કરી દીધી હતી. અને તો પણ પોતાના મનમાં ચીટકી બેઠેલો વ્હેમ તે દુર કરી શકી નહિં.

મેહરાં પોતાના ઓરડામાં કાંઇ ગુંઠતી એકલી બેઠી હતી.

"મેહરૂ તું બી મારી સાથ એમજ વર્તેછ?" મેહરાંના ગંભીર ચ્હેરાપર નજર નાંખતાં લવજીએ કહયું, "તારી સહી કુમીને મારામાં ભલે ઇતિબાર નહિં હોય પણ મારાપર તારો ભરોસો છે યા નહિં?"

"મને લાગેછ કે આપણે બેઉ જણે ઘણી ગંભીર ભુલ કરીછ, લવજી," નીચી મુંડીએ ગુંઠયા કરતી મેહરાં બોલી, "કેનીના સુખની વચમાં મારે આવવુંતુંજ નહિં."

"ચોકકસ કારણોસર એ વાત મેં તારી આગળ પહેલાં નહિં કરી તેનું આય પરિણામ? તેની આય સજા!" મેહરાંનો હાથ જોરથી તેણે પકડી લીધો.

"તમે શું મારી સાથેજ પણવા માંગોછ?" ગુંઠવાનું બાજુએ મલી દેતાં મેહરૂએ પુછયું, "કાંય? તેમ કરવાનું કંઇ કારણ?"

"કારણ? યા ખુદા! આય તે કેવો બેહુંદો સવાલ!"

મરદની મિઠ્ઠી બાજે વખત કેટલી પોચી હોય છે. લવજી વધુ કાંઇ-પણ શબ્દો બોલે તે આગમચ તો તેના ગાલોપરથી આંસુના રેલાઓ વર-સવા માંડયા. નાજુક સુંવાળું હયું ધરાવનારી મેહરાં એક ઘડી પણ ચોલી શકી નહિં.

"લવજી, મારા લવ, તુ મને દગો તો નહિં દેશેની? ભવિષમાં જો મારૂં દિલ હમેશનુંજ તોડી નાંખવા ચાહતો હોય તો ખુદાને ખાતર હમ-ણાંથીજ મારો પીછો છોડી દે; હજુ બી ઘણું મોડું થયું નથી."

પોતાની મિઠ્ઠી દિલબરને જોરથી પેટમાં દાબી લવજીએ હળવે હળવે તમામ ખુલાસો કરવા માંડયો. તે વિગતવાર વાતચિત ચલાવતાં ખાસ્સો અરધો કલાક પસાર થઇ ગયો. તે કહાણી કિસ્સો લવજીના મ્હોડેથી સાંભલવા બાદ મેહરાંના ચ્હેરાપર ખુશાલીનો ખુદરતી લાલાશ ફુટી નીકળ્યો.

"મેહરાં, તું અહિંજ છે કે?"

ફ્રુમીના ઉપલા શબ્દો કાને અચાનક પડતાં વિંટાળેલા હાથો એકાએક છોડી દઇ ડાહયાં દોહરાં બેસી જતાં મેહરાં તેમજ લવજીને ભોંય જરા ભારી પડી ગઈ!

——:(o):——

# પ્રકરણ ૪૮ મું.

——:o:——

## અદેખાઈની આગ સલગવા માંડે છે.

——:o:——

ફ્રેનીના ભેજાંની કમાન એકદમ છટકી ગઈ હતી. સત્યાનાશ જાય પેલી જરનું તે આટલાં વર્ષો ગામડામાં રહી રહીને હવેજ એને નડવા કયાં આવી! એના જેવી એક ગામડયનને ખુદાવજીએ એટલી બધી ખુબસુરત કાંય બનાવી હશે? એક બિલકુલ અભણ અને અક્કલરહીત છોકરીને બદલે ફ્રેનીએ તો કંઈ નવુંજ નધારેલું આબદાર ગાહર જોઇ લીધું. વળી પેલાં જીલુબાઇએ તેને દીધેલી ડાહી શીખામણ! ફલી થોડા દહાડા વધુ પુનામાંજ પડી રહે તો કેવું સારૂં?

આ કિસમના બધા હવાઇ કિલ્લાઓ મનમાં અને મનમાં બાંધ્યા કરતી ફ્રેનીને કયાં ખબર હતી કે પોતાના ઓરડામાં તે કપડાં બદલવા ગઈ તેની દશેક મિનીટ આગમચ તેનો પ્યારો દિલજીન દિલદાર ફલી પોતે ચાંદન-કાકામાં આવી પહોંચ્યો હતો!

પોતાના ચાંદન કાકીને થોડું ઘણું મ્હોડું બતાવી ફલી પરભારો ઓરડામાં ઘુસી ગયો. આ નાદાન છીછરા છોકરાના લખ્ખણ જીપણથી હવે પુરેપુરાં માહીતગાર બનેલાં ચાંદનબાઇને ફલીની આમદથી કંઈ ખાસ ખુશાલી ઉપજી હોય એવું લાગતું નહોતુ. પોરયો હજી પણ સુધરશે તે આશામાં તો ચાંદનબાઇએ જ્યારે હોય ત્યારે ફ્રેની સાથ એનું સાટું ઠોકી દેવાનો પક્કો વિચાર કરી રાખ્યો હતો. કાકા કાકાનાં પડયાં અને વળી બંનેની પુરતી મરજી ત્યારે ચાંદનબાઈ શું કરવા ના પાડે?

કપડાં જલ્દીથી બદલી નાંખી ફ્રેનીને મલવાની આશામાં ફ્લી હોલમાં આવી ઉભો. તેના ગોરા મુખડાપર કાંઇ ગંભીર ગમગીની, ઉદાસી અને ધાસ્તીનો છાપ ખુલ્લો દેખાતો હતો. તેની વિચારવંત આંખ્યોના પાંપણો ફિકરમંદ ચિલ્લેદાર કપાલનાં ભવાંઓ તરફ જરા જરામાં ખેંચાયા કરતાં હતાં. પૈસાની જબરી મુસીબતમાં તે ઘેરાઈ ગયો હતો અને તેથીજ તો તે ફ્રેનીની તાત્કાળિક પનાહ શોધતો ઉભો હતો. ફ્રેનીપર તેનું દિલ હતું. જો કે તે છોકરી ભેજાંની બિલકુલ ફેરાવણ હતી તોય તે તેની સાથ શાદીના ગાંઠથી જોડાવા ઠરાવ કરી બેઠો હતો. ચાંદનકાકીની આ નજદીકની સગીને ઓછામાં ઓછો આઠ દશ લાખનો દલ્લો મલવોજ જોઇએ તેમ તે માનતો હતો.

બહાર બગીચામાં એક નભરવસ નજર નાંખતો તે ઉભો હતો તેટલામાંજ પાછળથી આવતાં કોઇનાં પગલાં સંભળાતાં તે ચોંકી ઉઠયો અને— એ આ કોણ? પોતાની માનીતી ફ્રેનીને બદલે કોઈ બીજુંજ નવું ફાંકડું રમકડું તેની લગોલગ આવી ઉભું! ગગનમાંથી ઉતરી આવેલી આ કોણ મનમોહન મુર્તિ હતી? કેટલી બધી ખેંચાણકારક ખુબસુરત છોકરી! ફ્લીની તિક્ષણ આંખો તે રૂપાળાં ગોરાં મુખડાપર થોડી પલો ચીટકીજ બેઠી.

"તમે જી, ફ્લીભાઈ—ફરામરોઝ કે? તમે અહીં આવવાના છઓ તે આજેજ ચાંદનબાઈ ફૂઈ બોલ્યાં; હું રાંદેરની જર—આપરે તો સગાં થઇએ."

"કોણ? તમે કોણ છઓ? રાંદેરના જરબાઈ? તું—તું રાંદેરથી આવી? બ્હેસ્તી દારાબની તું દીકરી?"

અસાધારણ જુસ્સાનો મારેલો ફ્લી નજદીકના સોફા પર બેસી ગયો. રાંદેરથી આવેલી અને મનમાં કલ્પેલી આ કિસમની "ગામડણ બોચ"ને જોઈ ફ્લી થોડોવાર અજાયબીથી ફાટીજ ગયો. આ તો કોઈ જબરી હિમ્મત વાલી છોકરી હતી!

"આપરે તો સગાંવ્હાલાં થઇએ ને તો બી કેવું અજબ જેવું કે આજના દીવસ સુધી આપરે અકેકને જોયલાં નહિ," નિર્દોષ જરૂએ પટ-

પટારો ચાલુ રાખ્યો જેથી ફ્લી તાઅજ્જુબીમાં વધુ ગરક થતો ચાલ્યો.

હિમ્મત કહો યા કિમ્મત! પણ પાપ અને મેલથી બાકાત રહેલાં કોઈ સ્વચ્છ જીગરને તકલીદી તાજીમતવાજા અને મતલબી આવજાભાવજાની કશીજ જરૂર રહેતી નથી.

"છોકરી, તુ કેટલા દહારા થયા અહીં આવીછ?" ફ્લીએ પુછ્યું.

"જી, મારાં ચાંદનફુઇનો કાગલ આયો કે તરત હું રાંદેરથી ઉપડી પડી. બધું નવું પરયું તે અસરીખું ઘણું લાગેછ ને એટલાં બધાં સગાંઓ છે કે બધાંને હજુ ઓરખાણુબી પડી નથી. ફકત ફ્રેનીબઇ ને જીલુબઇને ઓળખ્યાંછ."

"જીલુબઈ બી અહીં આયાંછ ખરાં? કાંય? ઘટનો અવાજ સમજી ચોંકી કાંય?"

"અમારા ગામમાં તો આગ લાગે તાહરેજ એમ ઘંટો વાગે ને અહીં તમારા મુંબઇમાં તો જમવાનો વખત થાય કે એમ ઘંટ વાગે," જરે ખુલાસો કીધો.

"અહીંબી પેટમાં આગ લાગે કે ઘંટ વાગે," ફ્લી હસ્યો, "હજુ તો જમવાને વાર છે ને આપરે તો જમવાની ફકત બેજ મિનિટ અગાઉ નીચે આવ્યેછ કારણકે ચાંદનકાકી આગળ આવીને ભેજાં દુઃખણ કોણ કરે?"

'ને તોબી તમે તો જલ્દીથી આવી ઉભાછ, ફ્લીભઇ?"

"કારણકે કોઇની ઓરખાણ કરાવ્યા વગર આપરી સરજતમાં એમ મલવાનું કેમ ખરૂ ની?"

"એ કોણ—? ફ્લી કે? ને કોણ—જર? એ ફ્લી કહારે આયો? અરે? વહારે? આય જગલી ગામડયને ફ્લી સાથ આટલીવારમાં ઓરખાણબી કરી નાંખી?"

"ફ્રેનીબઇ? મારી સાથ તમે એમ કાંય કર્યા કરોછ? એવણને ઓળખી કહારી જરા ખબરઅંતર પુછી તેમાં મેં શું ગુનાહ કીધા જે?" જરે બેધડક જવાબ દીધો.

"મને નહીં ખબર કે તારા જેવી એક અભણ અક્કલ વગરની ગામડયનમાંથી આટલું બધું મીઠું હોયછ? ફ્લી, આય મખ્ખઇ મોહરો જોઇ



"એ કોણ, ફ્લી કે? ને કોણ? જર?" ફ્રેના બોલા.

(પાનું ૧૬૨ મું.)

તું મનમાં કંઇ ખાંડબાંડ ના ખાતો જો? એ આવી તાહરે તો એવી એબ-દસા જેવી ચીથડેહાલ લાગતીતી ને પેલાં જીલુબઇના કહેવાથી ચાંદનકાકીએ એના સારૂ બધો નવો વાગો વસાવ્યોની તે આજે સામટો હોરી લીધો! જમવાને તો હજુ કેટલો વાર છે ને અત્યારથી એમ પ્હોળીચ્હોળી થઇ નીચે શાની આવી? જા—જા—અહીંથી ચાલી જા?"

ગરીબ બિચારી જર! તેનું આખ્ખું બદન ઝાડના પાંદડાં પેરે હીલી ઉઠયું. એ આ તેની સગી કહેવાજ શું ચાહતી હતી? બસ ખાઈપીને તેનીજ પુઠ પકડી બેઠેલી આ ફ્રેની જરા જરામાં તેને એમ અપમાન કાંય કરતી હતી? આ જુલમનો શું કાંઈ ઈલાજજ નહોતો?

આંખો ઉંચી રાખી શાંત ઉભેલો ફ્લી પલના પલકારામાં તમામ મામલો પામી ગયો. છેડાયલા સાંપને દાબવામાં સાર નહોતો. વળી ફ્રેનીની મદદની હાલને કાજ તેને હદથી જ્યાદા જરૂર હતી. પોતાનાંજ પાણી મુવેલાં હોવાથી જરની કશી પણ તરફદારી કરવામાં તેણે જબરો જોખમ જોઈ લીધો.

"અધુરી ઉતી તે એ મુઈ મનેજ નડવા આવી." સાંમે ઉભેલી જર તરફ તિરસ્કારની એક બીજી કાતીલ નજર ફેંકતાં ફ્રેની વળી પાછી પોતાના મનમાં ફફડી.

ગુસ્સાથી તપી ગયલી જર કાંઇ બોલવા જતી હતી તેટલાંમાંજ બીજાં બધાં હોલમાં આવી લાગ્યાં.

"જર, દીકરી જર? કહાં છે?" ચાંદનબાઈ જરનીજ પુછપરછ કરતાં બધાં આગલ આવી ઉભાં. "જીભરૂં નવાં કપડાંમાં કેવી શોભી રહીછ. મારા બ્હેસ્તી દારાબની આબેહુબ નકલ! ફ્લી, આપરી જરને તો તેં આજેજ જોઇ હોસે."

"હારે, ચાંદનકાકી, જરબઇએ તો પોતાની મેલે કહારની બધી ઓર-ખાણબી પાડી દીધી," ફ્રેની સિતાબીથી બોલી ઉઠી, "હું આવીને જોઉંછ તો કેટલા વખતની પીછાન હોય તેમ બેઉ જણા હસી હસીને વાતબી કરતાં'તા."

"તો તેમાં તારૂં શું ગીયું?" ચાંદનબાઇએ તરારો કીધો, "કહેછ કે કાજીજી દુબળા કયું તો સારા ગાંવકી ફીકરસે; લેવ—ચાલો બધાં જમવા

ચાલો; હસાખુશીથી બુકબાચક ખાઈ લઇએ."

ફ્રેનીનાં ભેજાંની નસો અદેખાઇના આતશથી વલ ખાયા કરતી હતી. બુઢ્ઢાંનો જરપર એટલો બધો જીવ કાંય? ઘરડાંજીએ તો જરને વળી પાછી પોતાની પાસેજ બેસાડી.

જમવાનું જેમ તેમ ખલાસ કરી બધાં વગેસગે થઇ જતાં ફ્લી નીચી મુડીએ બહાર બગીચામાં ઉતરી પડયો. તેનો બધો જીવ કયારનો બેતાબ મારી ગયલો હતો. કાંઇ ઘણા ઉંડા ખ્યાલમાં ગીરફતાર થઈ તે બાજતપર બેસતો હતો તેટલામાંજ તેની પુઠે ફ્રેની આવી ઉભી. આ છોકરીની આવી પ્હોંચવાની વકીમાંજ ફ્લી બેસવા જતો હતો.

"મને કંઈ સમજ નહિં પડતી, ફ્લી, કે તું એટલો બધો ગભરાયલો કાંય છે," હાથમાં હાથ ધરી તેની લગોલગ બેસતાં ફ્રેનીએ પુછ્યું.

"હું જબરા સકંજામાં ઘેરઈ ગીયોછ. ડીયર," ફ્રેનીનો હાથ પકડી રાખી તે બોલ્યો, "આવતાં અઠવાડયાં સુધીમાં જો પાંચ હજાર રૂપ્યા મને નહિ મલશે તો દીવાની જેલમાં જવાનો સોદો છે."

"ફ્લી, ફ્લી, મારા જાન? તું શું બોલેછ? તું એટલો બધો કરજદાર બની ગયોછ?"

"હા—જરા તેમજ છે ને ગમે તેમ કરી તારે મને મદદ કરવીજ પડશે."

"હું કેવી રીતે મદદ આપી શકું." નસોસ થઇ તે બોલી, "જો મારી પોતાની પાસ પૈસા હોતે તો પૈ એ પૈ તારા હાથમાં આપી દેતે."

"એ 'જો' ને 'તો' નો વિચાર કરવાનો હમણા વખતજ નથી, ફ્રેની," ફ્લી ગંભીર બની જઇ બોલ્યો, "હું તુંને ખુલ્લે ખુલ્લું કહી દઉંછ કે પાંચ હજાર રૂપ્યા યા ઇજ્જતની ધુળધાણી—પૈસા યા બતંએ!"

ફ્રેની ઘડીભર ઉજળી સપ થઇ ગઈ. તેનાં ભેજાંની સંદુકમાં કાંઈ ભયાનક બુરા ખ્યાલો હવે દાખલ થવા લાગ્યા.

"મકુંજે, ફ્લી?" હળવેથી તે બોલી. "એ ઘરડી હજુ કહાં સુધી એમ જીવ્યા કરસે? જીવતાં જીવત નથી ડોસાં પોતે પૈસો વાપરતાં કે ઘપી જઈ નથી કોઇ બીજાને વાપરવા દેતાં."

"બાઇ જોવા ફ્રેની? તેવો કશો ખ્યાલ તો આજના દિવસ સુધી હજુ મનેબી નથી આયો? બુટ્ટાં કંઇ એટલાં બધાં નાંખી દેવા લાયક તો નથીજ; પણ હું એમ પુછું, ફ્રેની ડીયર, કે ચાંદનકાકી પાસ તું પોતે તારા કંઈ કામસર પૈસા નહિં માગે?"

"મારી હિમ્મતજ ચાલતી નથી, ફ્લી. એટલી મોટી રકમની મને શું જરૂર પડે? ડોસી કંઇ એવી સુંવાળી નથી કે ચપ દઇને પાંચ હજારનો મને ચેક લખી આપે."

"તમો રાંડયાં લોક હમ્મેશના એવાંજ રહી ગીયાં," બાજતપરથી ઉઠતાં ફ્લી ફફડી પડયો, "ગરજ હોય તો ફ્લી ને નહિં તો જાહનમમાં જાવ."

"પણ તું કહેવા શું માંગેછ, ફ્લી," તેનો હાથ ખેંચી બાજતપર પાછો બેસાડતાં ફ્રેની બોલી, "ચાંદનકાકી આગલ જઈ તું પોતે પૈસા કાંય નહિં માંગે? તારાપર ડોસાંનો જીવ કંઇ થોડો નથી? હજુ તો પરમ દિવસેજ એવણે મારાં કપડાં લત્તાંનો ખાસ્સો પાનસોનો આંકડો ચુકવ્યો ને એજ દહારામાં એમ પાછું માંગતાં મને તો બા ભારી લાગેછ."

"પણ તારૂં પોતાનું કંઇ જર ઝવેરાતબી નથી, ફ્રેની? જો, ડીયર. મારી ડોકી તારા હાથમાં છે."

"એટલી મોટી રકમ મારગેજપર ઉભી કરે તેવું તો કંઇજ નથી," ફ્રેની નસોસ થઇ બોલી, "એમ તો મારી મોતીની માળા બરીછ, પણ તે કંઈ વલે એમ નથી."

ભોંયપર એક ટાંચણી પડતાં અવાજ સંભળાય તેવી ગંભીર ચુપકીદી થોડી પલો ત્યાં પથરાઇ રહી. આ બંને જણાને કયાંજ ખબર હતી કે બાજતની ઝાડીની પછવાડે છુપાઈ રહેલો એક જીવ આવી મજબુત ખામોશી વચ્ચે જેમ તેમ દમ શ્વાસમાં લઈ શકતો હતો.

"મને જરા વિચાર કરવા દે, ફ્લી," ફ્રેની પાછી બોલી, "પેલી નાપાક દુકતી જહારથી મુંબઇ આવીછ તાહરથી મારૂં ભેજું ઠેકાણે રહેતું નથી. આપરી નામોશી ને તે અહેરેમન દદાને દલ્લો."

"તું જાહરે એની વાત કરેછ તાહરેજ હું કહુંછ, ફ્રેની, કે છોકરી તો

તો ઘણીજ દેખાવળી છે. શું એની ખુબસુરતી, શું એનો ઘાટઘટમ ને શું એની આંખો ને—"

"હેં ? હેં ? એટલું બધું કે ? અગરગચ્ચાં ઓડલાંગોડલાંઓ તમુને એટલાં ગમેછ તે મને નહિં ખબર ?" જોરથી બંને હોઠો કરડતાં ફ્રેનીએ કહી સંભલાવ્યું, "મકુંજે, એ તમારી દેખાવલી ખુબસુરતીનેજ જોવા ગમેછ તો કહારના અહીં અંધારામાં મારી આગળ શાના બેસી રહયાછ જે ?"

ફલી જરા ચોંકી ઉઠયો ! એક પલમાં તેણે તોફાનની નિશાની નીહાળી લીધી. આ છોકરીને એમ છેડી દઇ તેને હમણા તપાવી દેવામાં શો સાર હતો ?

"તું એમ ગુસ્સે ના થઈ જા, ડીયર," તેનું માથું પસવારતાં ફલીએ કહ્યું, "હું તો તારી સાથ ખાલી હસતો'તો; બીજુ કંઈજ નહિં, હેબત ને ધાસ્તીમાં દહારાઓ થયાં હું મરતો ચાલ્યો તો આજે હવે તારી સાથ જરા તો હસવા દે ?"

"મકુંજે, ફલી ?" તે હળવેથી બોલી, "હું ઇચ્છુંછ કે ચાંદન કાકીના દાગીના થોરા દહારા પહેરવા આપુને મળે."

"એટલે તું કહેવા શું માગેછ તે સાફસાફ બોલની ?"

"બસ એટલુંજ કે હીરામાણેક ખાનદાનનો હીરાનો હાર જાહરે હોશે તાહરે આપરા બેઉનાજ નસીબમાં લખાયલો છે. કેમ ખરૂંની ?"

"તું તો બધું ગાડું ઘેલું બકેછ, ફ્રેની; ડોસી તેમ કરવા કદી બી કબુલ થવાની છે ? કંઈ બીજોજ વિચાર આપરે કરવો પડશે."

"ચાલ, હમણા તો બધી એ વાત જવા દે, ફલી; આવતી કાલે રાતે જમ્યા પછી અહીંજ મને મલજે. તેટલામાં હું બી કંઈ વિચાર કરી રાખશ."

"કંઈ બી વળે તો સારૂં નહિં તો બતંબેની જાત્રાએ મને જવું પડશે," નીસાસો નાખતાં ફલી બોલ્યો," ભયંકર ખાનાખરાબીની ખાહીની છેક કિનારીપર હું આવી ઉભોછ; પછી તુને ભલે મારી દરકાર હોય યા નહિંબી હોય."

"ફલી ? એ શું ?"

"કાંય નહિં, કદાચ તું પોતેજ મારૂં કાટલું કહારી નાખી ઘરડાંને સમજાવી પતાવી મને રખડાવી નાંખે ને બધો વારસો તું એકલીજ પચાવી બેસે."

"તમારી ઉંચી સરટીફીકેટ સારૂ ઘણોજ ઉપકાર, ફરામજી," ફ્રેની બોલી, "અરે! હું તારાપર આટલો બધો જીવજાન કહારી આપુંછ ને મારામાં હજુ તારો વિશ્વાસ નથી? વારસો મને મલે તોબી શું થયું? તું કહાં રખડી જવાનો છે કે તેની વાત! તું શું મારીજ સાથ પણવાનો નથી?"

"એ બધા વારસા ફારસાની વાત હમણા માંડી વાલી તુંને જો ખરે-ખરજ મારૂં લાગતું હોય તો મને મદદ કર. આવા કટોકટીના વખતમાં તું મદદ નહિં કરે તો કોણની આગળ જઇ હાથ ઓળવું?"

"મારી આંખની જોરે મદદ કરવા તૈયાર છઉં, મારા લવ, પણ મને કંઇ રસ્તો બતાવ. હા, ડોસી જો આજે રાતે તાકો ઘડો કહારે તો તારી ને મારીબી તમામ મુસ્કેલીનો છેડો આવી જાય. હું એમ પુછું, ફ્લી, કે ચાંદન કાકી રાતોરાત એકાએક મરીબી જાય કે?"

"તેથીજ સહવારે બધાં દોખમાઓ ભરઇ જાયછ," ફ્લીએ કહ્યું, "જા—જા--ઘેલી છોકરી, એવાં સપનાંઓ જોવાની હમણા હમણા તુંને આદત પડેલી લાગેછ."

"ઘરડાં દહારે દહારે લેલે ગુરગી તો થતાં ચાલ્યાંછ ને હવે બાકી શું રહ્યું? એમ ધાર કે આયાએ દવાને બદલે ભુલમાં બરડાપર લગાડવાનું ઝેરજ આપી દીધું તો?"

"ફ્રેની? આઇ હોપ યુ આર ઓલરાઇટ? તારી તબીયત તો આજે સારી છેની? તું પોતે શું ડોસાનું કાટલું કહારવા તયાર થઇછ?"

"અરે, જો જરૂર પડે તો તારે ખાતર તેમબી કરવા તૈયાર થાઉં, મારા જાનના જાન!"

"લુક હીયર, ફ્રેની, ખુદાને ખાતર હવે તું જઇને સુઇ જા, મને લાગેછ કે બહારની ઠંડી હવાથી તારૂં ભેજું જરાક પોચ્ચું પડવા લાગ્યુંછ."

થોડીવારમાં તેઓ બંને જણાઓ બંગલા તરફ ચાલી ગયાં.

"ઘરડીને ઝેર આપવા તૈયાર થઇછ. ડોસીને મારી નાખવા માંગેછની! ઠીક છે! રાન? સુજમાં રોજા ખોલ્યા કરજે."

તે લોકના જવા બાદ ઝાડીની પછવાડે કોઇ હળવેથી બોલી ઉઠયું.

———

# પ્રકરણ ૨૯ મું.

———:o:———

## બાજી બદલાતી જાય છે.

———:o:———

પોતાના પરગજુ પુન્યવંત કામો અને ધંધાદારી કુશળતાને લીધે તબીબી ધંધાના શણગાર સમાન ગણાતા ભલા લોકપ્રિય ડાકટર માસીનાની હોસ્પીટલના લાભાર્થે મુંબઇના કેટલાક એમેચ્યુરસ બિરાદરો એક્ષેલસીયર થીયેટરમાં આજે રાતે એક ધરખમ ખેલ ભજવનાર હતા. સદાના પારસી સખાવતી દિલગુર્દાને કાંઈ પુછવું પડે ? ખેલ શરૂ થવાની ઘણી આગમચ નાટકશાળાનું ખુણેખુણું ચીકાર થઈ ગયું હતું. બીજી ઘંટી વાગી અને આપણો બીરાદર હોમી મુલ્લાં લ્હેરે લ્હેરે દાખલ થઈ ઓરકેસ્ટ્રામાં બેઠો. બેસતાંને વાર સામે નજર પડતાં તે જરા તાઅજ્જુબ થયો. તેની લગોલગ આગલી હારમા ફલી ફ્રેની અને ફ્રેનીની બાજુમાં કોઇ બીજો શખ્સ બેઠો હતો મુંબઇના જાણીતા ચોપડી વેચનારા અને નવલકથાઓ બહાર પાડનારા મેસર્સ પંડયા એન્ડ મહેતાની કું૦ વાલાં કેકી મહેતાને ફ્રેનીની અડોઅડ બેઠી ખુશ ગુફ્તગુ કરતો જોઈ હોમી સ્હેજ મુછમાં હસ્યો. એક નવો ગધેડો આ કાંકડી ફીતુરીના ફાંદામાં ફસાયો હતો ! જુઠ્ઠિ જગતના તરેહતરેહના વિચિત્ર ઢંગઢડાથી બેખબર રહેલા આવા આવા અકકલહિણ મુર્ખો આ કિસમના ભેસના પુછડાં સાથ ખેંચાયા કરે તેમાં કાંઈ નવાઈ હોઈ શકે ?

ફ્રેનીએ હોમીને આવતાં અને બરોબર પાછળ બેસતાં સ્પષ્ટ જોઈ લીધો હતો તોય આ કરામતબાજ કુત્રિ જાણે કશાંમાં હોયજ નહીં તેમ ખેલ જોવા મંડી ગઈ. ચગોર હોમી બધું તરત ચેતી ગયો

કાંઈ આગલી તવારીખનું સ્મરણ થતાં હોમી પલવાર અંદેશામાં પડી ગયો. હોમીને એકાએક યાદ આવ્યું કે તેના મકાનમાં ફ્રેની એક સહવારે હાંફતી હુંફતી દોડી આવી હતી. રકમરકમના ધખારા ધરાવનારી આ છોકરીએ વાર્તાની એક ચોપડી લખી હતી અને તે બહાર પાડવા આગમચ હોમીના અભિપ્રાયની તેણે આરજુ બતાવી હતી. ફ્રેની આજે ચાલી ચલા-

વીને કેકી મહેતાને શા સબબસર ખેલ બતાવવા લઈ આવી હતી તે સમજી જતાં હોમી જેવા ચપરખંધા અધિપતિરાયને કશી પણ મુસ્કેલી નડી નહીં. નજદીકના ભવિષ્યમાં તે ચોપડી મેસર્સ પંડયા એન્ડ મહેતાની કું૦ હસ્તક જરૂરજ બહાર પડશે!

પહેલ્લો અંક ખતમ થતાં કેકી મહેતાએ પાછળ ફરી હોમીને હસીને સલામ કીધી. ચોપડી વેચનારાઓ અને પ્રકટ કરનારાઓ છાપાના અધિપતિરાયોને ઝુંકી ઝુંકીને નમસ્કાર કયારે નથી કરતા!

"ઓહ, તમે બી આયાછ કે મી૦ મુલ્લાં," ફ્રેનીએ પછવાડે જોઇ કહ્યું, "ફલી, મી૦ મુલ્લાં બી આયાછ."

"હા, મીસ હીરામાણેક," કેકી મહેતા તરફ આંખનો ચોકકસ લેહકો કરતાં હોમીએ ઠંડે કલેજે જવાબ દીધો, "તમે મને આવતાં જોયો તાહરેજ મેં જાણ્યું કે તમે મીસ હીરામાણેક બી પધાર્યાંછ," ફ્રેનીએ ધડાક દઇને ડોકી આગલ ફેરવી દીધી. હોમીની સાથ બહાર આવવા કેકી બબ્બે મરતબા બેઠક-પરથી ઉઠયો પણ કલાવંત ફ્રેનીએ કાંઈ અને કાંઈ બહાને તેને વાતચિતમાં રોકી રાખ્યો. હોમી વળી પાછો ધીમું હસ્યો અને બીજો અંક શરૂ થયો.

ચાલુ ખેલ દરમ્યાન હોમીએ જોઈ લીધું કે પોતાની તમામ અકકલ રેડી નાંખવાને ખાતર ફ્રેની કેકી આગલ તરેહવાર હસવાજોગ નુકતેચીનીનો પડપટારો ચલાવ્યા કરતી હતી. હવે તે નાટકો લખવાપર પણ હાથ અજમાવનાર હતી તે સાંભલતાં તો કેકી પણ જરા અંદેશામાં પડી ગયો.

બીજો અંક પણ ખલાસ! કાંઇ નવીજ વાતચિત અજમાવી ઉભા થયલા કેકીને પાછો બેસાડવાની ફ્રેનીએ વેતરણ કીધી પણ આ વેળા તે જવાન જરા પણ ચમક નહીં દેતાં હોમી સાથ બહાર નીકળ્યો.

"હું તો પેહલા અંક પછીજ તારી સાથ બહાર આવવા માંગતો'તો, બોલ, શું ડ્રીંક લેશે?" કેકીએ કહયું.

"અરે, કોઈ બૈરાંને છોડીને—ને તે બી ફ્રેની હીરામાણેક જેવી એક કાબેલ કલમકસને છોડીને—તારા જેવા બુકસેલરથી એમ ઝટ ને પટ બહાર અવાય કે?"

"એણે વાર્તા તો ઘણીજ ફાંકડી લખીછ," લેમન પીનાં પીતાં કેકી બોલ્યો, "જેઓએ તે વાંચી જોઇછ તેઓએ ઘણું સારૂં મત આપ્યુંછ ને અમે લોકોએ તે બહાર પાડવાનું સાટું બી થોકી દીધુંછ."

"એમ કે ?" જરા અચરત થઈ જતાં હોમી બોલ્યો, "મારૂં મત લેવા બી એ મારે ઘેર આવેલી; પણ આપરે તો જરા કાનેજ હાથ દીધા તે બાઇસાહેબ તો રીસાઈ જઇ પોતાની નોવેલ પાછી બગલમાં મારી ચાલતા થયાં."

ઘંટી વાગતાં બન્ને દોસ્તો અંદર જઈ બેઠા. હોમી પાછો અદેશામાં પડી ગયો. કેકીના કહેવા મુજબ ઘણાઓએ ફ્રેનીની વાર્તા વાંચી જોઈ વખાણી હતી ! ફ્રેનીમાં કલમકશીનું આટલું બધું મીઠું હતું તે હોમી અત્યાર તલક માનતો નહોતો. છાલકાં ભેજાંવાલી આ છોકરીની કલમ માટે હોમીને અત્યારસુધી જરાપણ સારો ખ્યાલ નહોતોજ અને હવે હોમી માટે આ જરા વિચારવાજોગ બાબત થઈ પડી.

ખેલ ખલાસ થયો અને શ્રોતાજનો હસીખુશીની મોજ ભોગવી પોતાના ઘર વિદાય થવા ઉઠયાં. ફ્રેનીએ ઉઠીને ચાલવા માંડયું અને તોપણ પાકીને તેનું પલેઠર કરવાને ખાતરજ હોમીએ છેક પાસે દોડી જઇ 'ગુડ નાઇટ, મીસ હીરામાણેક' એમ જોરથી કહી સંભળાવ્યું. ફ્રેનીને જરા ભારી પડી ગયું.

* * * *

ચાંદન-કાઝામાં આજે દહાડાઓ થયાં જબરી ધધુખર ચાલી રહી હતી. શીરીનબાઇ જસાવાલાને મલવા હોમી ચાંદનબાઇને બંગલે બેત્રણ મરતબા જઈ આવ્યો હતો રતન વહાડયાનો પણ ત્યાં મેલાપ થયો હતો. શીરીનબાઈની ખાહેશ અનુસાર કુમીને મુંબઇ લાવવાને ખાતર હોમી બીજે દીને રાંદેર પ્હોંચી ગયો.

લવજીએ પોતાની વાર્તા પાછી લખવાની શરૂ કરી દીધી હતી પણ તે ઝાઝો આગળ વધી શકયો નહોતો. ગુમાઇ ગયલી વાર્તા એમ પાછી લખી કહાડવા માટે કિયો કલમકશ જોમ અને ઉલટ ધરાવી શકે !

" હવે તો થોડા મહિના થોભવુંજ પડશે, હોમી," કલમ બાજુએ

મેલતાં લવજી બોલ્યો, "મારી વાત જલ્દીથી બહાર પાડવા મને કેવી હોંશ ઉતી ? ચાલો—ખયર !"

હોમી જરા વિચારમાં બેસી રહયો. ફ્રેનીની નવલકથા બહાર પડનાર હતી તે ખબર પોતાના દોસ્ત લવજીને પ્હોંચાડી દેવી ?

"પેલા પંડયા ને મહેતાવાળાઓ ફ્રેનીની નોવેલ બહાર પાડનાર છે એમ ખુદ કેકી મહેતાએ મને તે દહાડે કહયું." હોમી બોલી ઉઠયો, "કેકી તો વરી એટલું બી બોલ્યો કે ભલાભલા લેખકોએ તે વાંચીછ ને ઘણું ઉંચ્ચું મત આપ્યુંછ."

આ નવા સમાચાર સાંભળતાં લવજી વળી પાછો વિચારોના વમળમાં વિંટળાઈ ગયો.

——:o:——

## પ્રકરણ ૩૦ મું.

### "તું કોઈ માય છે કે કસઈ ?"

સુરતની પોતાની વિશાળ વાડીવજીફાવાળી બહોળી મિલ્કતના કાંઈ અગત્યના કામસર સરદાર નસરવાનજી આજે બે દિવસ થયાં મુંબઇથી ઉપડી ગયા હતા. ઘરના માલેકની ગેરહાજરીમાં પેલાં ધનાફુઇ હવે એક મુરબ્બી વડીલની ગરજ સારી તમામ કારભાર ચલાવતાં હતાં. ખોરશેદ વ્હાલાં નાનાં બચ્ચાંઓને એક ઘડી પણ પોતાની નજરથી દુર કરતી નહોતી; પણ કોણ જાણે શું બની ગયું હતું કે નસરવાનજીની વિદાયગીરી બાદ ખોરશેદ આજે જરા વધારે ઉદાસ અને બેચેન જણાતી હતી. નાની ધબાંને રમાડતાં રમાડતાં વારંવાર તે એકાએક કાંઇ અંદેશામાં પડી જતી હતી. હર પલે તેની નાજુક કોમળ છાતી કાંઈ નધારેલી ધાસ્તીથી ધડક ધડક થયા કરતી હતી.

"તું નહિં માને, ધનાબાઈ તું નહિં માને; પણ હું ખરૂં કહુંછ કે મોટી બાઇને આજે મેં નજરોનજર જોયલી."

"ક્હારની તું શું બકબકારો કર્યા કરેછ, જીવી" બહાર વરન્ડાપર એટેલાં ધનાફુઇએ તરારો કીધો, "તું ઘેલીએલી તો નથી થઇ ગઇ?"

"અરે, બાઇ હું ઘેલી નહિં થા ગીયેલી." પાસે ઉભી રહી જીવી પાછી અને પાછી બોલ્યા કીધી, "હેઠની ધણ્યાણીને આજે મેં મારી નજરો નજર જોયલી. ઓલા ટરામના મોટા રસ્તાપરથી બાઇને મેં ગાડીમાં જતી જોયલી."

"એ જીવી કોણની વાત કરેછ, ધનાફુઇ?" પીલુસનો હાથ પકડી પાસેના ઓરડામાંથી બહાર વરન્ડાપર દોડી આવી ખોરશેદે કહ્યું.

"કુપ્પાર એ મુઇનું," તપકીરનો એક સહરૂકો નાકમાં દાબતાં ધનાફુઇએ જવાબ વાળ્યો, "ભસ્તાંમાં એને મોટી બાઇને જોઇ; જા, જા, રાન ઘેલી? એવું એવું ફાટું ફાટું બકીને તારી માયમાસીના શીના કાંચ સેરવેછ?"

"મારી ધનાબાઈ તો નહિં માનવાની તે નહિંજ માનવાની; પણ મારી ખોરહેદબાઇને કહું કે મારા હેઠની આબેહુબ બૈરીજ મેં જોયલી. મારૂં બહુ મન થીયેલું કે ગાડીવાળાને જરા હાંક મારી બાઇની ખબરઅંતર પુછું. આપરો બિચારો હેઠ બાઇ વગર બહુ લેવાતો ચાયલો."

ખોરશેદના ચ્હેરાપર ચિંતા અને ગભરાટની કરચલીઓ એકાએક વળી ગઈ. નાનો પીલુસ દરેક જણને ટગર ટગર જોવા મંડી ગયો.

"જીવી કેછ તે શું ખરૂં હોશે, ધનાફુઈ?" લઠડતી જીભે ખોરશેદે જેમ તેમ પુછી દીધું, "નસરવાનજીબી બહારગામ સધાવ્યાછ ને એવણ—"

"એમાં એટલું બધું ગભરાવાનું શું છે," નાકપર જોરથી રેશમી રૂમાલ ઘસતાં ધનાફુઇ ઠંડે કલેજે બોલ્યાં, "એ હવે ભસ્તાંમાંથી પાછી આવે તો કોણ જાણે."

"કાંય રડેછ કાંય, પીલુસ," પોતાના નાના લાડકવાયાને પેટમાં દાબી દેતાં ખોરશેદ બોલી.

"બચ્ચાંના દેખતાં બધી વાતની કરતી તું મરેરે, જીવી," પીલુસને પોતાની પાસે ખેંચી ધનાફુઇ જરા જોરથી પોકારી ઉઠયાં, "મારો દીકરો બધો ક્હારનો હેબતઇ ચાલ્યો."

"નહિં–નહિં, ખોરશેદ આન્ટી, મારાં મમ્મા આગલ હું પાછો કદીબી નથી જવાનો," પીલુસ ફરી રડવા લાગ્યો, "મમ્મા અમુનેબી મારયા કરેછ ને મારા પપ્પાનેબી ગારો દેછ."

"મમ્મા સારૂ એમ નહીં બોલ્યે, પીલુસ," પીલુને પતાવીને પોતાના ઓરડામાં ખોરશેદ પાછી લઈ ગઇ.

જીવી કામે લાગી ગઈ જ્યારે ધનાફુઈ રાંધણીમાં મેસ્તાને કાંઇ વરદી આપવા ઉઠયાં.

ખોરશેદના મનની લાગણી આબેહુબ ચિનારવા માટે એક કવી કલમકશની જરૂર છે. એક ખુણામાં ડઘાઇને હરણફાર જેવા ઉભેલા પીલુસને ટીકીટીકીને જોયા કરતાં તે બિલકુલ ઉજળી સપ બની ગઈ. અનેક હબતાવનારા દહેશતમંદ ખ્યાલો તેના ભેજાંની સંદુકમાંથી સિતાબીથી દોડવા માંડયા. સરદાર નસરવાનજી તાલેવંતની મહોરદાર ત્યારે જીવતી હતી અને જીવીએ તેને મુંબઇમાંજ કેથે નજરેનજર જોઈ પણ હતી. આ કુટુંબની કરૂણારસિક કથા પ્હેલવ્હેલી પીલુસના મ્હોંડેથી ખોરશેદે કાંઈ ન ધારેલા અકસ્માતિક સંજોગો હેઠળ સાંભળી લીધી હતી; ખુદ નસલીએ તેનો બીજો વિગતવાર અહેવાલ તેને ખાનગીમાં કહી દીધો હતો અને અધુરામાં પુરૂં ધનાફુઇએ એક મોડી રાત સુધી બેસી તેને ખાનગીમાં તમામ તુલોતવિલ હકીકતથી વાકેફ કરી દીથી હતી.

આ ઘરમાં એક નોકરડી જેવો હલકો દરજ્જો તેને કયાં લાગતો હતો? હમણા હમણા નસલી કાંઇ અજબ હેતમમતાથી તેની સાથ વર્તતો હતો. પોતાની પરણેતરનું નામ સાંભળતાંજ નસલી હવે ખુલ્લા કચવાટથી પોતાના દાંતો પીસી નાખતો હતો અને હવે? ઓ ખુદા! નસલીની તેજ મહોરદાર જીવતી જાગતી હયાત હતી! આવા આવા તરેહતરેહ ઉલટસુલટ ખ્યાલોપર મનન કરતાં ખોરશેદની આંખો થાકી મારેલી બંધ થઇ ગઇ. જરા લોહપન આવી જતાં તે ઉંઘાઇ ગઇ જે જોઇ નાનો પીલુસ પણ તેના પાસાંમાં વલગી પાસે સુઇ ગયો.

"મેં તુને કીહેલુંની, ધનાબઈ, મેં તુંને નહીં કીહેલુ?" આખા બંગ-

લામાં દોડધામ કરી મેલી જીવી પોકારી ઉઠી, "મેં કીહેલું તેજ થયલું. હેઠની બાઈ આપરા બંગલામાંજ આવી લાગીછ; હમણાંજ ગાડીમાંથી ઉતરેલી."

કાંઈ ગડબડ સડબડ સંભલાતાં ખોરશેદ ઘોરયાપરથી ધડાક દઇ ઉઠીને ઉભી થઈ ગઇ. પીલુસ ચોંકી જઈ એકદમ જાગી ઉઠયો. ધનાફુઈ પગમાં સપાટ જોરથી દાબી બહાર વરન્ડા તરફ દોડી ગયાં અને સર્વ નોકર ચાકરો બ્હી ધ્રુજી એકેકનો ચ્હેરો ભોંપવા લાગ્યા!

"કેમ, ધનબાઇ, તમે હજુ જીવોછ કે? ઘેરની બાઇને જોઇ બધાં મુવાં એમ સમમબકમ સા વરે થઇ ગીયાં? મમ્માની પાસે આવતાં તુનેબી બ્હીક લાગતી હોસે, પીલુ ને આય એવણ કોણ? પીલુ, ધભાંની નવી માય કે?"

મુવાછુટા! ત્યારે દીનુજ ખરેખર પોતાના ભરથારને ત્યાં પાછી દોડી આવી હતી?

"ચાલો, ખસી જાવ, બધાં મારી આગલથી; મારા ઘેરની હું માલેક છઉં, મારો વર કહાં છે? મારા ઓરડામાં મને જવા દઓ."

"તે તારા હાથપગ કોણે ધરી રાખ્યાછ જે!" ગુસ્સાથી એકાએક તપી જઇ ધનાફુઇએ જવાબ વાળ્યો, "રહી રહીને હવે આજે ધણી છોકરાં યાદ આયાં કે? આય ઘેરમાં તું તો મરતાંબી પગ નહિં મુકવાની ઉતીની?"

"હું કોઇનું જરાબી નથી સાંખવાની, ધનબઇજી, બધા આગલા દહારા તમે હવે ભુલી જજો. તમ મુવાંએજ મારા હીરા જેવા વરને મારી વિરૂધ્ધ ઉશ્કેરી બગાડી બગાડીને ધુર કરી નાંખ્યો; પણ હવે તે ચાલશે નહિં."

"તારો વર તુને હીરા જેવો હવેજ લાગેછ કે? તું તારા વરને મલવા આવીછ કે વરના પૈસાને?"

ભોલાભાલાં ધનબાઈ મનના કાંઇ અજબ જોશથી જવાબો આપતાં રહ્યાં. તેની સામે ઉભેલી આ દયાહિણ પરણેતરને દાબડામાંના ભુત મિસાલ આજે હવે એમ એકાએક ફુટી નીકળેલી જોઈ તેવણને નસલી અને બે નાના પ્યારાં ભુલકાંઓ માટે અજબ લાગ્યું.

"હું તમુને ફરીથી ચેતાઉંછ, ધનબઇજી, કે મારાજ ઘેરમાં રહી મારા

વરનું હરામનું ખાઈ બધાં આય હલકાં પીંજારડાંઓના દેખતાં મારૂં અપમાન કરવાનોજ જો તમારો વિચાર હોય તો એકદમ તમારે આય ઘેરબાર છોડી ચાલી જવું. તમારાં જેવાં મુવાં બધાં ખોરાં ખાપરયાંઓનું હવે હું મ્હોંનું જોવાબી રાજી નથી."

"અહીં કોણુની બલાને જે," અંદર ચાલી જતાં ધનાફુઈ બોલ્યાં, "ફોડ તારૂં માથું ને કહાર રાતું."

નોકરો ગભરાઈ જઈ વગેસગે થઇ ગયાં.

"કાંય, પીલુ અંદર કાંય ચાલી જાયછ? આય એવણુ તારાં કંઇ સગાં થાય કે?"

"નાહ્નાં નિર્દોષ બચ્ચાં આગલ એવું એવું શું કામ બોલોછ, જી," ખોરશેદે નરમાશથી કહયું. "નાહ્નાં બે બચ્ચાંઓની સંભાળ રાખનાર હું તો એક હલકી પગારદાર ચાકરડી છઉં. મારા શેઠ તો આજે બે દિવસ થયાં કામસર સુરત ગીયાછ તે આજકાલ પાછા આવી લાગશે, બાઇજી."

"આય પેલી ઘેલી ઘરડીએ તમુને બી બધું બરોબર બોલતાં શીખવેલું લાગેછ." માથેથી સાડીની સોડ કહાડતાં દીનુએ કહ્યું, "મારા ઘેરમાં હવે હું આવી લાગીછ એટલે તમો બધાં હલકાં પીંજારડાઓએ અહીંથી રૂખસદ લેવી પડશે."

"બાઇ સાહેબની જેવી મરજી." અંદર જતાં ખોરશેદે નમીને કહ્યું.

હાથે થેબો દઇ બિચારાં ધનબાઇજી પોતાના ઓરડામાં એકલાં બેસી રહયાં. ગભરાટ—અકળાટ અને ખભરાટ! બીજું કાંઇજ નહીં.

નસલીના ઓરડામાં પોતાનો સામાન ગોઠવાવી દઈ દીનુ આખ્ખો આલીશાન બંગલો દરેક ઓરડામાં ફરી ચીપી ચીપીને તપાસવા મંડી ગઇ. ધનાફુઇના ઓરડામાં ઘુસતાં સમેત નાકના ફિફડાં ફફડાવી દઇ દરવાજો બંધ કરી નાખી ધડાક દઇ તે પાછી બહાર નીકળી પડી. ધનાફુઇએ ઉઠી તે દરવાજો પાછો ખોલી નાખ્યો.

"મારાં બચ્ચાંઓને તમારાજ ઓરડામાં સુવારોછ કે?" ખોરશેદના ઓરડામાં દાખલ થઈ દીનુ બોલી, "હું આવીછ એટલે તમુને હવે મારાં બચ્ચાંઓની ચાકરી કરવાની જરૂર રહેશે નહીં. ધભાં કહાં છે, ધભાં ધભાં?

"જી, જરા આસ્તે બોલો, બાઇજી," ખોરશેદે હળવેથી કહયું, "બુચી જરા હમણાજ સુતીછ તે સાદ સમજી ઝબકીને ઉઠી જશે."

"મને અહીં આવેલી જોઇને તમે તો નથી ઝબકી ઉઠયાંની? આય મુવાં બધાં નોકર ચાકરોને મારા ઘેરમાંથી હાંકી કહાડશ નહીં તાંહ સુધી હું જપવાની નથી. મુવાં બધાં આખ્ખાખાઉ બની માથે ધરતી લઇને ફરતાં લાગેછ. મારા વરને તો આવવા દેઓ! તમો બધાં લુચ્ચાંઓએ મારી ગેર-હાજરીનો લાભ લઇ બિચારા મારા ગરીબ ગાય જેવા વરનું માથું ફેરવી નાખેલું લાગેછ."

ઘરમાં સઘળાંઓના મનથી આ બધું ખચ્ચિતજ એક સ્વપ્નું હતું! એક ગાંડા હાથી મિસાલ ઝનુનથી દીનુ આખ્ખા બંગલાના ચારે ખુણામાં દોડયા કરી તમામ મામલો તપાસવા લાગી. લખેસરી ભરથારના ઘેરમાં પાછી આવેલી આ મહોરદાર શું કહેવા ચાહતી હતી? પોતાના ઓરડામાં ગુપચુપ ભરાઇ બેઠેલાં ધનાબુઇની આંખોમાંથી આતશનો ગોચા અંગાર વરસતો હતો.

"અહિં આવ, પીલુ, એકદમ મારી આગલ આવ; હવે એવણુના હાથે કપડાં બદલવાની જરા બી જરૂર નથી."

નાના પીલુસે પોતાની માદર તરફ એક સ્થિર નજર નાંખી અને બીજીજ પલે તેણે ખોરશેદ તરફ પાછી ડોકી ફેરવી નાખી.

"કેમ, પીલુ? તુંને મુવાને બી બધી તાલીમ બરોબર મળેલી લાગેછ. મમ્માની પાસે આવતાં તારા પગમાં લકવો થાયછ કે? ખસી જાવ અહિંથી ને મારાં બચ્ચાંને મારા હુકમને તાબે થવા દેવ."

"જા, પીલુસ, તારા મમ્મા આગલ જા; મમ્માની સાથ એમ નહિં કરયે," તેને પસવારતાં ખોરશેદ બોલી; એક ડગલું પણ આગળ વધ્યા વિના પીલુસ ખોરશેદના પાંસાંમાં ચીટકી બેઠો. અજબ ખુદરત! કલેજાંના કટકા જેવા આ નાના નિર્દોષ બચ્ચાંને પણ પોતાની વ્હાલી માદર આગળ જવા ગમતું નહોતું! અરે—તેના તરફ પુરે પાધરૂં જોવા પણ તેનું દિલ થયું નહિં.

"હજુ મુવો આગળના જેવોજ રહી ગયો; હવે તે હું ચાલવા દેવાની નથી. મારૂં બચ્ચું મનેજ નાફરમાન થાય; તે કેમ સંખાય?"



"મારતીના હાથ ભાંગેરે, રાંન ડાકણ!" પાલુની બુમો સાંભળી ધનાબુઇ ઓરડામાં દોડી આવ્યાં.

(પાનું ૧૭૭ મું.)

ભેજાંની પાગલ બની ગયલી આ દયાહીણુ માતા તે નાનાં નિર્દોષ બચ્ચાં આગલ ધસી જઈ તેને જોરથી ધમોલા દેવા મંડી ગઈ. દીનુને જરા શાંત પાડવાની ખોરશેદની તમામ કોશિષ પાણીમાં ગઈ. આ ઘાતકી સંગદિલ માદર તો પોતાનાં બચ્ચાંની જરા પણ દરકાર કીધા વિના તેને જોશથી મારતીજ ગઈ; તેના હાથમાંની આંગલીની વીંટીનો ઘા પીલુસના ગાલપર પડવાથી તેમાંથી લોહી વ્હેવા લાગ્યું.

"મને કાંય મારોછ? મને શું કામ મારોછ?" જોરથી બુમો પાડી પીલુસ મોટેથી રડવા લાગ્યો, "વરી પાછાં તમે મારામારી કરવા આયાંછ; હું કદી—કદીબી તમારી પાસ નથી આવવાનો. ધનાકુઇ? ધનાકુઇ?"

"મારતીના હાથ ભાગેરે, રાંન ડાકણ?" પીલુની બુમો સાંભળી ધનાકુઇ ઓરડામાં દોડી આવ્યાં, "તું કોઈ માય છે કે કસઇ? આવવા દે તારા વરને પછી તારે વલે કરાઉંછ. પેટના બચ્ચાંને એમ મારતાં તારાં આંતરડાંમાં વળબા નથી આવતા?"

"ચાલી જાવ, આય ઓરડામાંથી." દીનુ પાછી ઉસ્કેરાઇ ગઈ, "તમારૂં કારૂં કરો હવે અહીંથી! મુવાં બધાં અવરદશાઓનું મ્હોનુંબી જોતાં મને કંઇ થઈ આવેછ," એટલું બોલી દીનુ પોતાના ઓરડામાં દોડી ગઈ.

ખોરશેદના ગાલોપરથી આંસુના રેલાઓ સરવા માંડયાં. પીલુસના કપાલ પરનો જખમ ધોતાં ધોતાં તે જારજાર રડવા લાગી. ધનાકુઈ પોતાના મનમાં તરેહવાર શબ્દો બોલતાં બેઠાં. ઘરડાંના દિલમાં ક્રોધ અને કહેરના સોહલા ઉઠતા હતા. તેવણુને એવી તો ઝાંઝ ચહડતી હતી કે જો તેવણુના હાથ સબરદબર મોકળા હતે તો દીનુનું પાંખડું ધરી તેને બંગલાની બહાર હાંકી કહાડતે પણ લાઇલાજ ઝનુનમાં ચુપચુપ બેસી રહેવા સિવાય હાલતુરત કશો છુટકોજ નહોતો.

બીજી સહવારે નસલી પાછો મુબઇ આવી પ્હોંચ્યો. ખોરશેદે તેને જલ્દીથી પાછા ફરવા એક અગત્યનો તાર ગઇ કાલેજ ધકેલી દીધો હતો. ઘરમાં સધળાંઓને શાંત અને ગંભીર જોઇ તે એકાએક ઉજળો સપ બની ગયો. દીનુ સહવારની કેથે બહાર નીકળી ગઈ હતી.

પોતાની પરણેતર પાછી પોતાના ત્યાં આવી લાગી હતી. ખોરશેદના મ્હોંડેથી તમામ વિગતવાર અહેવાલ સાંભળતાં અને નાના નિર્દોષ પીલુસના કપાળપર ઉંડો જખમ જોતાં નસરવાનજીની છાતીમાં ગુસ્સા અને જુસ્સાનો ભભુકો ઉડવા લાગ્યો. લખ્ખોની મબલખ દોલત ધરાવનાર આ શખ્સના તકદીરે એક બીજો નધારેલો ઝોંક ખાધો હતો. આ એક દયાડીણ વંત્રીનું-તેની કાયદાપુર્વક પરણેતરનું—ગળું બે હાથોએ ભચડી નાંખતાં તેને કોણ અટકાવનાર હતું! ખોરશેદનો શોકાતુર ચ્હેરો નિહાળતાં નસલી હઝારો વિચારોમાં રોકાઇ ગયો.

"હવે તું છે, તારી બૈરી છે ને તારૂં ઘેરબાર છે, દીકરા નસવાન," પાસેની ખુરસીપર બેસતાં ધનાઇજી મિન્નતજારીથી બોલ્યાં, "આજે બબ્બે દહાડા થયાં એ તારી બૈરીના રંગઢંગ જોતાં બધો જીવબી બેજાર થઇ ચાલ્યો. એના તાનાટપલા કોણ ખમે? તુંબી અખ્ખરા રહ્યો હરીહામ થયોછ એટલે મને હવે મારા ઘેરબાર જવા દે. મારી ગરીબની ઝુંપડી મારે મનથી હવે લાખ વખત ભલી."

"ધનાઇજી, ધનાઇજી," નસલીએ હળવેથી જવાબ દીધો, "તમે શા સારૂ એટલાં બધાં ગભરઇ જવોછ? તમે તો મારાં માયજીનીજ ગરજ સારીછ તે હવે મને ને આય બચ્ચાંઓને છોરીને ચાલી જશો? મેં શું કસુર કીધો? તમે બધાં ગુપચુપ બેસો. એ હદ કુદાવી ગઇછ તે હું એને હવે જરાબી ફાવવા દેવાનો નથી."

યા ખુદા! ઉંટડો હવે કેઇ તર બેસશે!

## પ્રકરણ ૩૧ મું.

—:o:—

### ફ્રેનીબાઇ ધરયાં ધરાતાં નથી!

"જોવની, ઝલુબઇ? ચાંદનકાકીને કોઇ પુછે?' ફ્રેની ફફડવા લાગી "એવણના પેલા સાભઇગોટા સોલીસીટર તો આહીં પડયા પાંથરયા પડી રહેછ

ને તે જાણે ઓછું હોય તેમ ચાંદનકાકીએ તેવણના ધણીયાણીનેબી આપરી બધાંની સાથ રહેવા બોલાવ્યાંછ. છી !"

"હારે, માય ?" પાસે બેઠાં જીલુબાઇએ ટાપસી પુરી, "એ સોલીસીટરની બૈરી તો બિલકુલ ફુદનાં-માસી મુઇછ, ચાંદનબઇનેબી ખાલી વ્હેજાં લાગાંછ."

"એવાં એવાં હલકાં હજામડાંઓ ડોસાંને ગમેચજ કેમ ?" ફ્રેની પાછી તપી ગઇ, "હુંબી તો ખરી કે એ સોલીસીટર સાહેબનાં ધણ્યાણીની લેવરી બધાનાં દેખતાં વેંહેંચાઉં ? પછી ભલે ધરડાંને ગમે તે કરે."

"ફ્રેની, ફ્રેની, જરા ધીરી પડ !" જીલુબાઇ શીખામણ દેવા પડયાં, "બધાંને એમ સામટાં છેડી દેવામાં સાર નહિં. સોલીસીટરપર ધરડાંનો જબરો વિશ્વાસ છે ને આજે કોઇપિર ભરોસો નહિ રખાય."

ચાંદનબાઇના સોલીસીટરના ધણ્યાણી ખચ્ચિતજ એક સક્કરદલ્લા જેવું ઓડલો-ગોડલો બૈરૂં હતું ! બફેણાની બરણી જેવાં માતેલાં અને ઉંચાઇમાં તો હાથમાં પકડવાની એકાદ વોકીંગ-સ્ટીક ! દરેક જણને ખુશ રાખે તેવાં પણ કોઈ કોઇ વેળા ભર ટેબલપર એવો આટો બાફનારાં કે પાછળ ઉભા રહેલા નોકરો પણ હસવાનું થોભાવી શકે નહિં. તેથી તો બીચારા સોલી-સીટરના બરડે વારંવાર પાણી ઉતરતું હતું.

ફ્રેની આજકાલ ધરાણનું ખાધણ્યું થઈ લાગી હતી. પોતાની ફિકર ચિંતામાં તે ગીરફતાર થઇ ગઇ હતી. તેની નજર સામે સોલીસીટર આવનાં આ બાઇસાહેબ ધુખરાયલાં છાણાં જેવાં મ્હોડાં સાથ થોભરો ચહડાવી દેતાં હતાં. ચાંદનકાકી જોય નહીં તેમ સોલીસીટરને તે હવે વારંવાર અપમાન કરવા લાગી. મુચ્છમાં હમી સોલીસીટર સાહેબ આ મિજાજના ઓરયાંથી જરા દુરજ રહેવાનું પસંદ કરતા હતા.

"મરેરે, ફ્રેની તો કંઈ સમજતી નથી," જીલુબાઈ મનમાં બબાળવા મંડયાં, "ભેજનમાં દોઢ મણની રાઇ રાખીને ફરેછ તે બધાંજ રખડી જઇશું તેનું કેમ ? ગરીબ ગાય જેવી પેલી બિચારી જર સાથબી એ નાહકનાં છિતરાં શોધતી ફરેછ; એને સવખતે ચેતાવેલી સારી."

"ફ્રેની, ફ્રેની, તું અંદર છે કે?" ફ્રેનીના ઓરડાનો દરવાજો ઠોકતાં જીલુબાઇએ કહ્યું.

"કાંય? શું છે, જીલુબઇ? ચાંદનબાઇનો જીવ બગડી આયોછ કે?" ફ્રેનીએ હસતાં હસતાં દરવાજો ખોલ્યો, "તમે એટલાં બધાં સીરીયસ થઇ જાવોછની, જીલુબઇ, તાહરે મને તો મુવું કંઇ જબરૂં હસવું આવેછ જો?"

"ફ્રેની, એમ ઘેલાં ચેડાં ના કહાર ને મારૂં જરા ધ્યાનથી સાંભલ. બધાજ દહાડા એમ સરખા રહેવાના નથી."

"તમારે જે ભાષણ કરવું હોય તે બધું સામટું બોલી દઓ; જીલુબઈ; હુંબી આય બેઠીછ."

"રૂસ્તમજી સોલીસીટર તારાપર જબરા છેડાયલા લાગેછ; ફ્રેની. ડોસાં સાથ એવણ કંઇ ઘુસઘુસ વાત કરતા'તા ને મને જોઈ મુંગા રહી ગયાં."

"એટલે તમે કહેવા શુ માંગોછ, જીલુબઈ?"

"બસ એજ કે એ રૂસ્તમજીનાજ હાથે બધાનું કાટલું નહિં નીકળે તે ખુબ સંભાલજે. હું તુને સત્તર વખત કહી ચુકી, ફ્રેની, કે ડોસાંનો એવણમાં દરેક ભરોસો છે ને પછી 'લેને ગઇ પુત—ને ખો આઈ ખસમ' જેવું નહિં થાય."

"હી! હી! હી! હી!" ફ્રેની ખડખડાટ હસી પડી, "તમે બધું કેવુ સોજ્જું ને સુફ્યાણું બોલ્યાં, જીલુબઈ. જો તમે એમ ધારતાં હોવ કે એવા હલકા પિંજારડાઓને દરેક વાતમાં હાજી–હા કહી મારે રાજી રાખવા તો તે મારાથી કદીબી બનવાનું નથી. હીરામાણેક ખાનદાનની લખ્ખોની દોલતને ખાતરબી નહિંજ."

"આય જોયુ કની! વરી પાછી તું તપી ગઇ," જીલુબાઈ ઠંડે કલેજે બોલ્યાં. "ખરૂં કહીએછ ને ખારૂં લાગેછ! તારાં શીરીનબઈ માસીબી તે દહારે એમજ બોલતાં'તાં."

"શીરીનબઈ માસી એમ કાંય નહિં બોલે," ફ્રેની વળી પાછી ખભરી ચડી, "એવણનેબી હજુ કુમી પરણાવવાની છે તે ચાંદનકાકીની જોરસી કર્યાજ કરશે."

"પણ ઘરડાંને રાજી રાખવામાં તો તુનેજ ફાયદો છેની? ફલી સાથ તુને એવણ ઠેકાણે પાડવા માગેછ. બધું નકકી થઇ ચુકુંછ તો ફ્રેની હવે હાથે કરીને પગમાં કોહારી કાંય મારેછ? બધો પૈસો કુટુંબમાંજ સચવાયલો રહે તે જોવા હું ખુશી ને મારો ખુદા ખુશી."

"ને બાકી જે તેમાં તમારો ભાગ પડયા વગર રહેશે કે? વારસો ફલીને મળે કે મને—તે બધું એકજ છે."

"એમજ કે, માય?" જીલુબાઇએ સવાલ પુછયો, "હા! હું ધારૂંછ કે તેમજ થશે!"

ફ્રેની ઘડીભર ચોંકી ગઇ! જીલુબાઇના સવાલમાં કાંઈ ભેદ તો સમાયો નહોતો?

"અલબત્તાં તેમજ બનશે," ફ્રેની પગ અફાળી બોલી, "તમારા મનમાં તે સારૂં કંઈ શક છે?"

"કોણ જાણે! નહિં! જરાબી નહિં! ને તેથીજ હું તો તુને ચેતવણી આપી ચુકીછ. હવે તારે ગમે તેમ વર્તજે. તારૂં ભવિષ તારા હાથમાં."

કરારના જીવે જંપીને બેસવા અને સુખ્ખે ખાવા ફ્રેનીને ગમતુંજ નહોતું. હમણાં હમણાં જરા જરામાં તેને વ્હારૂં આવતું હતું. જીલુબાઇના જવા બાદ આ ભેજાં-ગેપ છોકરી ખુબ ખળભળાટ સાથ ફફડતી ચટકતી નીચે દોડી ગઈ. હોલમાં દાખલ થતાંજ તેની નજર જરપર પડી. સાદામાદા પોષાકમાં પણ આ છોકરી કેવી દિલપઝીર અને દેખાવળી લાગતી હતી. તેના બાલો હોરવામાં આજે નધારેલો ફેરફાર દેખાતો હતો. કોઈ કારીગરનો હાથ તેમાં જરૂરજ હતો—તેની ગોરી ગરદનપર એક મોંઘીદાટ મોતીની માળા હતી. ચાંદનકાકીએ જરનો ઠઠેરો આજે જરા વધાર્યો હતો!

"જરીપુરાણા જમાનાની સાડીમાં બી મુઇ શોભેછ," પોતાની દેખાવળી હરીફપર તિરસ્કાર અને તુચ્છકારની એક તિક્ષણ નજર નાખતાં ફ્રેની મનમાં ફફડવા લાગી, "શું એનો છણકો છે? રાન મનમાં શું ખાંડ ખાતી હોસે."

ફલી પણ આવી લાગ્યો. એ આ શું કહેવાય? હોલમાં પગ મેલતાંને વાર ફલી પણ જરને ટીકી ટીકીને ભોંપવા મંડી ગયો. આ મામલો જોતાં

ફ્રેનીનું અંતઃકરણ ઝોળા ખાવા લાગ્યું.

એ ફલી શું કહેવા ચાહતો હતો? ફ્રેની ત્યાં બેઠેલી તેની ગમ ઝાંખીને જોવાની દરકાર વઝીક તેણે કીધી નહિં અને બસ જરનેજ ટીકતો એક પથ્થરનાં પુતળાં મિસાલ તે હજી અસ્થિર ઉભો રહયો હતો? આ ગામડયન પોરીથી તે અંજાઈ તો ગયો નહોતો? જીજુબાઇની ગંભીર તાકીદ યાદ આવતાં ફ્રેનીએ હોઠો બીડી દીધા. બહારે, દુન્યા! ફ્રેનીને જરા જોવા માટે ફલીને હજી ફુરસત મલી નહોતી અને મલે પણ શી રીતે! પોતાના કાતિલ હરીફનેજ તે તો કયારનો જોતો ઉભો હતો. ફ્રેની માટે આ કેવો સિતમ!

આજે ચાંદનબાઈની દાઢ પણ કયારની બગી ગઈ હતી. જરા જરામાં ઘરડાં વાવિઝોડાંમાં પડી જતાં હતાં. કોઇની પણ સાથ તેવણ દિલ ધરી વાતચિત કરવાની હાલતમાં નહોતાં. આજે તો તેવણ પોતાના સોલીસીટર-નેજ પોતાની બાજુમાં બેસાડી રાખી કયારના કાંઈ ખાનગી ધુસધુસમાં પડી ગયાં હતાં.

"કેમ, રૂસ્તમજી? છોકરી કેવી લાગેછ? તમુને ગમેછની?" ડોસાએ હળવેથી પુછયું.

"છે! ઘણી મજાહની લાગેછ," રૂસ્તમજી બોલ્યા, "પણ ભેજાંમાં તો સત્તર મણની રાઇ રાખીને ફરેછ!

"તમે કોણના સારૂ બોલોછ?" ડોસાંના મિજાજનો પારો ચહડી ગયો, અરે, હરવાયા રે તમે? આંધળો કહે ભિંત—તો બ્હેરો કહે મસીદ! હું મારી ભાનજી જરના સારૂં પુછુંછ તાહરે તમે પેલી ફ્રેનીની વાત કરોછ."

"હં! હં! જરના સારૂ? નહિં! એ છોકરી તો ઘણી નમાની ને ડાહી લાગેછ; હું તો સમજ્યો કે તમો બાઇજી ફ્રેનીના વરે પુછોછ."

"ને મારી ફ્રેની તમુને નથી ગમતી કે, રૂસ્તમજી?" ડોસાં પુછતાંજ રહયાં.

"મને ગમી ને નહિં ગમી, બાઇસાહેબ," રૂસ્તમજીએ જણાવી દીધું, "તમારા ભત્રીજા ફલીને ગમી એટલે બસ."

" ચાલો–ચાલો–માંડી વારો. એક વાતપરથી બીજી વાતમાં કહાં કુદી પડયા. વખત આવે વિચાર. વખતનાં ગીત વખતે ગવાશે."

ફ્લી ક્યારનો જર પાસ ઉભો રહી તેને એકાગ્રહ ચિત્તે ભોંપ્યા કરતો હતો તે તો ડોસાંએ તેમજ સોલીસીટર સાહેબે પણ જોઈ લીધું !

———:(o):———

## પ્રકરણ ૩૨ મું.

—:o:—

### છેલ્લે પાટલે!

આલીશાન ચાંદન—કાઝાના વિશાળ બગીચામાં નોકરો અને માળીઓની જરા વધુ ધમાલ આજે દેખાતી હતી. કમ્પાઉન્ડનું ખુણેખુણું સાફ કરવા માટે ચાકરોની એક મોટી ફોજ સહવારથી કામે લાગી ગઈ હતી. બંગલાની અંદર બારી બારણુંઓ લાકડકામ અને કાચો વિગેરે ઘસી ઘસીને સફા કરાવવા માટે પારસી કારભારીને બાઇસાહેબ તરફથી સખ્ખતમાં સખ્ખત તાકીદ આપવામાં આવી હતી. બરોબર ત્રણ દિવસ પછી ઘરડાં ચાંદનબાઇ પોતાનું પંચોતેરમું નવું વર્ષ ધામધુમથી ઉગાડવા ચાહતાં હતાં જે પ્રસંગ માટે સઘળાં નજદીક દુરનાં સગાંવહાલાંઓ આજે દહાડાઓ થયાં ચાંદન—કાઝામ આવી વસ્યાં હતાં. તે ઉપરાંત કેટલાક બહારના ઓલખીતાંઓને પણ કંજિનો મોકલાવવામાં આવ્યાં હતાં. ડોસાંની આ બધી ધમચકરી અને લખલુટ ખર્ચ ચોક્કસ સગાંઓને જરાપણ ગમતો નહોતો.

બિચારી જર જીલુબાઈ આગલ બેસી એલાર—પેલાર વાતચીતમાં જરા રોકાયલી હતી એટલામાં ફ્રેની ધસારાબંધ દોડી આવી.

"જારે, એઈ દુકની, ચાંદનકાકી તુને કહારના હાંક મારેછ તે તારા કાનો બ્હેરા થઇ ગીયાજ કે?"

એક શબ્દ પણ બોલ્યા વિના જર સિતાબીથી ઉઠી નીચી મુડીએ ચાલી ગઈ.

"બધાં બહારનાં લોક પારટીમાં આવવાનાં છે તે ચાંદનબઇને એ છોક-

રીના સારૂ ક્હારની ચટપટ થાયછે," ફ્રેનીએ જીલુબાઇને કહી સંભલાવ્યું, "એક તો બરોબર બોલવાના વાખા ને રીતભાતના સકાર નહીં. કાકી કહેછે તે બરાબરજ છે કે સોજ્જાં કપડાં પ્હેરીને ફરતાં હરતાં ને લોક સાથ ભેલાતાં એ દુકતીને આવડતું નથી એટલે પારટી ખલાસ થાય તાંહવેર એ એના ઓરડામાંજ ગગડી રહે તો સારૂં; નહીં તો હીરામાણેકના ખાનદાનને એબ લાગશે."

"કાંય, એની સાથ તું એમ કાંય કરેછ, ફ્રેની?" જીલુબાઇ દિલની સાચ્ચી દાઝથી બોલ્યાં, "મલી સમજી એનાં કપડાં લત્તાની આપરે કંઈ બરોબર ગોઠવણ કરતે. ગમે તે પણ માયબાપ વગરની એ બિચારી છોકરી આપરીબી એક સગીજ કહેવાય."

"જીલુબઇ, એમ કે?" કમ્મરે બન્ને હાથ ટેકવી ફ્રેનીએ કહ્યું, "મકું જે નવી સગીપર એટલું બધું હેત ક્હારથી દોડવા માંડયુંછ? તમેગી કની એક એક સોડાવાટરની બાટલી જેવાંજ છઓજે?"

ફ્લીને બહાર બગીચા તરફ એકલો જતાં જોઇ ફ્રેની નાકના ફિફડાં ફફડાવી જીલુબાઇ આગળથી ચાલી ગઇ. ફ્લીને જરા એકાંતમાં મલવા માટે ફ્રેની કયારની પોતાના મનમાં વટવટો કર્યા કરતી હતી પણ એ છોકરાનો પત્તો મલ્યોજ નહીં. પૈસા સબંધી એની મુશ્કેલી આશાન થઈ હશે યા નહીં તેથી ફ્રેની હજી બેખબર રહી હતી. ફ્લીનો ચ્હેરો જોતાં તે એટલો બધો ફિકરમંદ તો નહોતોજ દેખાતો.

"ફ્લી!"

પોતાનું નામ સાંભળતાં ફ્લીએ ફકત એક ટુંક ઝડપી નજર તે છોકરી તરફ ફેંકી. તેણે ડોકી ફેરવી દીધી. ફ્રેનીની ગુસ્સાવાલી અને અદેખાઇની ભરેલી આંખોએ ફ્લી આજે જરા કંટાળેલો દેખાતો હતો. તેનો પ્યાર રખેને તે ગુમાવી બેઠી હોય તેનો છુપો ધસ્કો આ છોકરીની છાતીમાં પડયો.

"કાંય, ફ્રેની? શું કહેવા માંગેછ? એટલી બધી હાંફળી હુંફળી શાની બની ગઇછ? મારા જીવને જરા ગમતું'તું નહીં તે બગીચાની ઠંડકમાં એકલો અહીં બેસવા આયો તો તુંજ આવી લાગી."

ફ્રેનીએ કશો પણ જવાબ વાળ્યો નહીં. ફલી તરફ એકચિત્તે ટગરટગર ટીકતાં આ છોકરીની ખાત્રી થઈ ચુકી કે ફલી તેનાં તરફ બદલાઇ ગયો હતો. તેનાં ખુબસુરત પ્હોળા કપાલપર જરા જરામાં ઉંચે ચિલ્લો ચહડી જતો તેણે સાફ જોઇ લીધો.

"ફલી!" તે પ,છું બોલી. "તારી આગળ હું અહીં આવીછ તેથી તુને કંટાળો છુટેછ કે? છેલ્લાં મલ્યાં તેજ—પછી તું તો પાછો ફરકયોજ નહીં. મકુંજે તારાં કરજની—ને પૈસાની—તેં શું ગોઠવણુ કીધીછ?"

"તે બદલે તુને તસ્દી આપતાં મને તો શરમ લાગી ને તેથી મેં મારૂં સુજ્યું કરી લીધુંછ," ફલીએ ઠંડે કલેજે કહ્યું.

"તારૂં સુજ્યું તું કરી ચુકોછ? મારવાડીઓને વરી પાછી સહી ચિતરી આપી કે?"

"મારવાડીઓ!" તાનાજાનીથી તે પાછું બોલ્યો.

"એ ભારી જોખમ પાછો ખેંચવા આગમચ તુને ઘડીભર મારોબી ખ્યાલ નહિં આયો? મારોબી હાથ જરા ભીડમાં ઉતો ને કપડાંના આંકડાઓ મનેબી ચુકવવાના ઉતા તે તો તું જાણુતો'તો, ફલી, તે મારી પોતાની મુશ્કેલીનો વિચારબી તુને નહિંજ આયો?"

"ખાલી માથું ના ખા ફ્રેની," મ્હોંમાંની સીગાર જમીનપર ફેંકતાં ફલી બોલ્યો. "હું એવી આશામાં રહયો કે તું તારૂં પોતાનું ફોડી લેશે. મને ચાંદનબાઇનો ને મારાં ભવિષનો બી વિચાર કરવાનો છે કે નહિં? પણ તારા પૈસા તો તુને મલી ગીયાની?"

"મારા પૈસા! મારા પૈસા!" એક નિશાસો નાંખતાં ફ્રેની બોલી, "હા–ફલી, મારા હાથમાં પૈસા આયાછ ને તું જો મારી પાસ પાછો આયો હોતે તો મારવાડીઓનો આશરો લેતાં હું તુને અટકાવી શકતે."

"એટલે? તું કહેવા શું માંગેછ?"

"બસ એટલુંજ કે મારા કાલાવાલા કરીને જે પૈસા તું માંગતો'તો તે આખ્ખી રકમ તારી સેવામાં હાજર છે."

"બાઈ જોવ! ફ્રેની, તું શું બકેછ?" બેઠકપરથી ફલી ઉભો થઈ

ગયો, "મેં તો ધાર્યું કે તું મને મદદ કરવા માંગતી'તીજ નહિં. તાહરે તેં શું ડોસાં પાસથી આખ્ખી રકમ ઓકાવી ?"

"નહિં–ફ્લી ડીયર ! તેમબી નહિં," તેનો હાથ પકડી લઈ તેને પાછો બેસાડી દઈ ફ્રેની બોલી, "મેં પોતે એ આખ્ખી રકમ પેદા કીધી. તારે ખાતર—મારા ફ્લી—તારે ખાતર મેં એક પાપનું કામ કીધું. હું તુંને મદદ નહિં કરતે એમ માની લેવામાં તેં થાપ ખાધી. અરે ! તારે ખાતર દુન્યામાં હું કંઇબી કરવા તૈયાર છઉં."

બોલતાં બોલતાં ફ્રેનીનો ચ્હેરો ચાદર જેવો સફેદ બની ગયો. ગભરાટ અકળાટની અચુક નિશાની તેના તમામ મુખડાપર મોજુદ હતી.

"તું શુ બોલી ? તે શું કીધું ? મારે ખાતર કઈ પાપનું કામ? જરા ખુલાસાથી બોલની. ફ્રેની ?"

"જો સાંભળ !" અને એટલું બોલી ફ્રેનીએ થોડીવાર તેના કાનમાં અલ્લકસે કાંઈ કહી દીધું.

"યા ખુદા, ફ્રેની, ફ્રેની ! તું શું બકેછ ?" ફ્લી ઉશ્કેરાઈ જઈ જોરથી પોકારી ઉઠયો. "કનફાઉન્ડ ઇટ ! બસ ? ફકત એજ દોજખી રસ્તો તુંને સુજ્યો ? બુઢાંને–બનાવી રમાડી દઈ પેલો હીરાનો હાર વાપરવા લીધો ને તારા ઝવેરીના તાંહ મારગેજ મુકી રકમ કહડાવી."

ફકત થોડીજ મિનીટો—કે જે તેને ખાસ્સો એક કલાક જેટલી લાગી—તેટલો વાર ફ્લી તાઅજુબ્બીથી મુંગો મંતર ઉભો રહયો. ફ્રેની તો એવીજ ગણત્રીમાં હતી કે તેની હિમ્મતની આ કહાણી તેના મ્હોડેથી સાંભળતાંને વાર ફ્લી ઝનુની પ્યારથી તેને પોતાના પાસાંમાં દાબી નાખી તેના પગલાંને અચુક બહાલી બતાવશે પણ ફ્લીના ટસટસ થતા ડોળાઓ જોઇ તે છોકરી બે ઘડી દંગ થઈ ગઈ.

"એક છેલ્લે પાટલે બેડેલી ગાંડી બેમગજ છોકરીનું દોજખી કામ ! એક દિવાનું પગલું," ફ્લી વળી પાછો બોલ્યો, "ઘરડાંને એમ બનાવવા ને જણુસ ચોરવા આગમચ તારે જરા વિચાર કરવો'તો. તારૂં ભેજું બેજું ખસી ગીયુંછ કે શું ?"

" બહુ મહેરબાની ફલી, તારી ઉમદા સર્ટીફીકેટ સારૂ મોટો આભાર" ગંભીર લ્હેરે ફ્રેની બોલી, "હું એક ચોર ને તે બી તારેજ ખાતર! મારાં કામની બસ આટલીજ કદર? વ્હારે દુન્યા! એ જણુસ ડોસાં પાસથી મેં જરા પહેરવા માંગી લીધી તેમાં ખોટું શું થયું જે? બધી જણુસ સલામત છે."

કશો પણ જવાબ દીધા વિના ફલીએ તિરસ્કાર અને તુચ્છકારથી પાછું તેની તરફ જોયું.

" ફલી, મારા લવ, તું એમ તપી ના જા, જરા ધીરજ ધર." થોડો વાર પછી તેની આગળ જઇ ફ્રેની તેનો બરડો પસવારવા લાગી, " ધાંખરી જીવી જીવીને હવે કહાં સુધી જીવવાની છે? એ કંઇ લાંબો વખત હવે કહારે એમ મને તો લાગતું નથી; આજે ત્રણ ચાર દહાડા થયાં એસપીરીનની ગોળી હું ને આયાજ આપ્યેછ. કહેછ કે એસપીરીનથી કોઈ વખત ઘરડાંખોખાંનું હાર્ટ એકાએક બેસી જાયછ એ શું ખરૂં હોસે?"

ધિક્કાર અને તિરસ્કારની એક બીજી ઝનુની નજર ફલીએ ફ્રેની તરફ ફેંકી. ફલીની ઉછલાતી છાતીમાં હમણાં કેઈ લાગણી પસરી રહી હતી. તે ફ્રેની જરા પણ સમજી શકી નહિં. ફલીના કહેવા મુજબ ફ્રેનીના ભેજાંનું આજે ઠેકાણુંજ નહોતું કારણકે તે ગમે તેમ આડું અવલું બકયા કરતી હતી. સામે ઉભેલી આ કોઈ ભેજાંની ખાસેલી દુકતીને કશો પણ જવાબ વાળવાનું ફલીએ દરૂસ્ત ધાર્યું નહિ.

"ડોસાંએ વીલબી બનાવ્યુંછ, ફલી," તેજ વળી પાછી બોલી, "ટેબલ આગળ બેસી સોલીસીટરને લખતાં મેં મારી નજરેનજર જોયા. સાક્ષીઓની સહીઓ પણ લેવાઈ ચુકીછ ને લગભગ તમામ દોલત આપરા બેઉના ફાલેજ લખઇ ગઇછ. હવે આપરે કહાં સુધી એમ ટોવાયા કરવે. જો સાંભલ, ફલી ડીયર," તેની આગળ આવી હળવેથી તે બોલી, "ધાંખરીની સાલગીરી પછી થોડાજ વખતમાં—કદાચ બીજીજ રાતે—તો ડોબી એનાં સગાંવહાલાંઓને મળવા તાંહ લાંબે વેર ઠેઠ સદાની પ્હોંચી જવાની."

"બંધ કરી દે, તારી નીચ ગલીચ જબાન," છેડાયલા એક વિક્રાળ વાઘ મિસાલ ફલીએ હવે ડોળા કકડાવી બાંગ મારી, "આવું આવું બધું

ફાટું ગુનાહભરેલું બોલતાં તુંને શરમબી નથી આવતી? બસ—મને કોઈની પૈબી જોઇતી નથી. ચાંદનકાકીની દોલતપર હવે મારો કશો હકજ રહયો નથી. તું તો એક મેડ છોકરી મુઇછિ."

"ફ્લી? ફ્લી? આજે તું મને આય પ્રમાણે હડધુત કરેછ? જરા વિચાર કર. તું કોણુપર મિજાસ કરેછ તેનો ખ્યાલ કર. એ બધી જીવ પર જોરાવરી મેં તારે ખાતરજ કીધી તે તું આટલી વારમાં ભુલી ગયો?"

"દુન્યા તારા સારૂ શું બોલશે તેનું તુને ભાન બર્યુંછ?" ફ્લીએ તેટલાજ જોશથી જવાબ વાળ્યો, "તું એક મુજી, ચોર ને ખુની કહેવાય."

"પણ તે તું કહેવા શું માગેછ જે, ફ્લી? જમીનપર ફ્રેનીએ પગો અફાળી દીધા, "જે ચીજ ભવિષમાં તારી ને મારી થશે તે મતા મેં થોડો વખત ઉછીકી માંગી લીધી એજ કે બીજું કંઈ? ને એ ધાંખરી હજુ જીવેછ ને તેથીજ આપરા સુખમાં નડેછ તેમાં ખોટું શું છે જે વળી?"

"પરવરદેગાર ચાંદનકાકીને સહુને માથે લાંબો વખત જીવાડે," ફ્લી બોલ્યો, "તું શું એમ ધારેછ, ફ્રેની, કે ડોસાંને ઇજા કરવા યા કરાવવા મારા હાથની એક આંગળીનોબી હું ઉપ્યોગ કરશ? તે હરગીઝ બનવાનું નથી; ને જે ભેજાંની ગેપ પાપી છોકરી એવા એવા દોજખી કામોનો ખ્યાલ ધરાવે તે મારી પોતાની બૈરી બનવાને કદી કદીબી લાયક નથી. મારૂં દિલ ને મારાં ભવિષની એકપુરી માલેક કોઈ ચોર યા ખુની તો નહિંજ હોવી જોઇએ."

ફ્લીનો ચ્હેરો ઉશ્કેરણીનો મારેલો લાલ થઇ ગયો. તેની આંખોમાંથી ગુસ્સાનો અંગાર વરસવા માંડયો.

"પણ મેં શું ખોટું કામ કીધું, ફ્લી?"

"કોઈ ચીજ નહિં! જરાબી ખોટું નહિં!" ફ્લી પાછો તપી ગયો, "આપરૂં હમ્મેશનું પુરૂં કરનાર આપરાં મુરબ્બી ઘરડાં કાકીને તેં દગ્યાં ને સાથે વરી તેવણુના એકાએક ધપી જવાનીબી વાર જોતી તું બેઠીછ પણ યાદ રાખજે, ઓ, કમબખત છોકરી, કે ચાંદનકાકીનાં માથાંપરનો એક બાલબી વાંકો થયો તો તેનો પુરેપુરો જવાબ તારે આપવો પડશે. હજુબી તુને

કહી દેઉંછ કે પેલી જણુસ પાછી માંગી લાવ ને ગમે તે ભોગે મોરગેજ છોડવવા હું કબુલ થાઉંછ."

"ફલી, મને લાગેછ કે તું હવે આજથી આપરો તમામ સંબંધ તોડવા માંગેછ?"

"હા—મારો કંઈ જરા તેવોજ વિચાર છે. તું શું એમ કહેવા માંગેછ, છોકરી, કે તારા જેવી ગુનેહગારને હું પરણું?"

"ફલી? ફલી? અરે તારે ખાતર મેં આટલું આટલું કીધું તેનો આય અંજામ? છેવટે આય બદલો? આખરે તું શું મને દગોજ દેવા માંગેછ? કાજીજી આગલ બધો તારો ભેદ ભરમ ઉઘાડી નાંખશ તેનીબી તુને ધાસ્તી હવે નથી લાગતી?"

"તેવાંજ કામો કરવાને તું સરજાયલી છે; પણ હવે મને એવી કોઇ ચીજની ધાસ્તી લાગતી નથી."

"ફલી, મને માફ કર," ફ્રેની તેને વળગી પડી, "મારી ભુલ થઈ; દરગુજર કર. તારેજ ખાતર એ બધું મેં કીધું."

"મારી તમામ ખાનગી વાત પ્હેલ્લેથી હું તુને કહેતો રહયો તેજ મારી મોટી ભુલ થઈ," તે બોલ્યો, "તેનો ટપકો મારેજ માથે ને તેજ કારણુને ખાતર ગમે તેમ કરી પેલી જણુસો છોડવવા માંગુંછ, પણ હું કંઇ તારા જેવો એકાદ ચોર યા ખુની તો નથીજ."

"પણ તાહરે તું મને મારી ભુલ માફ નથીજ કરવાનો? મારા સારૂ હવે તુને કશીજ દરકાર યા લાગણી રહી નથી?"

"જરાબી નહિં—એક કતરોબી નહિં. તારી સાથ હવે વાત કરતાંબી હું લજવાઉંછ. ખસી જા, મારી આગલથી," અને એટલું બોલી ફલીએ એક ઝટાકા સાથ તેના હાથો છોડવી દીધા.

"પણવાનું તારૂં વચન? તે તું શું તોડશે, ફલી?"

"મારૂં માથું ના ખા? મેં કહયું ની ફ્રેની, મારી તબિયત આજે ઠીક નથી?"

એક સાંપે જાણે ડંખી હોય તેમ ફ્રેની હવે ધડાક દઇને ઉભી થઈ ગઈ. ફલીને ઘુરકતાં કમ્મરે હાથ દઇ તે બોલી, "સમજી! સમજી! બધું

હવે બરોબર સમજી! તમારી અક્કલપર આફ્રિન. આવું બારીક ભેજું ધરાવવા માટે હું તમુને હવે મુબારકબાદી આપુંછ મી० ફરામજી હીગમાનેક."

ફલીએ હવે જરા ડોળા ઉંચકયા. આ દુકતી વળી પાછું શું કરવા ચાહતી હતી?

"મને નહિં ખબર, ફરામજી, કે માટીડાઓની જાત આટલી બધી હુસ્યાર હોયછ. જરા અક્કલ ખરચી નાંખી કેવું મજાહનું બહાનું તમે શોધી કહાડયું? પેલી ગોરી દહીતરાં જેવી જરમાં આજે દહારાઓ થયાં તમારો બધો ડોરો ખોરવાઇ ગીયોછ તે મને ખબર છે. એ જરની સાથ તમે પણવાના છેઓની, એટલે હવે ફ્રેની--"

"ચુપ! ચુપ! કોઈ નિર્દોપ છોકરીનુ નામ નાહકનું વચમાં ના લાવ. એવો ખોટો બકબકારો બંધ કરી દે."

"તમારી ડાહી ડાહી શીખામણ સારૂ પાછી થેંકસ, ફરામજીબા," તે છોકરી ગદગદ મંદ અવાજે હવે બોલી.

"ફોડયા કર તારૂં માથું! હું તો આય ચાલ્યો."

"કેવી દોરંગી દગાખોર જુઠ્ઠી જગત!" ફલીના ચાલી જવા બાદ ફ્રેની આંખમાંથી આંસુઓ ખેરવતાં બોલી, "વફાઇનો બદલો આવી બેવફાઈ? ભલાઇનો અંજામ બુરાઈ? તારૂં સત્યાનાશ જાયરે, જર! કબાબમાં હાડકાંની કાની તું મને કહાં મુઇ નડવા આવી!"

આંસુઓ લુછી દઈ ફ્રેની જરા શાંત થઈ ગઈ. ગમગીની અને શરમીંદગીથી તેનો ચહેરો એકાએક ઉતરી ગયો. બીજીજ પલે કંઇ ખ્યાલ આવતાં તેના ગાલોપર નધારેલો રતાશ ફરી વલ્યો.

"એ જર સાથ પણવાનો છે? સુજમાં રોજા ખોલજો, ફરામજી, હુંબી એક હીરામાણેક ખાનદાનનીજ નબીરી છઉં. હુંબી હવે જોઈ લેવશ." એટલું બોલી તેણી બંગલા તરફ દોડી ગઈ.

---:o:---



"મને ખબર નહીં, ફરામજી, કે માટીડાઓની જાત આટલી બધી હુસ્યાર હોયચ," ફ્રેની બોલી.

(પાનું ૧૯૦ મું)

# પ્રકરણ ૩૩ મું.

——:o:——

## બંબગોળો ફાટયો!

ચાંદનબાઈની સાલગીરીના મેળાવડામાં ભાગ લેવા માટે કુમી રાંદેરથી પાછી મુંબઈ આવી હતી. રાંદેરની ટુંક મુલાકાત છતાં તેની તરોતાજગીભરેલી સ્વચ્છ આબો હવાને લીધે કુમીના ચ્હેરાપર સુર્ખિ ફેલાઈ ગઈ હતી. તેના ઘરમાંથી દીનુ ચાલી ગઈ હતી. એટલે કુમીના જીવને હવે જરા કરાર મલ્યો. ખાનાખરાબીની ખાડીમાંથી તેની એક વેળાની માનીતી સખીને બહાર ખેંચી કહાડવાને ખાતર બાપડી દિલસોજ કુમીએ અનેક ઉપાયો અજમાવી જોયા પણ તમામ મહેનત વ્યર્થ ગઈ.

"હું નથીજ ધારતી કે દીનુનો વર પોતાની સાથ એને હવે પાછી રાખે." સોફાપર અરડાઈ કુમી પોતાના મનમાં વિચારતી બેઠી, "હવે એ છે ને પેલા નાદર; હવે આપરે તો——"

"જી, કોણ? નાદર કે?"

યા પરવર! નાદર દારાયાનજી વળી પાછો તેના ત્યાં દોડી આવ્યો. હવે પાટલો કેમ ફાવશે? સોફાપરથી ઝડપથી ઉઠી જઈ નાદરનો જેમ તેમ આવકાર આપતાં કુમીના બદનમાંથી ટાઢનું એક ધીમું લખલખું પસાર થઈ ગયું.

"કેમ, મારી દીનુ કહાં છે? બહાર ગઈછે કે? તમે રાંદેર ઉતાં તાહરેઓ હું એને અહીં મલ્લા ગયલો."

"હાજી—હાજી, દીનુ બહાર ગઈછે" આટલું બોલી કુમી સોફાપર પાછી એકાએક ફસડાઈ પડી. તેના કોમળ નાજુક છાતીપર ક્યાં સુધી આ ફીકરનો બોજો—અને તે પણ પરાગંધાને ખાતર—લાદી રાખવો? હોમીએ પણ તેને આજગી શિખામણ દીધી હતી. આ કમબખ્ત શખ્સ નાદર દીનુના હાથે શરમભરેલા હદે છેતરાયો હતો તેથી તેને હવે વાકેફ કરવોજ જોઈએ.

"કાંય. કુમીબાઈ! તમારી તબિયત તો ઠીક છેનો?" નાદરે પાછું પુછ્યું, "દીનુએ મગાવેલા વીંટીઓ હું લઈ આયોછ. મને લાગેછ કે એ ઓય આવી લાગશે."

વીંટીઓ અને તે પણ ખુદ દીનુએ મંગાવેલી! ઓ ખુદા! કુમી પાછી પાંદડાં મિસાલ ધ્રુજવા લાગી.

"દીનુએ વિંટીઓ શાની મંગાવીછજી." જરા હિમ્મત ધરી કુમીએ જેમતેમ એક પ્રશ્ન પુછી લીધો.

"લગનના વાગાની. તમો જાણીને ઘણા ખુશ થશો, કુમીબેન, કે દીનુ સાથના મારાં લગનનો દિવસબી આજેજ હું નક્કી કરી ચુકોછ જે એનેબી હજુ ખબર નથી."

"દીનુ તમારી સાથ જરૂરજ પણુશે એમ તમો માનોછ, નાદરભાઈ?"

"બેલાશક—તમે મારી જરા મજાક મશ્કેરી કરોછ, કુમી," નાદર હસી પડી બોલ્યો, "પેલાં બૈરાંઓ કહે તેમ તે દહારો રૂડો."

"હુ તમુને એક બિલકુલ ગંભીર સવાલ પુછુંછ. નાદરશાહ, કે દીનુ તમારી સાથ પરણી શકશે?"

"તમે કેવો બેહુદો સવાલ પુછોછ તે હું મુદ્દલજ સમજી શકતો નથી." એકાએક તે ફ્ગળાઇ ગયો.

"તમુને કહેવાને ઘણીજ દલગીર છું, નાદરભઇ, કે દીનુ તો અત્યાર આગમચ કોઈ બીજા સાથ પરણી ચુકીછ."

"તમે શું કહ્યું? તમે શું બોલ્યાં, કુમીબેન? દીનુ પરણીબી ચુકીછ ને તે બી વરી કોઇ બીજા સાથે." એકાદ વિચ્છુએ તેને એકાએક ચટકો માર્યો હોય તેમ તે તરો થઇ બેઠો. તેની આગળ એકાદ બબગોળો ફાટી ગયો હોય તેમ તે ચોંકી ઉઠ્યો.

"દીનુ તો આજે વરસોપર કોઇ નસરવાનજી વકીલને પરણી ને સાથે વરી એ બચ્ચાંની માયબી થઇ ચુકીછ." કુમીએ ધીમે સાદે કહી સંભળાવ્યું, "એને અભાગ લાગેલા તે પોતાના ઘેરમાંથી કંટાળી જઇ વર ને બચ્ચાંઓને છોડી દઇ મારે તાંહ દોડી આવી. તે બિચારો કોઇ ગરીબ પડેલો તે કોણ જાણે એ બૈરીને શું થયું તે જંપીને કેથે બેઠીજ નહિં."

"તાહરે આટલાં વરસો સુધી એણે મને શું બનાવ્યાજ કીધો? એને ખાતર તો હું મારાં વ્હાલાંઓથી વિખુટો પડી ગયો—અરે! એને ખાતર

તો મેં રકમ રકમના ભોગો આપ્યા ને તે છતાંબી મને એક ગધેડાની માફક એને ચાલુ બનાવ્યાજ કીધો—મને સેવટે દગો દીધો?" અચાનક ધગધગી આવેલાં પોતાનાં બે ચાવણ્યાં દાબતાં નાદર ઝડપથી બોલી ગયો.

"અફસોસ કે તેમ થયુંછ ખરૂં," તેને પાછો બેસાડતાં કુમીએ કહ્યું.

"દીનુ જાહરે પોતાના ધેરબારનો આશરો રાજીખુશીથી છોડી ગઇ તાહરે એને સ્વપ્ને પણ ખ્યાલ નહોતો કે એના વરના તકદીરમાં સરદારનો માનવંત ખેતાબ ને લખ્ખોની દોલત લખાયલી હતી. તે બધું પાછળથી એને—થોડાજ વખતપર—માલમ પડયું ને માલમ પડતાંને વાર પોતાના વરની પનાહ શોધતી તેના બંગલે ચાલી ગઇછ."

"સમજ્યો, કુમી બેન, હું બધું પુરેપુરૂં સમજી ગયો," કપાલપર તેણે કરચલી ચડાવી દીધી. "એક દયાહીણુ દગાખોર ઔરતને હાથ હું જબરો છેતરાયોચ; પણ મારા જેવા એક સાફ દિલના મરદ બચ્ચા સાથ આવાં ઘાતકી ચેડાં કહાડી એ શું સુખી થવાની છે?"

"હવે કહાબી ધારવું ફોકટ છે, ભઇજી," તેને પતાવવા મનાવવા કુમી ઇન્તેજાર હતી. "પણ એનો વર એને હવે પોતાની પરણેતર તરીકે ગણશે કે? તેબી એક સવાલ છે."

"એ બેવફા દિલરહિત બૈરીના વરનું તમે નામ શું કહ્યું; તે કહાં રહેછ? દીનુ હમણા કહાં જઇ રહીછ?" ફાટ ફાટ થતી બે કાળી ભમ્મર આંખો વડે કુમીને જોતો તે વળી પાછો ઉભો થઇ ગયો.

"જરા ઠંડા થાવ, નાદરભઇ" કુમીએ બિલકુલ ગભરાઇ જઇ કહ્યું. "અસલનો નસરવાનજી વકીલ હાલમાં સરદાર નસરવાનજી તાલેવંતના નામે પોતાના બંગલા "તાલેવંત હાઉસ"માં રહેછ. કહેછ કે એ નસરવાનજી હવે ત્રીસ લાખના ધણી થયાછ."

"તાલેવંત–હાઉસમાં રહેનારો નસરવાનજી તાલેવંત! બસ–બસ કુમી બેન, હવે બીજું મને કંઇજ સાંભલવું નથી, હું જાઉંછ."

"પણ તમે કહેવા શું માંગોછ જે? જરા ધીરા તો પડો? નહીં, મારા

સમ, થોડોવાર બેસો." કુમી વળી પાછી દહેશત ખાઇ ગઈ. તેમાં એ બિચારા ધણીનો શું કસુર? તેનો બિચારાનો શું વાંક?"

"નહીં! નહીં! વાંક તો મારા તકદીરનો—મારાં ફુટેલાં કિસ્મતનો." છેડાયલા ભુંડ મિસાલ નાદર વળી પાછો ઉભો થઈ જઈ પોકારી ઉઠયો, "આ જુઠ્ઠી જગતમાં ભુંડાંઓને જીવવાજ નહીં દેવાં જોઇએ. કેવી સાચ્ચી પવિત્ર પ્રિતીથી એ છોકરીને મેં ચાહી ને તો બી વરસો સુધી મારા જેવા એક માટીડાને એને ઉલ્લુની માફક બનાવ્યા કીધો ? છટ ! છટ ! ખુદ ખુદા બી એ ગેર-ઇન્સાફ સાંખવાનો નથીજ. બધી ખરી હકીકતથી મને વાકેફ કરી દેવા માટે તમારો ઘણોજ ઉપકાર હું હવે જોઉંછ. પણ હું ભુલી ગીયો ? તમે શું કહ્યું, કુમી બેન ? સરદાર નસરવાનજી તાલેવંતનો બંગલો—તાલેવંત હાઉસ! થેંકયુ!"

ઓ ખુદા આ શું કહેવાય ! ગાંડા હાથ્થી મિસાલ નાદરને ઝડપથી ઘરમાંથી બાહર પડેલો જોઈ બાપડી કુમી તો હરણફાર થઈ ગઈ. મહોબતની બાજીમાં દગાયલા છેતરાયલા આ જવાન મરદ બચ્ચાની છાતીમાં બખેડાનો આતશ ધગધગી રહયો હતો તે કુમીને કયાં ખબર હતી ?

## પ્રકરણ ૩૪ મું.

——:o:——

## સાલગીરીની તૈયારી.

"કાંય, ચાંદનફુઈ, મને બોલાવી ?"

"અરધો કલાક થયો તારાં નામે હું વેજ વેજ કર્યા કરૂંછ ને છેક હવરે આવી ? એવા તે શું કારભારમાં પડી ગયવી ?"

"ફ્રેનીબાઇએ તો મને હમણાંજ ખબર આપી, ફુઇમાય."

"એ ફ્રેની મુઈ જાય ઉત્તર ને દેખાડે દખ્ખણ તેવીજ છે. મકુંજે તારાં કપરાં ચપરાંની કંઈ ગોઠવણ કીધીછ કે ? બહારનાં બધાં લોક આવશે ને ખરાબ લાગશે તેનો કંઈ ખ્યાલ કીધો કે ?"

"હા, ફુઇમાય," જરા નરમાશથી બોલી, "મારી પાસ તો એવાં સાજ્જાં

કપરાં પહેરવાનાં નથી ને ફ્રેનીબાઇએ કહયું તેમ તમો ફુઇમાયની મરજી મુ-જબ બહાર નહીં નીકલતાં હું મારા ઓરડામાં ભરઇ રહેવસ."

"જોતી. જા. શીરીન," પાસે બેઠેલાં કુમીના માય શીરીનબાઇ જસા-વાલાને ચાંદનબાઇએ કહી સંભલાવ્યું, "મેં તુને નહી કહેલું કે આપરી ફ્રેની બારે ગાંઠ પુરી મુઇછ."

"તમે તમારો જીવ ના ફરકેરાવો, ચાંદનબઇ," શીરીનબાઇ બોલ્યાં, "એ તો એના એજ ભગવાન. બધાં સગાં વ્હાલાં પડયાં એટલે જરા ચલાવી લેવાનું."

"પણ તારાં કપડાંલત્તાં સારૂ બે બોલ મારી આગલ બી ધસીને બોલી નહીં, જર ?" ભેજામાં ધેરાઇ રહેલી વરાલ ચાંદનબાઇએ હળવેથી બહાર કહાડવા માંડી, "દહારાઓ આગમચ બોલી હોતે તો જરા બધું મનગમતું વસાવતે નહી ?"

"મને તેવો વિચાર બી નહીં આયો, ફુઇમાય." જર ફુગલાઇ ગઇ, "જો તમે કહો તો એટલા દહારા વીતી જાય તેટલે રાંદેર મામા મામીને મલીને પાછી આઉં."

"હેં ? હેં ? એટલુ બધું ?" ચાંદનબાઇ એકાએક છછણી પડયાં, "કહેછ કે રહઝડતી રાંડનાં રવડતાં છોકરાં ! એટલું બધુ કરવાની કંઇ જરૂર ?"

"જો—જો જર સાંભળ," ખસ્યાણી પડી ગયલી જરને શીરીન-બાઇએ કહી સંભળાવ્યું. "હમણાંજ તારા ઓરડામાં બે સાજ્જન કપડાંની જોડ ચાંદનબઇએ મોકલાવીછ તે ધ્યાન રાખી બરોબર પહેરજે. ચાંદનબઇની આગલ આવી કંઇ જોઇતું કરતુ માંગવી કાંય નહિ ? આપરે બધાં કંઇ કોઇ છઇએ."

"તમે કપડાં બનાવ્યાંજ્યી ? ફુઇમાય તમારી ઘણીજ મહેરબાની; તમારો મોટો ઉપકાર," ચાંદનબાઇને જર પગે પડવા લાગી.

"એ પગે હાથે પડવાની સુરૂવાની રીતભાત તારા રાંદેરમાંજ રાખજે, જર," ચાંદનબાઇએ વળી પાછો નસારો કીધો. "હુ કંઇ મરીબરી ગઇછ કે એમ મને મ્હોંને પડેછ."

"જા, જર, જા, તારા ઓરડામાં હવે જા," જરને એક છુપો ઇશારો

કરતાં શીરીનબાઈ બોલ્યા, "પેલી ફ્રેની આગળ કપડાંલત્તાંની કંઈ વાત કહાડતી ના, સમજી? જા—જા."

બિચારી જર કશું પણ બરોબર સમજી શકી નહિંજ. ઘરડાંની દાઢ એમ એકાએક બળીજળી જવાનો કાંઈ બીજોજ સબબ હતો તે બાપડી નિર્દોષ જર કેમ સમજી શકે?

———:o:———

## પ્રકરણ ૩૫ મું.

——:o:——

## "હું શું તમારી બૈરી નથી?"

હાથપર હાથ અફાળી નસરવાનજી તાલેવંત પોતાના પોખાળ બંગલાના વિશાળ વરન્ડાપર એક છેડાયલાં વિક્રાળ જાનવર મિસાલ એક નાંકેથી બીજે છેડે આંટા મારયા કરતો હતો! તેના ભયાનક ગુસ્સાભર્યા ચ્હેરાપર નજદીક આવતા જોશબંધ તોફાનની નિશાની ખુલ્લી માલમ પડતી હતી. ઘડીમાં તે બંગલાના દરવાજા તરફ ટીકી ટીકી જોયા કરતો થોભી જતો તો બીજી ઘડીએ પોતાના મનમાં બબડી ઝનુનથી પાછો ચાલવા મંડી જતો! આ મામલો જોઈ નોકર ચાકરો પણ થોડો વાર દહેશત ખાઈ ગયાં.

તેની મહોરદાર દીનુ હવે આટલે વખતે પાછી પોતાની પનાહ શોધતી આવી પ્હોંચી હતી. એક વેળાની હયાફુટી એ પરણેતર સારૂ તેના આખાં બદનમાં કેઠે જરા પણ નરમ લાગણી હવે રહીજ નહોતી. પોતાના નાના નિર્દોષ બચ્ચાંના કપાળપર પડેલા જખમપર નજર પડતાં તેણે ક્રોધના મારેલા દાંતો પીસી દીધા.

આવી લાગી! એક ભાડુની ટેક્ષી બંગલામાં દાખલ થઇ કે તુરતજ નસલી સિધ્ધો ટટણખાર ઉભો રહી ગયો. પોતાના વરનો કઠોર કરડો ચ્હેરો જોતાંને વાર દીનુ ચેતી ગઈ કે મામલો બ્હેકી ગયો હતો. સમો શાંત પાડવાની આશામાં તે સીડીઓ ચહડવા માંડી.

"નસવાન, નસલી" થોભી જઈ તે બોલી અને તેને ભેટવા સારૂ



"મારા દીલને એક આંગલીબી ના લગાડતાં?" પાછલ હઠી જઇ નસલીએ એક બાંગ પાડી, "તમે કહેવા શું માંગોછ?"

(પાનું ૧૯૭ મું.)

પોતાના બન્ને હાથો તેણે લંબાવ્યા.

"મારા દિલને એક આંગળીબી ના લગાડતાં," પાછળ હટી જઈ નસલીએ એક બાંગ પાડી, "તમે શું કહેવા માંગોછ? તમે અહિં કાંય આયાંછ?"

"અહિં કાંય આવીછ? એટલે?" સાડીની સોડ ઝડપથી નીચે કરતાં દીનુ બોલી, "હું મારા ધણી છોકરાંને મલવા આવીછ! મારાં પોતીકા ઘરમાં આવીછ."

"તમારી જુઠ્ઠી ગલીચ જબ્બાન એકદમ બંધ કરો." નસલીએ ડોળા કકડાવતાં કહ્યું.

"તમે વગર કારણે તપી ના જાઓ," તેને જરા શાંત પાડવાની વેતરણ કરતાં દીનુ બોલી, "મારાં નાહ્લાં પશુ બચ્ચાંઓમાં મારો શું જીવબી નહિં ભરાય? હું શું તમારી બૈરી નથી?"

"તેમ છે ખરૂં—ને તેજ મારાં મોટાં કમનસીબ હું સમજુંછ." નસલીએ રોકડું પરખાવી દીધું, "પણ મારી મહોબતનો ને મારાં બચ્ચાંનો તમામ હક હવે તું ગુમાવી બેઠીછ; હું તમુને સખ્ખત ચેતવણી આપુંછ, બાઇસાહેબ કે મારાં બચ્ચાંઓની અડાસેબી તમારે હવે જવું નહિં. તમુને તેમ કરતાં અટકાવવા સારૂ મારા ઘેરમાં નોકરચાકરો તેમજ દરેક જણને મેં તાકીદ આપીછ."

"મારી સાથ તમે કેટલા બધા સંગદિલ ને ઘાતકી બનોછ?" પગ અફાળી તેણી બોલી.

"ઘાતકી? છી!" તેણે એક ધિક્કારની કરડી નજર ફેંકી, "તે તો જરા તમારા જીવનેજ પુછો. ફુલ જેવાં બે નાહ્લાં નિર્દોષ છોકરાંઓને તેમજ પૈ પૈ માટે રોજના અવત્યાં મારતા પોતાના કમતાલેના ભરથારને રાતોરાત તજી દેનાર દાઘેલ દિલવાળી બૈરીને ઘાતકી કરતાં કાંઈ બીજાંજ નામથી બોલાવવી જોઇએ."

"ગરીબાઇથી ને તમારાં ઘેરબારથી હું બિલકુલ કંટાલી ગયલી."

"ને હવે મારા પૈસા ટકાથી નથી કંટાલતાં? પૈસા ટકા ને દોલતથી મારૂં ઘેરબાર તમારા મનથી હવે જરૂરજ બદલઈ ગીયું હોસે."

"તમે ગમે તે વાંકુંચુકું બોલો, નસરવાનજી, પણ હું તમારી મહો-

રદાર છઉં ને તેથીજ તમારી દોલત ને તમારા દરજ્જાપર મારો તમામ હક્ક પહોંચેછ."

"વરની ગરીબાઇપર પરણેતરનો હક નહિંજ પ્હોંચતો હોસે," તેણે જોરથી ચાવણ્યા પીસ્યાં, "ખ્યાલ કરો, બાઇસાહેબ, કે મારો સંસાર ગરીબડો છતાંબી મેં તમારો દરેક પડતો બોલ ઉંચકી લીધો પણ તમારા ધ્યાનમાં કંઈ વાત ઉતરીજ નહિં. મારાં ગરીબ પશુ બચ્ચાંઓની હાલત કેવી થશે તેનો વિચાર કરવાનોબી તમુને વખત મળ્યો નહિં ને તે બધું અધુરૂં હોય તેમ આટલે વખતે મારા ઘરમાં પગ મેલતાંની સાથ મારા પીલુસને તમે મારીને જખમ કીધો. પણ એ બધો તમારો જુલમ હવે એક ઘડીબી કોઈ સાંખવાનું નથી."

"મારાં બચ્ચાંની હુ માય છઉં ને જે બચ્ચું મારૂં કહ્યું નહિં માને તેને ઠેકાણે લાવી દેવાનો મને દરેક હક છે."

"તે બધા આગલા દહાડા હવે ભુલીજ જજો."

"નસલી, મારા નસલી ?" નવી બાજી અજમાવવાની વેતરણ કરતાં તે બોલી, "પહેલ્લાં તું મારીપર બધો જીવપ્રાણ કહાડી આપતો તો તે બધું હવે તું ભુલીજ ગયો ?"

"નહિં ! નહિં ! એક ચીજબી હું ભુલ્યો નથી ને ભુલવાનોબી નથી. તમારાં જેવી ધર્મી સકર્મી ને પાક અસરાફ બૈરીની રજેરજ નેકનામી મને યાદ રહી ગઇછ."

"આય ઘેરમાંથી તું મને કદીબી હાંકી કહાડી શકશે નહિં, નસલી. અહીંઆં રહેવાનો મને ઇંચેઇંચ હક છે. હું તારી હકદાર મહોરદાર છઉં."

"ને પાછું કહુંછ કે તેજ મારી મોટામાં મોટી કમનસીબી છે," નસરવાને કહ્યું, "આટલો વખત સુધી તમે કહાં ને કોણની સાથે રહી આયાં તે હજુ મેં તમુને પુછ્યું નથી ને પુછવા માંગતોબી નથી. કંઇબી એવું પુછી તમારી બધી સાકી-બાકી સમજી મારાં ગરીબડાં ખાનદાન ને તેનાં નામને હું કલંક લગાડવા ચાહતો નથી. ગમે તે થયું પણ જે ઘેર તમે તમારી રાજીખુશીથી કંઇબી કારણ વગર છોડી ગીનાં તે ઘેરમાં હવે તમારૂં

કંઈ કામજ નથી. દુન્યાની નજરે ભલે તમે ખાલી નામના—અમથાં કહે-વાના—ધણ્યાણી ગણાઓ પણ મારાં બચ્ચાંઓને તો હવે હું તમુને હાથબી નથી લગાડવા દેવાનો."

"એ બચ્ચાંઓ શું તમારાં છે ને મારાં નથી? મારો કંઇ હકજ નહિં?"

"કોઈ ચિજ નહિં, જરાબી નહિં," ભાર દઇને તે તિરસ્કારથી બોલ્યો, "તમે તમારો એકકે એક હક ખોહી બેઠાંછ. મારા માણસો પાસે અબઘડી હડસેલો મરાવી તમુને હું જો બહાર હાંકી કહાડું તો તેમાંબી વાજબી કહેવાઉં. તેમ કરવું જો એક ગુનાહબી થતો હોય તો પરવરદેગાર તે ગુનાહ જરૂરજ માફ કરે. આય ઘેરમાં તમારી રહેવાની મરજીજ હોય તો ભલે પણ મારાં બચ્ચાંઓને તો હું આજને આજ કેથે બહારગામ મોકલાવી દઉંછ. હું પોતેબી અહીં રહેવાનો નથી. નોકરોના માનને ને કામને તમે લાયક હોશો તો મારા ચાકરો તમારી કંઈ સેવા બજાવશે પણ તમારી જીંદગીના જોખમેજ તમે અહીં રહી શકશો. બીચારાં ધનાકુઇને તમે ઘણાજ હીણ્યાંછ તે તેવણબી હવે તમારૂં મ્હોનું જોવાના નથી."

"ચાલો, ઘણું થઇ ગયું; હવે મુંગા રહી જાવ, એકદમ," દીનુએ એક બુમ પાડી દીધી, "વરી એવાં મુવાં હલકાં પીજારડાં વનવાગલાંઓનું નામ મારી આગળ દીધું? આજકાલ તો બધાં એજ મુવાઓ ઘેરનાં રાજકરતાં રાણી થઇ પડયાંછ."

"તેબી તમારાજ પરતાપ! તમે સમજો કે નહિંબી સમજો પણ હું તમુને સાફસાફ કહી દઉંછ, દીનબઇજી, કે આય ઘેરનું કોઇ કુતરૂંબી હવે તમારી તરફ ઝાંખીને જોવાનું નથીજ."

"મારા ભોગ લાગા કે વરી પાછી હું તમારે ઘેર દોડી આવી. કેટલે વખતે જરા આવી તો સેહતા જીવને પાછો આગલોજ સંતાપ. પણ હુંબી તમુને સાફ કહી દઉંછ, નસરવાનજી, કે હું તમારી બૈરી છઉં ને ઘેરની એકપુરી રાજકરતી રાણી છઉં. તમારી મરજી હોય કે નહિંબી હોય તોબી હું તો આય ઘેરમાં રહેવાની ને ફર રહેવાની. બીજુંબી ધ્યાન રાખજો કે તમારા બધા જુના નોકરો, માણસો ને પેલી ઘરડી ઘેલીનેબી આય મારા

ઘેરમાંથી હવે હંમેશનું પાણીચું લેવું પડશે. મારી વચમાં હવે કોઇબી આવશે તે ખતા ખાશે."

"ઓહો, એટલો બધો મિજાજ ? ભેજાંમાં હજુ એટલી બધી રાઈ?" ક્રોધથી નાકના ફિફડાં ફફડાવી નસલી બોલ્યો, "આફ્રીન ! તમારી હિમ્મત પર પાછું આફ્રીન ! ઠીક છે ! તમારે ગમે તે કરી લેજો. હુંબી જોઈ લેવશ."

નસલીના ચાલી જવા બાદ દીનુ થોડોવારમાં ઉજળી સપ થઇ ગઈ. તેનું બદન ટાઢના લખલખાંથી હવે ધ્રુજવા લાગ્યું. હવે શું કરવું ? તેનો ભરથાર તો છેક છેલ્લે પાટલે બેઠો હતો ? ઘરમાંજ ચીટકી રહી હજી પણ કલેવલે પોતાના વરનું દિલ એક વેળા ફરીથી જીતી લેવાની ગણત્રીમાં દીનુ હાલ તુરત થોભી ગઇ.

"નહિં–નહિં, ધનાફુઇ. હવે એક ઘડીબી આય ઘેરમાં મારે કોઇને રાખવાં નથી," ધનાફુઇ અને ખોરશેદ સાથ ઓરડામાં ખાનગીમાં મસલહત ચલાવવા બેઠેલો નસલી બોલ્યો. "છોકરાંઓને કેથે બહારગામ તાબડતોબ મોકલી દેવાની ખાસ જરૂર છે. મારી એવી મરજી છે કે ખોરશેદ એ લોકને લઇને ઉપડી જાય ને ધનાફુઈ જોઇતું કરતું લઈ પાછળથી ઉપડે પણ સવાલ એ છે કે એ લોકને મોકલાવવાંબી કહાં ?"

"તુંને શું લાગેછ, ખોરશેદ ? તારૂં કંઈ ધ્યાન પ્હોંચેછ ?" ધનાફુઇએ પુછયું, "એ કસકુનમ કાબા તો બચ્ચાંઓનેબી મારી નાખે એવી છે. હવે આય ઘેરમાં રહેવામાં જબરો જોખમ."

"જો તમો લોકને અડચણ નહિં હોય તો ખડકીમાં મારા મમ્માનો ગંધાર જેવો બંગલો આપરા સારૂ તયાર છે. મમ્માને બસ ખબર આપવાનીજ ખોટી ને બધું પાર પડશે. બચ્ચાંઓને હું મારા જીવ માફક જાળવશ."

"મનેબી એ વિચાર ઘણોજ પસંદ છે," ખોરશેદ તરફ જરા ખુશાલીથી જોઇ નસલીએ કહ્યું, "પણ એક વિગતવાર તાર કરી તાબડતોબ જવાબ મેળવવાની ખાસ જરૂર છે."

એક ખાસ તાકીદના વિગતવાર તારના જવાબમાં નીચલો પેગામ ખડકીથી ખોરશેદના માય તરફથી તેજ દીવસે મલ્યો:—

"બેલાશક આવો. પુષ્કળ જગા—દરેક સગવડ તૈયાર છે. ઘેર તમારૂંજ સમજજો."

———:(૦):———

## પ્રકરણ ૩૬ મું.

——:૦:——

### ગરીબોનો ખુદા બેલી.

યા ખુદા! કેવી જબરી ધધુખર! આપણા ધરડાં માલેતોજાર ચાંદન-બાઇની ૭૫ મી શુભ સગનવંત સાલગીરીનો આજે બખ્તાવર દિવસ એટલે ધુમધામ અને ધમચકરીનું શું પુછવું પડે!

સાંજના ૭ વાગવા આગમચ સગાં વ્હાલાંઓ અને દોસ્ત આશનાવો ચાંદન–કાઝામાં બાદશાહી મેજબાની ભોગવવા ઉતરી પડયાં હતાં. ચોમેરથી નવાં વર્ષની હમાજોર અને મુબારકબાદી મેલવતાં ડોસાંના ભાખરાઓ વારંવાર ફુગી જતા હતા. રૂસ્તમબા સોલીસીટર પરોણાઓની પુછપરછ અને આગતા સ્વાગતા કરવા માટે બુઢ્ઢાંના રકમ રકમના ફરમાનો દોડી ધામીને બજા લાવતા હતા ત્યારે સોલીસીટર સાહેબના ધણયાણીનો જીવ અંદરથી બધો ઉંચેજ રહેતો હતો.

તરેહતરેહના સુગંધી પુષ્પોથી દીપી રહેલા વિશાળ બગીચાની અધવચમાં "ગોરૂં બેંડ" સુંદર સરોદોથી પરોણાઓને રીઝવતું હતું. સંખ્યાબંધ મહેમાનો ઝાડપાનના કુડાઓ અને કયારાઓ વચ્ચે પોતાના મનપસંદ મિત્રો સાથ અહીંથી તહીં ફરીને લટાર મારવાની મોજ ભોગવતા હતા. જાતજાતની સ્વાદિષ્ટ પેસ્ત્રી અને રકમ રકમના પીણાથી ખીચોખીચ ભરાયલી ટેબલો આગળ ઉભા રહી પરોણાઓ આનંદમાં ખાઇપી ડોસાંની સલામતી લેતાં હતાં. સફ સમારી ઉભેલા બટલરો શેમ્પેનની બાટલીઓના બુચો ધડાધડ ઉડારી હાથમાં ટ્રે અને ગ્લાસ સાથ એક નાકેથી બીજે નાકે દોડતા હતા. આજુબાજુ સઘળે ઠેકાણે બસ ખુશબખ્તીના રંગરાગ સિવાય બીજું કશું નજરે પડતું નહોતું. ત્યાં હાજર રહેલાં અનેક પરોણાઓને હસતારમતાં બાજુએ

મેલી આપણે ખાસ ચોક્કસ અગત્યના પાત્રોનીજ જરા ખબર લઇશું.

"જરાં, આજે તો તું ઘણીજ સરસ શોભી રહીછ જો." જીજુબાઈ હળવેથી બોલ્યાં. "રખેને તુંને કોઇની નજરબજર લાગે."

ખચ્ચિત્તજ તેમ હતું. ચાંદનબાઈની મહેરબાનીથી આપણી નાની જર સુંદરમાં સુંદર પોષાકમાં સજ થઇ બહાર નીકળી હતી. પગના બુટ અને મોજાંથી તે માથાંની તાલક સુધી નજર નાંખતાં જરે સજેલા લેબાસમાં આજે કોઈ અજબ કિસબી કારીગરનો હાથ આમેજ થયલો દેખઇ આવતો હતો. જરે આજે પોતાના બાલ પણ કાંઇ અજબ સુંદર રીતે હોરેલા હતા. શીરીનબાઈ તેમજ જીજુબાઈની અંગત મદદ હેઠળ જરને આવા આકર્ષિક ઠઠેરામાં મેળાવડામાં આજે એમ બહાર પાડવામાં બાતિનમાં ઘરડાંની શું મતલબ હશે?

જરની ગોરી ગરદન આસપાસ એક મોંઘીદાટ મોતીની માળા વીંટળાયલી હતી. બંને કાનોમાં ઝગઝગતા હીરાની લટકતી બુટ્ટીઓ ચમકારા મારી જોનારની આંખમાં તેજ ફેંકતી હતી. નાની જરને ઘરડાંએ આજે થોડું ઝવેરાત પણ નવાજ્યું હતું. બાદશાહી ઠઠેરામાં આવા ભવ્ય મેળાવડા સનમુખ હાજર રહેતાં સુંદર જરના ગુલાબી ગાલોમાં વારંવાર લાલાશ ધાઈ આવતો હતો.

"અરેરે, શીરીન, મારી પોરીની આખમાં જરા મેસ આંજવીતી," જરને ઇશારત કરી પોતાની પાસે બોલાવતાં ચાંદનબાઇએ પોતાની નજદીક બેઠેલાં શીરીનબાઇને અલકસે કાનમાં કહી દીધું.

ફ્રેની પણ દિવાનખાનામાં આવી લાગી. પોતાના હંમેશના શોખને અનુસરતો ઠઠેરો તેણે પણ કીધો હતો તોય આજે તેનો ચહેરો કાંઇ અજબ ફિક્કો ફ્ચ અને ઉજળો સપ જણાતો હતો. તેના મ્હોંડાં પર કાંઈ અણદીઠ ચિંતાની નિશાની સ્પષ્ટ દેખાતી હતી. તુચ્છકારનાં મંદ હસવાં સાથ ફ્રેનીએ ચોમેર આંખો દોડાવી અને જર પર નજર પડતાંને વાર તે દધાઈ ગઈ. આ કોણ જર હતી કે કોઈ ખુબસુરત પુતળી? સામે ઠરીઠામ થઇને બેઠેલો ફ્લી પણ ક્યારનો જરનેજ ટીકીટીકીને જોયા કરતો હતો અને તેથી તો તેનું હૈયું પથ્થર થવા માંડ્યું.

ફેની તો આજે કાંઇ એવીજ આશામાં રહી હતી કે ગામડાંમાં ઉછ-રેલી ઉધરેલી આ ફુવડ છોકરી જર કાંઇ સકકરલ્લા જેવો ઓમઠો ગોમઠો પોષાક પ્હેરી મેલી ઘેલી હાલતમાં હાજર થશે અને તે પોતે આવા કિંમતી ઠઠેરામાં સર્વ હાજર રહેલાંઓનું ચિત્ત એકસરખું પોતાની તરફજ ખેંચી રાખશે. ફલી પણ પોતાનો આગલો ખ્યાલ છોડી દઇ મધ આગળ ભમતી માખ મિસાલ બસ તેનીજ પાસ ચીટકી બેસશે. કેવા તે હવાઈ ખ્યાલો ! તેની તે આશાને કેવો કાતિલ ફટકો ! તેને બદલે તો ફેનીની જલતી બળતી આંખોએ આજે બધું કાંઈ નધારેલું અને નવુંજ દેખાવા માંડયું.

ફેની કયારની ત્યાં આવી બેઠી હતી જેને ઝાંખીને જોવાની દરકાર વટીક ફલીએ કીધી નહી. થોડો વખત પછી જ્યારે તેની નજર અકસ્માતિક રીતે ફેનીપર પડી ત્યારે ફલીએ બીજીજ પલે ડોકું ફેરવી નાંખી તે વળી પાછી જરનેજ ભોંપવા મંડી ગયો. ઝગઝગતા હીરાના જેવી ચકચકતી તેજસ્વી આંખો અને તાજા ખીલેલા ગુલાબો જેવા ગોરા ગાલોવાળી નાની મિઠ્ઠી જર આજે જોબનવંત જુવાની અને ખિલની ખુબસુરતીનું એક જીવતું જાગતું ચિત્ર જેવી દેખાતી હતી.

ઘરડાં ચાંદનબાઇ પોતાની ભત્રીજી સાથે જ્યારે સર્વે મહેમાનોની ઓ-ળખાણ કરાવતાં હતાં ત્યારે દરેક જણ દબાઈ જઈ જરને જરા વધુવાર જોવાને ખાતરજ ચાંદનબાઇ આગળ એલારપેલાર વાતચીત ચલાવવામાં રોકાઈ જતાં હતાં. આજના આખ્ખા મેલાવડામાં રાંદેરની જર સર્વાનુમતે સૌથી સુંદર અને દેખાવલી ગણાતી હતી. આ બધો બીચકેલો મામલો તપાસતાં ફેનીનું આખ્ખું બદન અદેખાઇના આતશથી તમામ ધગધગી રહયું. ફેનીપર જરની જરા નજર પડતાં ઇર્ષાથી આંધળી બની ગયલી તે છોક-રીએ જર તરફ તિરસ્કારથી ડોળા કકડાવ્યા. નિર્દોષ જરને તેની ભલ દરકાર હતી.

બહાર વરન્ડાના એક ખુણામાં રૂસ્તમબા સોલીસીટર કોઈ શખ્સ સાથ અજબ ઉલટ ઉત્સાહથી કાંઈ ધુસધુસ કરતા કયારના બેઠા હતા. દેખઇતી રીતે તેઓ અંગત મિત્રો જેવા જણાતા હતા જો કે તે ગબરૂ જવાન શખ્સ પોતાના દોસ્ત રૂસ્તમબા સાથ વાતચીત કરવામાં રોકાયલો દેખાતો હતો તોય

તે પણ હોલની બારી વાટે અંદર બેઠેલી જરનેજ કયારનો ટીકયા કરતો હતો. જર પણ વારંવાર ડોકાં ખેંચી હસી હસીને તેનેજ જોયા કરતી હતી અને તેથી તો ફલી તેમજ ફ્રેની પણ ઘડીવાર વિચારમા પડી જતાં હતાં. જર હવે બ્હાર વરન્ડાપર નીકળી તેજ શખ્સ આગળ દોડી ગઇ અને હસીને તેણે તેને એક હેતવંતી શેક–હેન્ડ કરી દીધી. વાંચનાર, આ શખ્સને તો તું ઓળખી ચુકયો છે? તે કોઇજ નહી પણ પેલો કેપ્ટન રતન બહાડયો હતો કે જેણે જર સાથ રાંદેરમાં અમનચમનમાં ઘણા સુખી દહાડાઓ ગુજારી આ મિઠ્ઠી માયાળુ છોકરીને પોતાનું ભવિષ્ય અર્પણ કરી દીધું હતું. આ છોકરીને કોઇ પરાયા શખ્સ સાથ ખુલ્લાં દિલથી હસ્તી ભેલાતી જોઇ ફલીના ડોળા ઉંચે ચહડી ગયા. સાથે વળી ચાંદનકાકીના ખાનગી સલાહકાર અને સોલીસીટર રૂસ્તમબા પણ ત્યાં હાજર હતા. આમાં શો ભરમ હતો? તેના રસ્તામાં પથ્થર મિસાલ આવી ઉભેલા આ કોઇ પરાયા શખ્સનું નામ જાણી લેવાને ફલી હદથી જ્યાદા ઇંતેજાર બની ગયો.

હવે બગીચાના એક બીજા ખુણામાં જરા નજર નાખી દઇએ. ફકત બેજ જણ માટે ગોઠવાયલી એક નાની ટેબલ આગળ કરારના જીવે કોઈ બીજાં બે જણાઓ ખાતાંપીતાં બેઠાં હતાં. ખુદાની શું ખુદરત હતી કે આવાજ પ્રસંગે અરસપરસના પ્યારમાં વિંટળાઇ રહેલાં ઉછરતાં ઉછરતાં જીવો બસ એકાંતવાસ શોધતાં હતાં.

"નહીં, કુમી ડીયર, એટલી જલ્દીથી તારાથી પાછું રાંદેર નહીંજ જવાશે. આવતા શનીવારે તો વીલીંગડન કલબના ગંજાવર ફેન્સી ડ્રેસ બોલમાં તારે મારી સાથ આવવુંજ પડશે.'

"હા, જરા ઉભો રહેજે ચાંદનબાઇને પછી આપરે પુછી જોઇએ, હોમી," તે બોલી, "મકુંજે ચાંદનબઇ બી સાથે આવે તો તુંને કંઇ વાંધો નથીની?"

"હમણા હમણા તુંને ઘણાં ચેષ્ટા સુજેછ તે મને ખબર છે ને—"

ઓજ્જા! વાતમાં કાંઈ ખલલ પડી. એક નોકરના કહેવાથી અને પોતાની મા શીરીનબાઇના બોલાવ્યાથી હોમી કુમી અંદર હોલ તરફ દોડી ગયાં.

"કુમી આવી કે, દીકરી," શીરીનબાઇ બોલ્યાં, "ચાલ તારૂં દિલરૂબા

જરા ખોલ. આપરી જર ગીત ગાયછ તે વગાર-ચાંદનબઇની ઘણીજ મરજી છે કે જર ગાય."

સર્વ પહરોણાઓની હાજરીમાં ખુદ ચાંદનબાઇએ જરને કાંઈ ગાવાની ખ્હોંસ કીધી. સોલીસીટર સાહેબે મોટાં બાઇજીનાં કાનમાં કયારનું કાંઇ કહી દીધું હતું અને ત્યારથીજ ચાંદનબાઈ બસ જર પાસ કાંઈ ગવરાવવાનીજ જીદ ધરી બેઠાં હતાં. જરા પણ અચકાયા વિના સઘલાંઓની અજાયબી વચ્ચે દિલરૂબા ધરીને બેઠેલી ફુમી પાસ વચમાં ખુરસી લઈ નીચલું ગાયન લલકારવા મંડી ગઇ. કેવો મિઠો મધુર હલક! નજદીક ઉભેલો ફલી પણ ડાંય બાંચ થઈ ગયોઃ—

## ગરીબોનો ખુદા બેલી.

### (ભયરવી-કવાલી.)

ગરીબીમાં નથી ગુનાહ—ખુદાએ એજ સરજેલી,
અગર સમજે તો આ સમજે—ગરીબોનો ખુદા બેલી—૧

ગરીબોને ભલી ઝુંપડી—અમીરો ચાહે હવેલી,
મલે સંતોષ ઝુંપડીમાં—ગરીબોનો ખુદા બેલી—૨

ફકીરી કયાં? અમીરી કયાં?—ભલે હો લાખની થેલી,
ન રહેશે સાથ ચીજ એકે—ગરીબોનો ખુદા બેલી—૩

હઝારો લાખને ખાતર—બની દુનયા બધી ઘેલી,
સુખે જર વિન જીવે મિસ્કીન—ગરીબોનો ખુદા બેલી—૪

કમાવું તેજ ભોગવવું—નથી એ વાત કંઇ સ્હેલી,
ઘણું લેવું ઘણું સ્હેવું—ગરીબોનો ખુદા બેલી—૫

ખુદાએ જે જનમ દીધો—લીયો તે જીંદગી ખેલી,
ગરીબડો રહે સદા હયરત—ગરીબોનો ખુદા બેલી—૬

——:૦:——

આફ્રિન ! આફ્રિન ! ગાયન ખતમ થતાં ચાંદનકાઝાનું દિવાનખાનું તાલીઓની ગરજનાથી ધમધમી રહ્યું. પેલો રતન તો તાબડાઓ ફોડતાં મુગોજ નહિં રહયો. બિલકુલ હરણફાર બની ગયલો ફલી એકકી નજરે જરનેજ જોતો રહયો અને ફ્રેનીનાં છાલકાં દિલમાં તો તરેહવાર અમરાટ આવવા લાગ્યો. મહેમાનોની ઇન્તેજાર માગણીને માન આપી અને ખુદ ચાંદનબાઇની પણ ફરમાસથી જરે સુંદર મધુર હલકે એક બીજું એવુંજ અસરકારક ગાયન ગાઈ સંભલાવ્યું ત્યારે ફરીથી તાલીઓના ધમધમાટથી તે દિવાનખાનાની દિવાલો ધ્રુજી ઉઠી. ઘરડાં ચાંદનબાઇનો હરખ તો મનમાં સમાયો જતો નહોતો. ફલી આસ્તે આસ્તે આગળ વધી જરની પાસે ઠસી ગયો તે જોઈ ફ્રેનીએ ત્યાંથી ચાલી જવા માંડયું.

"મકુજે, મીસ હીરામાણેક, કહાં ચાલ્યાં ? તમેબી ગાયન વાજીંત્રનો કંઇ કાબુ બતાવોની ? નોટસ ઘેર ભુલી આયાંછ કે ?"

"એકસકયુઝ મી, મી૦ મુલ્લાં, એવું ઇડીયોટીક ગાવાનું અને વગાડવાનું મને આવરતુંજ નથી."

"ઓ લેવરે, ચાંદનબઇ," હોમી જોરથી બોલી ઉઠયો, "આપરાં મીસ હીરામાણેકથી તો પ્યાના વગર ગવાતુંજ નથી. તમે રજા આપો તો પેલા બેન્ડવાલાઓને અંદર બોલાઉં."

"મીસ હીરામાણેક કોન મુઇછિ જે ? તે શું બરયુંછ જે ?" ડોસાં ફફડી ઉઠયાં.

"અરે, હોમી તો આપરી ફ્રેનીને વરે કહેછ," પાસે બેઠેલાં શીરીનબાઇએ કહ્યું.

"માકા, કરડતો ના, તો કહે હાઉ. તેમ એ દુકતાને બી ચેન નથી પડતું," તપકીરનો સહરકો ભરતાં ચાંદનબાઇએ કહ્યું, "એક તો સહવારની એ ઠનઠન થઈ ગઇછ તેમાં આય પોરીયો વરી આગમાં તેલ પુરવા માગેછ કે ?"

———:o:———

# પ્રકરણ ૩૭ મું.

## "તું મને તરછોડેછ કાંય, છોકરી ?"

ફ્લીનો જીવ સબરદબર ઉચાટ પડી ગયો. આ રાંદેરની તેની સગી તેના તરફ જરા ઝાંખીને જોતી પણ નહોતી. અત્યાર આગમચ બબ્બે ત્રણ ત્રણ મરતબા બાહિમ્મત તેની આગળ ધસી જઇ તેને પતાવી મનાવી લેવાની તેની તમામ મહેનત ફોકટ ગઇ. એ આ રતન બ્હાડગો કોઈ દહાડો નહિ અને હવે આજે એકાએક અહિં કયાંથી ફુટી નીકલ્યો હતો ? સોલી-સીટરનો તે મોટો મિત્ર માલમ પડતો હતો અને જરને તેની સાથ કયારની પીછાન ? કયાંની ઓળખાણ ? ચાંદનકાકી પણ આ કવાબના હાડકાંને પોતાની બાજુમાં બેસાડી રાખી કયારના કાંઈ વાતચીત ચલાવતાં હતાં; અને અધુરામાં પુરૂં તેમ આ બધું મેજરૂં દુરથી તપાસી તપાસી પેલી કેની ખુદ ફ્લી તરફજ તુચ્છકારથી હસ્યા કરતી હતી. ભેજાંમાં બખેડો મચાવતાં વમળોને દાબી દેવા ફ્લીએ એક જીવતોડ મહેનત કીધી પણ તેના બદલામાં તેનું માથું ઉસ્કેરણીના આવેશમાં વધુ ઘુમવા લાગ્યું. વળી પાછો રતન જર સાથ ખાનગી વાતચીત કરવા મંડી ગયો અને થોડાજ વારમાં તે બન્ને જણાઓ બગીચામાં બહાર એકલાં નીકલી પડયાં. આથી તો ફ્લી જાણે ઘેલો દિવાનો બની ગયો.

"શું કરૂં જાન, સાન્ટાક્રુઝ વેર જવાનું હોવાથી મને ચાલી જવું પડેછ." જરનો હાથ પ્યારથી પસવારતાં રતને કહ્યું. "પણ ખુદાને ખાતર આપણી વાતથી હવે બધાંને તું વાકેફ કરી દે. તારૂં ને મારૂં નકી થઈ ચુકુંછ તે સઘળાંને જણાવી દેવાની જરા જરૂર છે. પેલો તારો કોઈ સગો ફ્લી ડોળા ફાડી ફાડીને તારી ને મારી ગમજ જોયા કરેછ ને મારી આગળ આવી બે ત્રણ બેહુંદા સવાલબી પુછી ગીયો. પરાયાના એવા ગાંડા ઘેલા બક-બકારા તું કહાં સુધી સાંભલવા માંગેછ, મારી વહાલી જર ?"

"આપણે જહાં સુધી પરણી જઇએ તાંહ સુધી," જરે હસીને જવાબ

વાળ્યો. "જરા એ બધી ગમ્મત જોવા મનેબી ગમેછે. મારામાં શું તારો વિશ્વાસ નથી ?"

"અરે, મારા કલેજાં કહારના કપાઈ ચાલ્યાં ને તુંને બધી ગમ્મત પડેછે ! એ બી ઠીક !"

"ચાલ તું એમ અદેખો ના પડી જા, મારા જાન," જર પાછી હસી પડી, "તુંને કદાચ એવી બીક લાગતી હોસે કે તું દુર પડયો એટલે તુંને રખડાવી મેલી ચાંદનફુઇની લખ્ખોની દોલતના એકપુરા વારસ પેલા ફલી સાથ હું પરણી જવશ ! કેમ, એમજ કેની ?"

"નહિં ! નહિં ! જરથી જ્યાદા કિંમતી મારી જર, ખુદાના ઘેર વેર મને તારામાં ઇતબાર છે. ચાલ. ગુડ-બાઇ. વરી પાછો મળી જવશ. તારાં ફુઈના સોલીસીટર મારા દોસ્તદાર થવાથી મને અહિ પાછું આવવું પડશે."

જરને એકલી પાછી ફરતી જોઈ ફલીનું દિલ પાછું ઉશ્કેરાઈ આવ્યું. આ છોકરીએ તેને કેવી જાદુ કરી દીધી હતી. પેલી લુચ્ચી મનલબી ફ્રેનીને તો તે ભુલી પણ ગયો હતો પણ ફ્રેની પોતે તેને કયાં ભુલનાર હતી !

બંગલાના કમ્પાઉન્ડના દરવાજામાંથી બહાર નીકળતા રતન તરફ એક છેલ્લી નજર ફેંકી જર નજદીકના બાજપર એકાંતમાં જરા બેસી ગઇ. કશી પણ ગડબડ કર્યા વિના ફલી દમ ઉંચો રાખી બાહિમ્મત જરની નજ-દીક ચાલી આવ્યો. જર પલવાર ધ્રુજી ઉઠી ! આ શો નવો ગજબ હતો ? જરને કાંઇપણ બોલવાની તક આપવા વિના ફલીએ પ્યાર અને મહોબતના જુસ્સાવાલા શબ્દો તે છોકરીન કાનમાં સડસડાટ રેડી દીધા. જરને હવેજ માલમ પડયું કે તેના વ્હાલા રતને બતાવેલી ધાસ્તી આખરે બિલકુલ નજ-દીક આવી ઉભી હતી.

"બસ-બસ-બંધ કરો-મુંગા રહી જાવ," જર ઝડપથી પોકારી ઉઠી, "મારે તમારી એવી કંઇ વાત સાંભલવીજ નથી. તે કદી-કદીબી બનશે નહિં."

"આપરે સગાં થયાં ને તો બી તું મને એટલો બધો તરછોડેછ. કાંય, છોકરી ?" ફલી તરડાઇને બોલ્યો.

"સગાં થયાં તેથી શું એવું બધું બેહુંદુ બોલવાનો તમુને હક મળ્યોછ



"જરા ધીરી પડ જર, જો ધ્યાનથી સાંભળી લે," જરનો હાથ પકડી ફરી કરગરીને ધીમેથી બોલ્યો.

(પાનું ૨૦૯ મું.)

કે? હું તમારી સાથ કદીબી પરણી શકશ નહીં."

"જરા ધીરી પડ જર, જો ધ્યાનથી સાંભળી લે." જરનો હાથ પકડી ફલી કરગરીને ધીમેથી બોલ્યો, "મારા નસીબમાં લખ્ખોનો દલ્લો લખાયોછ; ચાંદનકાકીનો ભવિષ્યનો શું એકલો એકપુરો વારસ."

"તે તો આય ઘેરમાં હું લગભગ દરરોજ સાંભળ્યા કરૂંછ," જરે રોકડું પીરસ્યું, "તમારી દોલત તમુને મુબારક."

"ગરીબાઇની ગારમાં સબડયા કરતી તારા જેવી એક બેબદામની છોકરીમાં આટલો બધો મરડાત ને ઇતિરાટ?" ફરામજીઆએ હવે જરા ખીલવા માંડયું, "અરે! એક ઝલકતાં ભવિષ ને મબલખ પૈસાની તુંને શું તલબારગી દરકાર નથી?"

"હા—જરા તેમજ છે જી," જરે કહ્યું, "પણ હું એમ પછું કે મારા જેવી એક હલકી પીંજારડી બેબદામની છોકરી આગળ એમ ખાનગીમાં દોડી ધામી આવી તેને પણવા શાના નીકળ્યા?"

"જર, જર, એવા એવા જવાબો આપી મારૂં જીગર જખ્મી ના કર," ફલી વળી પાછો નરમ બની ગયો, "છોકરી તુને ખબર છે કે જહારથી મેં તુંને જોઇછ તહારથીજ તેં મારૂં દિલ એકસરખું ખેંચી રાખ્યુંછ! હું તુને ચાહુંછ–દિલોજાનથી ચાહુંછ–તેનો તો જરા ખ્યાલ કર?"

"માફ કરો, જી, માફ કરો, અહીંથી મને જવા દઓ; ચાંદનફઇ કહારના મારી રાહ જોતાં હશે."

"તારે મારે બદલે કોઈ બીજાંને તમે પણવાના છઓ? કોઇ બીજો તમારાં જીગરમાં રમી બેઠોછ?"

"હું તમુને પ્હેલ્લેથીજ સાફ સાફ કહી ચુકીછ, ફરામજી. કે તે કદી–કદાબી–બનશે નહીં. એક સદગ્રહસ્થ સારૂ એ જવાબ બિલકુલ પુરતો હોવો જોઇએ; હવે વધારે તમુને શું જોઇએછ જે?"

"નહીં! નહીં! મારા સારૂ એ જવાબ જરાબી પુરતો નથી. તમારી મરજી હોય યા નહીંબી હોય તોબી તમારે મારી સાથે પરણવુંજ પડશે,"

ફ્રામજીબાના ભેજાંની કમાન એકાએક છટકી ગઇ.

"તે કદી–કદી બનનાર નથી," જર જોશથી ખભરી ઉઠી. "તમારા કાકાની છોકરી ફ્રેની સાથ લગન કરવા તમે બંધાઈ ગીયાછ ને મારી પાસબી આવી બેહુદી માંગણી? તમે શું બબે બૈરી પણવા નીકલ્યાછ કે? તમારે શરમાવું જોઇએ."

ગામડેની પોરીમાં આટલો બધો જુસ્સો? જુસ્સો કહો યા ગુસ્સો પરંતુ સાફ સરળ અંતઃકરણનો તે એકજ પવિત્ર જવાબ હતો. ફ્લી તો ડઘાઈજ ગયો. તેને જબરૂં ભારી પડી ગયું.

"તું ફ્રેનીને શું કરવા વચમાં દાર દોઢીમાં નાખેછ," તે પાછો ઉશ્કેરાઇ ગયો, "ઘેલી ફ્રેનીના પોતાનાં ભેજાંનો એ તો હમ્મેશનો એક હવાઈ ધખારો છે."

"મહેરબાની કરીને હવે મને અહીંથી જવા દેશો?" કપાળ ચહડાવી જર ગુસ્સાથી બોલી, "મારો છેલ્લો જવાબ સાફસાફ હું આપી ચુકીછ ને હવે વધારે તમુને શું જોઇએછ?"

"બીજાંઓના જેવીજ નખરાંબાજ વંત્રી! દરયામાં વશીને એક મગરની સાથ તમે વેર પાડવા માંગોછ? અરે! હું તમુને કહારનો આટલું આટલું સમજાવુંછ ને તમારાં ભેજાંમાં કંઇ વાત ઉતરતીજ નથી? મારી લખ્ખોની દોલતમાં તમે સુખે કરારે લેટશો તેનો તો જરા ખ્યાલ કરો?"

"ફ્રામજી હીરામાણેક, તમે એક ઘણાજ ખરાબ માણસ છઓ. હવે હું તમુને મારાં ખરાં અંતઃકરણથી ધિક્કારૂંછ," નાકનાં ફિફડાં ફફડાવી જરે ચાલવા માડયું. "સાચ્ચા જીગરના પાક પવિત્ર પ્યાર આગળ લખ્ખો ને કરોડોની દોલત કોડીની કિમ્મતની છે."

યા ખુદા! ફ્લીને આ કેવું અપમાન! આ કોઈ ગામગએરની ગામડયણમાં પણ આટલી બધી અક્કલ હુસ્યારી? કપાલ પર ફુટી આવેલો પરસેવો રૂમાલથી જેમ તેમ લુછતો ફ્લી ઠંડોગાર થઇ બંગલા તરફ ચાલવા લાગ્યો. ફ્લીની પીઠ ફરવા પછી તુરતજ ફ્રેની ખફગીના ભરેલા લાલ ભુંડ ચ્હેરા સાથ તેજ બાજત આગળ ઝાડીની પછવાડેથી હળવેથી બહાર

નીકલી આવી! ઝાડીની પાછળ કયારની ભરાઈ રહી ફ્રેનીએ ઉપલી તમામ વાતચીત સાંભળી લીધી હતી.

"વાત આટલી બધી આગળ વધીછ?" તે પોતાના મનમાં ફફડી ઉઠી, "ફ્લી, ફ્લી! મને એમ દગો દઇને તું શું સુખ જોવાનો છે. હુંબી આય બાજુ હીરામાણેક ખાનદાનની છોકરી ને તારા કાકાનીજ દીકરી છઉં. એનો બદલો તુને હું પુરેપુરો આપશ."

સર્વે મહેમાનો વિદાય થવાની તૈયારીમાં હતાં. ફ્રેની ચાલીને બંગલા વેર શી રીતે ગઈ તેનું તેને ભાન રહ્યું નહીં. આ જરને જોઇને ફ્લી બસ ઘેલો દિવાનો બની ગયો હતો. ફ્રેની સાથ વર્ષોની મહોબતને તેણે ઠોકરે ઉઠારી દીધી હતી! આ બેવફા માટીડાએ અનેક મરતબા ખાધેલા બધા જુઠ્ઠા સમ-સોગંદ આજે હવામાં ઉડી ગયા હતા.

તે આખ્ખી રાત ફ્રેની એક ઘડી પણ ઉંઘાઈ શકી નહીં. જે દયાહીણ દિલ વગરના ઢોંગી માટીડાએ તેનું દિલ ભાંગીને ભુકો કરી નાંખ્યું હતું તેને પોતાના મનમાં તે હવે કદુવા દેવા લાગી. કીનો! કીનો! બસ કીનો! ફ્રેનીના જખમાયલાં જીગરમાંથી વહી જતાં લોહીનો બસ એજ અચુક પોકાર હતો. ફ્રેની હવે શું કરશે?

---

## પ્રકરણ ૩૮ મું.

---

### વેરની વસુલાત.

સાલગીરીની ધમચકરી પછી બીજે દિવસ હતો. ગઇ કાલની ધુમ-ધામની થાકને લીધે બીજી સહવારે સર્વ જણાઓ બિછાનેથી મોડેથી ઉઠયાં—સિવાય આપણી ફ્રેની—કે જે આખ્ખી ગઈ રાત બિછાણાપર ઉંઘાઇજ નહોતી.

ઘરડાં ચાંદનબાઇને તો જરા પણ થાક ચહડી નહોતી. તેવણ તો વળી પાછાં સહવારના પહોરમાં તાજામાજા બની ગરમ ગરમ ચાહનો

સહેરૂકો ખેંચતાં ટેબલપર ગોઠવાઇ ગયાં હતાં. આવી વૃદ્ધ વયે પણ પરવર-દેગારે આ ડોસાંના બદનમાં કાંઇ અજબ તાકાત જાલવી રાખી હતી.

ઘરડાંને કાંઇ ચેન પડે? રૂસ્તમબા સોલીસીટર પ્હોળા પટાક થઇને ઠંડે કલેજે દમ લેતા પલંગપર કરારના જીવે પોઢેલા હતા તેટલામાં તો નોકરનો અવાજ સાંભળી તેવણ બિચારા ચોંકી ઉઠયા. બાઇ સાહેબની વગ્ગી આવી લાગી હતી તે ખ્યાલથી છલાંગ મારી તેવણ ઘોલ્યાપરથી કુદી પડયા. પોતાના સોલીસીટરને એમ સકાળે બોલાવી મંગાવવામાં ચાંદનબાઇની કોણ જાણે શી ગણત્રી હશે.

"કેમ? ગઇકાલનું શું ધારયું, રૂસ્તમજી," બાઇએ હળવેથી પુછયું, "મારાં બધાં સગાવ્હાલાંઓને હવે તો બરોબર ઓલખ્યાંની? કે હજુબી તમે હરસા જેવા એમના એમ રહી ગીયાછ?"

"વાત તો જરા રસપર ચહડેલી લાગેછ, બાઇજી," રૂસ્તમબાએ જરા કાંસીકુંસીને શરૂઆત કીધી. "મધપર મકોડા ભમ્યા કરે તેમ હમણાં તો બધા જણા તમો બાઈ સાહેબને નમી નમીને સલામ કરતાં ફરેછ."

"મુવાં બધાંઓને મારા નામના અમીતરાં છે ને તોબી બધાં હામાં હા મેળવ્યા કરેછ તેનું કારણ હું બરોબર સમજુંછ," ચાંદનબાઇએ ટકોર કીધી, "મારા પૈસા ટકા જો કાલે પીગલી જાય તો ઘરડીને મુવું કોઈ ઝાંખીને જોવાનુંબી નથી."

"તમારાં કંઈ બધાંજ સગાંઓ એવાં નથી." બ્હી ધ્રુજી બોચી ઘવ-ડતાં રૂસ્તમબાએ કહ્યું, "દાખલા તરીકે તમારી પેલી ગરીબ ભત્રીજી જર એક ઘણીજ શાનસહુકવાલી નેકચલન છોકરી જણાયછ."

"અરે ભુસુરે, રૂસ્તમજી, વરી તમે તમારી ફિલસુફી ચલાવી કે? હું તો મકુંજે આય બધું મેજરૂં તપાસી તમેબી કંઈ સુધરયા હોસો પણ તમેબી હજી આસી બાયલાની કાની જેવાના તેવાજ રહી ગયા."

થઈ ચુકયું! કમાન છટકી! તે કયારે છટકશે તેજ કોઇ કમબખ્ત જાણી શકતું નહોતું. રૂસ્તમબાને રીઝવવાને યા પજવવાને ડોસાં વારંવાર આવું આવું બોલતાં હતાં તે તો આ સોલીસીટર સાહેબ પણ હજી પુરે

પાધરૂં જાણી શકયા નહોતા. ભેજાંની વરાલ સહવારના પહોરમાંજ એમ ન ધારેલી બહાર ફુટેલી હોવાથી રૂસ્તમજીએ હાલ તુરત ત્યાંથી પોતાના ઓરડામાં ચાલી જવાનું દરૂસ્ત ધારયું.

એક કલાક પછી ચાંદનબાઇના ઓરડાના દરવાજાપર કોઇના ટકોરા પડયા અને બારણું ઉઘાડતાં ફ્રેની હાંફળી ફુંફળી બનેલી અંદર દાખલ થઈ. તેનો ચ્હેરો ફિકકો પણ ઠરેલ દેખાતો હતો. કિનાકપટની એક નવી બાજી ખેલવા તે અહિં દોડી આવી હતી.

" ચાંદનકાકી, વાત ઘણી આગળ વધી જાય તે આગમચ સવખતે હું તમુને ચેતાવવા આવીછ. ઘણીજ ગંભીર બાબત છે. આય પરબીડાંપર કોણુના અક્ષર છે તે જોઈ લેઓ."

નાકપર ચશ્મો ચહડાવી ડોસાંએ પરબીડાંપરના અક્ષરો ચીપી ચીપીને તપાસ્યા. ઝવેરી ગટુલાલનું સરનામું તે પરબીડાંપર હતું અને તે ફલીનાજ હાથે લખાયું હતું.

" એટલે તું કહેવા શું માંગેછ, ફ્રેની? જરા ખુલાસાથી બોલની?"

ખુલાસો તો એટલોજ કે તમારા નેકનામ ભત્રીજા ફલીના રંગ–ઢંગ આજકાલ ઠીક દેખાતા નથી. એ દુકતો છેકજ ફટાઉ ને વિખરેલ થઇ ગયોછને—"

"પણ એ પરબીડું ફલીને તેં પાછું કાંય નહિં આપ્યું, દુકતી?"

" અરે પાછું શાનુ આપે? જરા આવ કાગલબી વાંચોની? જે જણુસ તમે મને વાપરવા આપી તે ચોરી લઇ એ મારગેજ મુકી આયો ને આય રહી તેની પ્હોંચ; મારવાડીઓના કરજના ઢગલાઓ હજી તો ચહડયા જાયછ તેટલામાં આય વરી નવું કરજ ને તેબી તમારી મોંઘીદાટ જણુસ મારગેજ મુકીને. એ છોકરાંનેબી દહારે દહારે શું શું સુજેછ?"

" પણ તેં એને જરા પતાવી સમજાવીને વારયો કાંય નહિં? તારૂં તો બધું કહેલું એ માનેછ, ફ્રેની?"

" હું એને પતાઉં, સમજાઉં, કાકીજી?" ફ્રેની ફફડી પડી, "તે વખત હવે વહી ગયો. ચાંદનકાકી એની આબરૂ શરમ જાલવવા સારૂ મેં શું શું જહેમત ઉઠાવીછ તે તો એ એના મનમાં સમજે તો ઘણું છે. પણ તમુને

ખબર નથી, કાકીજી. કે અમે તો લડઇ વઢઇ હંમેશનાં છુટ્ટાં પડયાંછ."

"જો તેમજ હોશે તો મારા વારસામાંથીબી એને હંમેશનું છુટું થવું પડશે," નાકપરથી ચશ્મો કહાડતાં ઘરડાં કરડા અવાજે બોલ્યાં, "કુટુંબની આબરૂ ઇજ્જતની ધુરધાણી કરનાર એવા નાપાક દુકતા સાથ મને હવે કંઇ કામજ નથી. તારી સાથ એ કાંય મરાયો છુંદાયો તેનું કારણ હું જાણુવા માંગતી નથી. તે હું સ્હેજ સ્હાજ સમજી શકુંછ. મારા સોલીસીટરને ખબર આપી આજને આજ મારૂં વીલ ફેરવાવી નાંખુંછ."

"નહિં નહિં. કાકીજી, એમ એકદમ ઉશ્કેરાઇ ના જાઓ—એનાપર એમ એટલાં બધાં સખ્ખત ના થાઓ," ફ્રેની એકાએક ગભરાઈ જઇ બોલી ઉઠી. "છોકરો નાદાન છે. દુન્યાદારી હજુ એને જોઇ નથી. ગમે તે પણુ આપણુંજ લોહી કહેવાય. ખાનદાનની ને આબરૂ ઇજ્જતની દરકાર કીધા વગર કોઇના બહેકાવ્યાથી એ બિચારો લોભઇ ગયો હશે. મારી સાથ એને ગમે તે પંચાત થઇ તેથી હું કંઈ વેરી બનવા માંગતી નથી પણ મારે ખરૂં નરૂં તમુને કહેવુંજ જોઇએ."

"મને કંઇબી વધારે કહેવાની જરૂર નથી. આજે દહાડાઓ થયાં હુંબી બધાના રંગ-ઢંગ દુરથી તપાસ્યા કરૂંછ. હું ઘરડી છઉં-ઘ્રેલી છઉં-ને ભેજાંની ઘસેલી છઉં તોબી મને બધી સમજણ પડેછ."

ફ્રેની એકાએક ચાદર જેવી સફેદ બની ગઈ. એ આ ડોસી શું કહેવા ચાહતી હતી? રખેને કાંઇ ઓરનું દોર બની જતું હોય? રખેને ઘરડી તેને બનાવતી બેઠી હોય? ચાંદનબાઇની આંખોમાં આજે કાંઇ જુદીજ રોશની ફ્રેનીને દેખાવા લાગી. ફ્રેની સબરદબર ગભરાઈ ગઇ.

"હું-હું-આશા રાખુંછ, કે મારૂં કહેવાનું સમજવામાં તમો કાકીજી કંઇ ભુલ તો નથીજ કરતાં," તેણી ગડગડ અવાજે બોલી, "હું ફરીથી કહુંછ કે ફલીપર કોઇ જાતનું વેર લેવા હું ચાહતીજ નથી પણ છેવટે જ્યારે એણે તમુનેબી ઠગ્યાં ત્યારેજ—એના ભલાંને ખાતરજ—આજે તમારી આગળ એમ દોડી આવી મેં બધું સાફસાફ કહી દીધુંછ."

"પણુ તેમાં તું શાના સારૂ એટલી બ ધીહાફેછ ને ગભરઇ જાયછ?"

ફ્રેની તરફ ચાંદનબાઇએ એક તિક્ષણ નજર ફેંકી, "વાંક ફલીએ કીધો—એણે મને ઠગી—ને તેમાં તુંને શાના પારમાં એટલો બધો ગભરાટ? તું જરાબી ના બ્હી. ફલીપર તારૂં વેર પુરેપુરૂં વસુલ થશે. હું હવે બધી મારી ગોઠવણ બરોબર કરી લેવશ. જા—હવે અહિંથી ચાલી જા ને જરા રૂસ્તમજીને મારી પાસ મોકલાવી દે."

પોતાના મનમાં તરેહવાર વિશેષણો વાપડી ફ્રેની ફફડી ચટકી ચાંદનબાઇના ઓરડામાંથી બહાર પડી. એની કેઈ બલારતને કે સોલીસીટરને બોલાવવા એ પોતે દોડી જાય? કાકીજીનો અગત્યનો સંદેશો રૂસ્તમબાપર પહોંચાડવા માટે તેણે એક નોકરને તાકીદ દીધી.

વરન્ડાપરથી પસાર થતાં ફ્રેનીએ સોલીસીટરને પોતાના ધણ્યાણી સાથ જરા ગેલથી વાત કરતાં જોઇ લીધા. એક ઝડપી નજર તેઓ તરફ નાખી કશું પણ બોલ્યા વિના ફ્રેની તો ત્યાંથી ચાલી ગઇ.

"આય રાન છોકરીના ભેજાંમાં કેટલી બધી રાઇ છે," સોલીસીટરના ધણીઆણીએ પોતાના વરના કાનમાં કહ્યું. જાણે બાપલાખ ચાલીસની? આજે જો એ ચાંદનબાઇની ભત્રીજી નહિં હોય તો કારાં કુતરાંબી મુઇને ઝાંખીને જોય નહિં."

બરોબર તેજ ઘડીએ એક નોકર દોડતો ધામતો આવી પહોંચ્યો અને રૂસ્તમબા છલાંગ મારી ત્યાંથી ચાલી ગયા.

"જરા બારણું અંદરથી બરોબર બંધ કરી દઓ, રૂસ્તમજી," ચાંદનબાઇ બોલ્યાં, "ઘણીજ ગંભીર ને ખાનગી વાત છે."

રૂસ્તમબા પલવાર ઢીલાઘચ અને ફિક્કાચ બની ગયા. આ વળી શો નવો ધડાકો હતો?

"જોવ—આય જરા બરોબર ધ્યાનથી તપાસી લેઓ; ગટુલાલ ઝવેરીનીજ ચીઠ્ઠી? એટલી જલ્દીથી એ તમારા હાથમાં કહાંથી આવી, બાઈ સાહેબ?"

"ફ્રેનીએ પોતેજ મને આપી," મંદ હસતાં ચાંદનબાઇ બોલ્યાં, "એ ડાહી કાગરી તો મને કહેવા લાગી કે હીરાનો હાર તો ફલીએ મારગેજ

મુકેલો ને ફ્રેનીનાજ કબજામાંથી એ ચીઠ્ઠી એને મળી આવી. કોઇ છાલકી બૈરીને તલમાં તસુ ઓછું પડે તહારે તે વેર લેવા કેવી તૈયાર થઈ જાયછ તે તો તમે જાણતા હોસો, રૂસ્તમજી."

"પણ————?"

"પણબી નહીં ને બણબી નહીં, રૂસ્તમજી! ફ્રેનીએ રસકસ લઈ લઇને મારી આગળ જાહરે બધી વાત કરી તાહરે આપરે તો જાણે કંઈ જાણતાંજ નહીં હોઇએ—કંઇ સમજતાંજ નહીં હોઇએ—તેમજ થઈ ગીયાં. એ છોકરીને હમણા તો અંધારામાં ગોટાજ ખાવા દેવી."

"પણ હવે તમે કરવા શું માગોછ, બાઇજી?"

"હવે આપરે એક બીજી ગોઠવણ કરી દેવીછ," ડોસાં હસતાં હસતાં બોલ્યાં, "જો પેલી દુકતી જર રાંદેરના એના પેલાં સગાંઓને છોડી દઈ મારી બાકી રહેલી જીંદગીના છેડા સુધી મારી એક કરી લીધેલી દીકરી તરીકે મારી સાથ અહીંજ રહેવા કબુલ થાય તો ઠીકજ છે ને તેમ કરવા એ છોકરી જો ના કહે તો પછી આપરે જોઈ લઇશું."

"તમારી આવી માંગણી એ છોકરી કબુલ કરે એમ હું તો માનતો નથી. એમ શું કરવા કરોછ, બાઇજી?" રૂસ્તમબા દયાથી ઉશ્કેરાઈ ગયા.

'ઓ ભુસુરે, રૂસ્તમજી?" બાઇ સાહેબ વળી પાછાં ન ધારેલાં છછણી પડયાં, "તમારાં આય પાનછેરયામાં જો અકકલ જેવી ચીજ ખદાયજીએ આપી હોય તો તે જરા ટોપલા નીચેજ ઢાંકી રાખો ને નહીં તો તમે પોતે ટોપલા તળે ઢંકાઇ બેસો."

"મને તો જે ખરૂં લાગેછ તેજ બોલુંછ, બાઈ સાહેબ," રૂસ્તમબાએ બ્હીતાં બ્હીતાં જવાબ વાળ્યો.

"ખુદાને ખાતર તમારૂં ખરૂં નરૂં બધું તમારી પાઘડીમાંજ શાંતી રાખો તો સારૂં. જાવ—જાવ—જલ્દીથી જરા જરને અહીં બોલાવી લાવો."

———:૦:———

# પ્રકરણ ૩૯ મું.

——:૦:——

## સુડી વચ્ચે સોપારી!

ચાંદનબાઇનો મબલખ બાદશાહી વારસો મેલવવાની ધુંધમાં મસ્ત બની ગયલા ફલીએ બાપડી જરને બધું બેહુદુ અને બેમહલાજાભરેલું બોલી કેવી ગભરાવી મેલી હતી તે તો તે બિચારીનું મનજ જાણતું હતું. ફલીના રકમ રકમના સખ્ખત શબ્દોનું સ્મરણ થતાં આ નિખાલસ નિર્દોષ છોકરીનું જીગર ભાંગીને ભુકો થવા લાગ્યું. રતનના કહેવા મુજબ આ બન્ને વ્હાલાંઓ વચ્ચે નક્કી થઈ ચુકેલાં સાટાંના સમાચારથી જો બધાં જણાઓ વાકેફ થઇ ગયાં હતે તો ખચ્ચિતજ બહેતર થતે એમ જર હવે પોતાના મનમા કબુલવા લાગી. જો તેમ બનવા પામતે તો કોઈ કહેવાતા સગાના વાહિયાત બકબકારાથી તે બાકાત રહી ગઇ હતે."

"ચાંદનફઇ મને તાબડતોબ બોલાવેછ? અબઘડી હું આઉંછ."

કોણ જાણે આજે શું હતું કે જરનો બદનમાં જરા જરામાં ધાસ્તીનાં ઝરાં ફુટી નીકળતાં હતાં. ફલીની માંગણીના ખ્યાલ કરતાં તેના હાથ બરફ જેવા ઠંડા બની જતા હતા. હવે વળી ચાંદનબાઈ તેને અબઘડી મળવા ચાહતાં હતાં. આ બીજી નવી આફત શી હતી. પેલા ફલી યા તેની જીવજાન સગી ફ્રેનીએ ધરડાંને તેની વિરૂદ્ધ નહકના ઉસ્કેરી તો નહિં દીધાં હોય?

ચાંદનબાઇના ઓરડામાં પગ મેલતાં આજે શા સારૂ જરના બરડે પાણી ઉતર્યું હતું તેનો સબબ જર પણ સમજી શકી નહિં. ચાંદનબાઈની એક તાકીદની ઇશારતના જવાબમાં રૂસ્તમબાએ બારણાને અંદરથી બરોબર બંધ કરી દીધું. જરા કાંઇ ગંભીરજ મામલો જરને દેખાવા લાગ્યો.

"કાંય ફુઇમાય? તમે મને બોલાવી?" જર હલવે નરમાશથી બોલી.

"હા, આજે તારી સાથ કંઈ ઘણીજ અગતની વાત કરવીછ. બેસ ધ્યાનથી સાંભળી લે."

દધાયલા ફગલાયલા ચ્હેરે ચાંદન બાઇને ટીકતાં જર પાસેની ખુરસી પર

બેસી ગઈ.

"ગરગામડે આટલાં વરસ પડી રહી તું ઉધરેલી તેથી હું તારી ફુઇ થતી એવીજ આશામાં ઉતી કે તું તો કોઇ મેલીઘેલી ફુવડ જેવી અભણ દુકતી હોશે, પણ તારી બધી હુસ્યારી, હાજરજવાબી ને રીતભાત જોઇ મારો જીવ ઘણોજ ખુશ થયોછ, જર."

અત્યાર તલક ગભરાટ અકળાટથી ગુંગલાતી જરે આ બધું સાંભલી છુટકારાનો એક મોટો દમ ખેંચી કહાડયો. વાત તો કાંઇ બીજીજ હતી!

"પણવા આગમચ તારો બ્હેસ્તી બાપ દારાબજી એવોજ ઉતો," ડોસાંએ ગાડું આગળ ગબડાવ્યું, "પણ પાછળથી બ્હેસ્તીનું ભેજું ભખઇ ગીયું ને ઉંધે દહારે એને બધું ઉંધુંજ સુજ પડયું."

જર વળી પાછી અકળાવા માંડી. ડોસાં જલ્દીથી ખુલાસો કરી દે તો કેવું સારૂં?

"હવે તે ગમખાર ગઇગુજરીને યાદ કરવાની આજે જરાબી જરૂર નથી," ગજવામાંથી રેશમી રૂમાલ ખેંચી નાકનાં નસકોરામાં ખોસતાં ઘરડાં બોલ્યાં, "ગમે તે પણ તું બી મારૂં લોહીજ કહેવાય ને તેથી મારા આય સોલીસીટરની સાથ લાંબો વિચાર કરી તુને મારી દીકરી કરી લેવાનો મેં ઠરાવ કીધોછ પણ તેમ થવા આગમચ તારે મારી થોડી શરતો કબુલ કરવી પડશે."

રૂસ્તમબા જરા અકળાઇ જઇ બોચી ઘવડવા મંડી ગયા. ઘડીમાં ચાંદનબાઈ તો ઘડીમાં રૂસ્તમજી તરફ ઇન્તેજારીની નજર ફેંકતી જર મુંગી-મંતર બેસી રહી.

"તું છોકરી જાણેછ તેમ મારી પાસ લખ્ખોની દોલત છે," ચાંદનબાઇ બોલતાંજ રહયાં, "ને મારા મુવા પછી મારી તમામ માયાપુંજીની એકપુરી વારસ હું તુનેજ બનાવવા માંગુંછ. આય બંગલો હું મારા ભત્રીજા ફ્રેનીને આપવા ચાહુંછ ને બાકીનું બધું તારે ફાલે આવશે."

"ને—ને ફ્રેનીનું શું?" જરે ઇન્તેજારીથી પુછી લીધું.

"ફ્રેનીની વાત મારીપર છોડી દે," ચાંદનબાઈ ઝડપથી બોલી ગયાં, "એમ તો થોડું ઘણું બધાં સગાવ્હાલાંઓમાં વ્હેંચાશે પણ તુને હું મારી

વારેસ ઠેરવવા માંગુંછ ને તે ફક્કત એજ શરતે!"

હોઠ બીડીને ચુપચાપ બેઠેલી જર આ બધું ન ધારેલુ નવું નવું અને નવાઇનું સાંભળતાં ઠંડીગાર બની ગઈ. કાંઇ નવાં સંકટનું સિયાહ વાદળ રખેને તેના સર પર ઘેરાઈ રહ્યું હોય. રૂસ્તમબા પણ ઘડીભર ફગલાઇ ગયા તેથી તો જર વધુ અકળાઇ ગઈ.

"આય મારા સોલીસીટરની હાજરીમાં ફક્કત બેજ ચીજની કબુલાત હું તારી પાસથી માંગી લઉંછ, જર. સપ્પર પહેલ્લું તો એ કે ખોરયાં ખાપરયાં જેવાં રાંદેરનાં પેલાં તારાં સુફ્યાણા મામામામીને હમ્મેશના છોડી દઇ તારે મારી સાથ અહીંજ રહેવું પડશે ને બીજું તો એ કે મારા ફલી સાથ તારે પણવું પડશે. બોલી દે, છોકરી, તારો શું વિચાર છે?"

તેના પગ આગળ એકાદ બંબગોળો અચાનક ફાટી ઉઠયો હોય તેમ જર એક આંચકો ખાઇ ઉછલાઇ પડી. તેનાં આખાં શરીર પર દહેશતનાં બધાં ઝરાં ફુટી નીકલ્યાં. ધાસ્તીથી તેના ફિક્કાફચ હોઠો ધ્રુજી ઉઠયા. તેની આજુબાજુ તમામ ચીજો ગોલગોલ ફરતી હોય તેમ દેખાવા લાગ્યું.

"જે તે જવાબ આપી દે, છોકરી," ચાંદનબાઇ હવે જરા તરડાઇ પડયાં, "એમાં એટલી બધી સમમબકમ શાની થઇ ગઈ જે? તારો શું વિચાર?"

"તમે શું એમ કહેવા માગોછ, ફુઇ માય, કે મારાં જે ગરીબ મુરબ્બીજી મામામામીએ મને નાનપણથીજ એક પેટની દીકરી માફક પાળી પોષીને આટલી મોટી કીધી તેને હમ્મેશના તજી દઇ હું અહીં મુંબઈ તમારે તાંહ પડી રહું?"

"હા મારી એવીજ મરજી છે."

"ને બીજું તમે એમ ઇચ્છોછ, ચાંદનફુઈ; કે મને ગમે કે નહીંબી ગમે—મારી મરજી હોય કે નહીંબી હોય—તોબી તમારી મરજી મુજબ મારે બસ ફલી સાથેજ પણવું?"

"તુને અલબત્તાં એ બેઉ ચીજ કરવી પડશે," ચાંદનબાઇએ રોકડું પરખાવ્યું, "મારાં બધાં સગાંવ્હાલાંઓને બાજુ રાખી હું તુનેજ મારી વારસ બનાવવા માંગુંછ; તાહરે મારી મરજી નહ સચવાય કે? ફલી સાથેજ તારે

લગન કરવાં પડશે ને તારાં મામા મામીથી હમ્મેશની દુર થવું પડશે. મારી દોલતની એક પૈબી તારાથી તે લોકના સારૂ વપરાશે નહિં ! સમજી ?"

" તે કેમ બને, મારાં ફુઇમાય, તે કેમ બને ?" રડમશ જેવી બની જઇ જરે કાલાવાલા કરતાં કહ્યું, " એટલી બધી નગુણી મારાથી થવાયજ કેમ ? મારાં મામામામીને મરતાંબી મારાથી છોડાયજ કેમ ? અરે તમારા ભત્રીજા ફલી સાથ મારાથી પરણાયજ કેમ ? ખ્યાલ કરો, મારાં ભલાં ફુઇજી, મારી લાગણીનોબી જરા વિચાર કરો."

એક શબ્દ પણ બોલ્યા વિના રૂસ્તમબાએ ડોસાં જોય નહિં તેમ છુટકારાનો એક શ્વાસ ખેંચી લીધો.

" થાયજ કેમ ને બનેજ કેમ ?" ચાંદનબાઈ છેડાઈ પડયાં, " એવી લાંબી ટુંકી સાંભળવા ને મારૂં માથું ઝીંકવા હું અહિં તારી પાસે બેઠી નથી. મને તો અબઘડી તારો જે તે જવાબ જોઇએછ."

" દયા કરો, ફુઇમાય, મારીપર મયા કરો." જર હવે ધસાધસ રડી પડી. "શા સારૂ તમે આજે મારીપર એટલાં બધાં સખ્ખત બનોછ ? મારો શું ગુનાહ થયો ? માફ કરો—મારાં મુરબ્બીજી ફુઇમાય. પગે પડીને હું તમારી માફી માંગી લઉંછ."

" આય દુકનીના ભેજાંમાં કેથે તરલ તો નથી પડી, રૂસ્તમજી ? ખાલી ખોટ્ટા ઢોંગ કરી એ વરી રડવા શાની પડીછ ? ઝાઝો વાર હું માથાંદુઃખણુ કરવા ચાહતી નથી, છોકરી ? મને તો આજેજ—અબઘડી—હમણાંજ—તારો જે તે જવાબ જોઇએછ. તારામાં ભેજું હોય તો અવરદશા જેવાં મુવાં સુકૃયાણા મામા મામીઓને તું ટાટે એમ વળગી રહેવા માંગે ?"

રડતાં રડતાં જર હવે એકાએક મુંગીમંતર બની ગઈ. રૂસ્તમજી અને ચાંદનબાઇ તરફ તેણે સ્થિર નજરે થોડોવાર જોયા કીધું.

" ફુઇજી, બિચારાં મારાં ગરીબ મુફ્લેસ મામામામીને તમે આટલી હદ સુધી હીણોછ તે તો મેં હમણાંજ જાણ્યું. મારા મામામામી ગરીબ પડયાં એટલે તમો જેવાં માલેતોજારની નજરે સુફયાણા ને અવરદશા તો દેખાવાંજ જોઇએ, તમુને મારો જવાબજ જોઇએછ ને તેબી અબઘડીજ ?



"દુકતી, તું મને નાફરમાન થવા માંગેછ?" ચાંદનબાનુ હવે એકદમ તપી જઇ બોલ્યાં.

(પાનું ૨૨૧ મું.)

તો હું બી તમુને ખુલ્લે ખુલ્લું જણાવી દઉંછ કે આય બેમાંની એકબી શરત મને કબુલ નથી."

"દુકતી, તું મને નાફરમાન થવા માંગેછ? આટલા દહાડા તુને આંખની આગળજ રાખી બધાં સગાંવ્હાલાંઓમાં ઉંચે ઠેરવી તેનો આય નતીજો?" ચાંદનબાઇ હવે એકદમ તપી ગયાં, "તારાં ભેજાંમાં એવીજ ગુમાની છે તો અહિંથી તારૂં કાલું કર—અબઘડી મારૂં ઘેર છોડી જા ને જીંદગીના છેડા સુધી તારાં મામામામીના તાંહ ગરીબઇમાં સબડયા કરજે."

"જેવી તમારી મરજી, ફુઇમાય, તમારી એવીજ મરજી છે તો અબ-ઘડી તમારૂં ઘેર છોડી જવા હુંબી તૈયાર છઉં."

"આય દુકતીને એની જબાન એકદમ બંધ કરી નાખવા કહો, રૂસ્ત-મજી. એ કસકુનમ કાભાને કહો કે અત્તરઘડી મારી આગળથી એનું મ્હોનું કાલું કરી નાખે."

જરને રૂસ્તમજીએ કાંઈ છુપી ઇશારત કીધી અને તે લાઇલાજ છોકરી ગમગોસાર હાય સાથ ચાંદનબાઇના ઓરડામાંથી બહાર નીકલી. નધારેલી નાસીપાસી અને નિરાશાથી જરનું જીગર જખમાઇને લોહીલુહવાણ થઇ ગયું. દરવાજાનો ઉંબર તે ઓળંગતી હતી તેટલામાંજ ઓરડાની નજદીકમાં બહાર ઉભેલા ફલીને પીઠ ફેરવી દઈ નાસી જતા જોઇ જરનું હૃદય વધારે કાંપવા લાગ્યું.

"કેમ, જરબાઈ, પાણીચું મલ્યું?" ફલીએ ખુણામાં ઉભો રહી જઇ જરને હલવેથી કહ્યું, "ચાંદનબાઈનીબી એવીજ મરજી છે. મારી માંગણીનો હજુબી વિચાર કરજો ને——"

"જાવ—જાવ, મારી આગલથી દુર થઈ જાવ," કકડાવેલા ડોળા સાથ જરે જતાં જતાં કહ્યું, "તમારૂં મ્હોનું જોવાબી હું રાજી નથી."

"હે? હે? એનો મરડાટ હજુ જેવાને તેવોજ છે," ફલી મનમાં હસતાં બોલ્યો, "એની મેરે એ ધીરે આસ્તે ઠેકાણે આવશે. બાકી તો જવાની કાંહ છે?"

ચાંદનબાઇના નવાં વર્ષ પછી બીજેજ દિવસે જર એકાએક પાછી રાંદેર

ઉપડી જવાની તૈયારીમાં હતી તે સમાચાર ચાંદન–કાઝામાં સિતાબીથી ફેલાઇ જતાં સર્વ સગાંવ્હાલાંઓ અજાયબીમાં ગરક થઈ ગયાં. ધરડાં આજે પોતાના ઓરડામાંજ આખ્ખો વખત ભરાઇ રહ્યાં હતાં. તેથી સર્વની તાઅજ્જુબીમાં વધારો થયો. ડોસાં જ્યારે કોઇની પણ સાથ હદથી જ્યાદા "વગ્રેરી લેતાં" હતાં ત્યારે એજ મિસાલ ઓરડાની બહાર નીકળતાં નહોતાં. ઓરડામાં ચાંદનબાઈની ચાહ લઈ ગયલો બટલર પણ ઉંચા ડોળા ચહડાવી પાછો ફર્યો. બાઈસાહેબને આજે જબરૂં વ્હારૂં આવ્યું હતું.

જીલુબાઇનો જીવ જરા પણ માન્યો નહીં. કાંઈ ખુલાસાની આશામાં તેવણ ચાંદનબાઈના ઓરડામાં જેવાં ગયાં તેવાંજ ગભરાયલાં અકલાયલાં એમનાં એમ પાછાં બહાર નીકલી પડયાં. શીરીનબાઇ શાંત બની જઇ ભારી અંદેશામાં બેસી રહયાં હતાં. પોતાની માયની મરજી મુજબ કુમી જરના ઓરડામાં જઇ તે છોકરીનો સામાન ગોઠવવામાં મદદ કરતી હતી.

"કાંય જર, શું છે ? પાછી ગામ કાંય ચાલી જાયછ ?" જીલુબાઇએ જરના ઓરડામાં દાખલ થતાંને વાર પુછયું.

"બરયું મારૂં નસીબ," જર એકાએક રડી પડી, "ચાંદનફુઇએ મને કહારી મુકીછ તે હું ચાલી જાઉંછ. મારાં ગરીબ મામામામીની ઝુંપડી મારા મનથી લખ્ખોની દોલત."

કાંઈ જાણી લેવા સારૂ જીલુબાઈની જીજ્ઞાસા ઉશ્કેરાઇ ગઇ. તેવણના ઉપસાસાપરી સવાલોના જવાબમાં જરે રડતાં રડતાં જ્યારે તમામ વિગતથી તેવણને વાકેફ કીધાં ત્યારે તો જીલુબાઈ તેમજ નજદીક ઉભેલી કુમીની આંખો પણ આંસુથી ભીંજાઇ ગઇ.

"એ બાઇને એકાએક હું થીયેલું ?" ધરડી જાકીને જર પાસ આવતાં કહયું, "છોકરી, એટલી જલ્દી તું પાછી તારે ગામ ચાલી જાય ? હું કરવા રડે ? તેં કોઇનું કંઈ ખાધેલું છે ? આજે મારો દારાબ હેઠ જીવતો હોતે તો પછી જોઇતું'તુંજ હું જે ?"

"ગાડી તૈયાર છેજી." બારણા પર ટકોરા પાડી રૂસ્તમબાએ જણાવ્યું.

કોણ જાણે શું હતું પણ આ ભલા સોલીસીટરનો જીવ જર સારૂ

અંદરથી બલીજલીને ખાકરાખ થઈ જતો હતો. જરને સ્ટેશન પર મુકી આવવા તેવણુ તૈયાર થઇ ગયા.

યા ખુદા! ઘણાજ થોડા વખતમાં બધું શુંનું શું થઇ ગયું! ચાંદન-બાઇને વિદાયગીરીની એક કોટી કરવાની ફરજ બજાવવા જ્યારે જર તેવ-ણુના ઓરડામાં ગઇ ત્યારે ઘરડાંને જોઇ જરને અજાયબીનો એક નવો આંચકો વાગ્યો. આ કમનસીબ છોકરી તો એવીજ આશામાં હતી કે નાક પર માખ નહિં બેસવા દેનારાં આ ખભરાયલાં ડોસાં તેને વળી પાછી હડધુત કરી હાંકી મેલશે તેને બદલે ડોસાંએ તો ભીંજાવલી આંખો સાથ પોતાની ભત્રીજીને પાસામાં દાબી! એ પણ અજબ! બુઢી ઘેલી તો નહોતી? જરાજરામાં આ શો ફેરફાર! કેવા વિચિત્ર ચમત્કાર!

ચાંદન-કાઝામાંથી બહાર પડતી જરને સર્વે સગાંવ્હાલાંઓ ઉદાશ દીલે ભેટયાં—સિવાય કે પેલી ફ્રેની! જરને નજદીક આવતી જોઇ આ વંત્રી તો ચાર પાંચ પગલાં પાછળ હટી ગઇ. કાંઇ છુપી ફતેહથી ફાટી જતી આ છાલકી છોકરીએ જર તરફ તિરસ્કાર અને તુચ્છકારથી હસીને જોયું. તે વરન્ડાપર હાજર રહેલાં સઘળાં સગાંવ્હાલાંઓને ખુલ્લેખુલ્લું માલમ પડી ગયું. મોટરમાં બેસતી વખતે બીચારી બદબખ્ત જરની આંખમાં પાછાં આંસુ આવી ગયાં.

રૂસ્તમબાએ ટીકીટ તેમજ સામાનની સઘળી ગોઠવણ સ્ટેશન પર જઈ જાતે પાર પાડી. ગ્રાંટરોડના સ્ટેશન પ્લેટફોરમ પર ફ્લીને દુરથી આવતાં જોઇ જર જરા ચોંકી ઉઠી, પણ સારે નસીબે રૂસ્તમબાને પાસે ઉભેલા જોઇ ફ્લી કેયે ગુમ થઈ ગયો.

"જીવતાં રહેજો, બેન." ટ્રેન ઉપડતી વેળા રૂસ્તમબાએ જરને શેક-હેન્ડ કરતાં કહયું, "મારો દોસ્ત રતન જો તમુને મળે તો જરૂર મારી ઘણી ઘણી સલામ કહેજો."

રતન! લાખ્ખોની કિંમતના રત્નથી જ્યાદા મોંઘા પોતાના વ્હાલા રતનને યાદ કરતાં જરના ગાલો પર આંસુના રેલાઓ સરવા માંડયા. આગળ

અને આગલ યાહોમ દોડતા અગ્નિરથથી ખેંચાતી ટ્રેનના ડબ્બામાં શોકાતુર ચ્હેરે બેઠેલી જરને રાંદેરની વલતી મુસાફરી કેવી કંગાળ લાગતી હતી!

---

# પ્રકરણ ૪૦ મું.

---

## અજાયબીનો એક ધીમો આંચકો.

ચાંદન-કાઝાની મિઠ્ઠી મ્હેનમાનદારી ચાખી કુમી થોડા દિવસ થયાં મુંબઇથી પાછી રાંદેર વીલર-મામીના ત્યાં આવી હતી. હોમી તેને મુંબઇમાં વારંવાર મલ્યો હતો અને વીક-એન્ડમાં વળી પાછો તે પોતાની દિલજીત દિલજાનને ભેટવા રાંદેર આવનાર હતો તેથી આ છોકરીના જીવને નિરાંત હતી.

લવજી અને મેહરૂ એકેકનો પીછો છોડતાં નહોતાં. તે હવે કુમીએ ખુલ્લે ખુલ્લું જોઇ લીધું. આ ઉલટમંદ વાર્તાનવેશ પોતાની કથા લખવામાં મશગુલ રહેતો હતો ત્યારે પણ મેહરૂ તેની બાજુમાંજ બેસી રહી તેની કલમમાં જોશ અને જોમ રેડી દેતી હતી! એક મીઠ્ઠી માશુકની નજદીકની હાજરીની અસર એક સાચ્ચા આશકના તનમનમાં શું જોશ બરપા કરે છે તે તો મહોબતના તીરથી મહાત થએલાંઓનેજ પુરેપુરૂં માલમ હોઈ શકે!

આજે બે દિવસ થયાં મેહરૂની તબિયત જરા નબલી બનેલી હોવાથી લવજીએ પોતાની લખવાની ટેબલ તેના બિછાના પાસે મુકાવી હતી. હાલને કાજ તો આ કલમકસનું તમામ ધકધ્યાન પોતાની આગલી વાર્તા એક વેળા ફરીથી ચિત્રી કહાડવામાં રોકાઈ ગયું હતું. કેવી કુશળતાથી તેણે એજ વાર્તા આખ્ખી પુરી કરી નાંખી પોતાના માનીતા મિત્ર હોમીના હાથમાં અભિપ્રાય અર્થે મેલી દીધી હતી. હોમીના ઘરમાં કમનસીબે આગ લાગી અને તેની સાથે તે તમામ વાર્તાનો હસ્તલેખ બલીજલીને ખાકરાક બની ગયો તે ખબર પ્હેલવ્હેલી હોમીના મ્હોડે લવજીએ સાંભલી હતી. ત્યારે આ કરવૈયા કલમ-કસનું દિલ ભાંગીને ભુકો થઇ ગયું હતું; પણ એક ફતેહમંદ વાર્તાનવેશ તરીકે પોતાની કિર્તિ ચોમેર આશકાર કરવાનો ફાંકો ધરાવનાર આ ઉલટમંદ

લેખકે હિમ્મત હારી નહિં ખાતાં તે વાર્તા એક વેળા ફરીથી લખી કહાડ-વાની બાથ ભીડી હતી અને રાંદેરની તંદરૂસ્ત આબોહવાની અસર હેઠળ તેમજ પોતાની મિઠ્ઠી મહેરની પનાહ હેઠળ રહી બીરાદર લવજીએ ઘણાં પ્રકરણો એક વેળા ફરીથી તતરાવી કહાડયાં હતાં.

આજે શનીવારે સહવારની ફાસ્ટ પેસેન્જરમાં હોમી મુંબઇથી આવનાર હતો. મેહરૂની તબીયત નાદરૂસ્ત હોવાથી એકલી કુમી હોમીને લેવા સુરતના સ્ટેશન પર પહોંચી ગઈ હતી. પાલઘરના સ્ટેશન નજદીક કાંઇ અકસ્માત થવાને લીધે ત્રેન લગભગ એક કલાક મોડી થઇ હતી. પ્લેટફોરમના એક નાકેથી બીજે નાકે ખાસ્સો અરધો કલાક ઉપર એકલી ચાલતાં ચાલતાં કુમીની પણ ધીરજ હવે ખુટી ગઇ! પણ સબર? પાછળથી તેનું નામ કોણે પોકારયું? પીઠ ફેરવતાં લવજીને તેની તરફ ધસારાબંધ દોડી આવતો જોઈ કુમીને અજાયબીનો એક ધીમો આંચકો વાગો. એ લવજી એકાએક સ્ટેશન પર શું કરવા દોડી આવ્યો હશે!

લવજીના મ્હોંડાંપર એક ઝડપી નજર ફેંકતાંને વાર કુમી ચેતી ગઈ કે કાંઈ અસાધારણ બની ગયું હતું. લવજીનો ચેહરો ફિકકો ફચ અને ઉજળો સપ દેખાતો હતો. તેની આંખો લાલ તશ બની ગઇ હતી. આ ચટપટયો છોકરો હાંફળો હુંફળો થઈ ગયો હતો.

"જોયા—જોયા—કુમીબઇ, મેં મારા બધા દોસ્તદારો પુરેપુરા જોઈ લીધા," કુમીથી જરા દુરજ ઉભો રહી લવજીએ તરારો કીધો, "જેને મેં દોસ્ત નહિં પણ મારો એક અમસો પોતીકો ભાઈ ધારી લીધેલો તેને હું બી લેવા આયોછ."

"કાંય શું છે, લવજી," અજાયબીના એક આચકાથી જરા પાછળ હઠતાં કુમીએ કહ્યું, "આય બધું તમે શું મારા હોમીને સારૂ બોલ્યા?"

"હા—એ મારા મોટા નેકનામ દોસ્તદારનાજ સારૂ—મ્હોમાં સાકર ને પેટમાં કાતર રાખનાર એવા એક બે મ્હોંનાના તરકટી ઢોંગીનાજ સારૂ."

"લવજીભાઈ? એ આજે તમે બધું શું બોલોછ? તમારી ઉપર જીવ પ્રાણ કહાડી આપનાર તમારા દોસ્તદારની પીઠ પાછળ આવી નાલેસી?"

કુમી છેડાઇ પડી.

"હું બધું ખરૂંજ કહુંછ," કુમી તરફ ટીકીટીકીને જોતાં લવજી જરા ધીમા અવાજે બોલ્યો, "દોસ્તીના નામે એને મારી સાથ જબરી ઠગબાજી ચલાવીછ."

"હોમી કોઇનીબી સાથ ઠગબાજી ચલાવે તે એક ઘડીબી માનવા હું સાફ ના પાડુંછ."

"હા ! હા !" લવજી તિરસ્કારથી હસ્યો, "મારા જેવા એક પુરાણા દોસ્ત સાથ જે નીચ શખ્સ આવી લુચ્ચઇ કરે તે ભવિષમાં તમુને શું સુખ દેખાડવાનો ઉતો ?"

"હાઉ ડેર યુ સે સચ થીંગ્સ, મી૦ કરાકા," કુમી એકદમ ઉશ્કેરાઇ ગઇ, "મારો હોમી એક લુચ્ચો ? મારો હોમી એક ઠગારો ? મને લાગેછ કે આજે તમારાં ભેજાંનું જરા ઠેકાણું નથી."

ખફગીની મારેલી કુમી લાલચોળ બની ગઇ. પોતાના ભવિષ્યના ભરથાર સારૂ તેનાજ એક જાની દોસ્ત તરફથી આ કીસમના નાલાયક અને નબોજા સુખનો સાંભલવાની આ છોકરીએ વકી રાખી નહોતી.

"મારા હોમીના તમારાપરના બધા ઉપકારો તમે આટલી જલ્દીથી ભુલી ગયા ?" નાકના ફીફ્ડાં ફફ્ડાવી દઈ કુમી પાછી બોલી.

"હું કબુલ કરૂંછ કે હોમીએ મારા સારૂ ઘણું ઘણું કીધુંછ," લવજી જરા ચાલતાં બોલ્યો, "પણ તે પોતાની નીચ મતલબને ખાતરજ ! જાણીબુજીને એને મને મુંબઇની બાહેર ધકેલી દીધો. જાંહ સુધી એણે મારી નોવેલ જોઇ નહિં તાંહવેર મારા રાંદેર આવવાની વાત એણે કહાડીજ નહિં."

કુમી જરા ચોંકી ઉઠી ! હોમીના ઘરમાં આગ લાગવાથી બિચારા લવજીની વાર્તા બળી ગઇ હતી તે તેણે સાંભલ્યું હતું.

"તમે કંઇ જબરા ઘોંટાલામાં પડેલા લાગોછ, લવજીભાઇ," કુમી હવે જરા શાંત પડી બોલી, "જાંહ સુધી જરા ખુલાસાથી તમે વાત કરો નહિં તાંહ સુધી મને કંઇબી સમજ પડવાની નથી."

"આય શું છે તે જાણોછ ?" હાથમાં કયારનું પકડી રાખેલું બંડલ

હવે બોલતાં લવજી બોલ્યો, "મારી વાર્તા કોઇ ભેદી તખલ્લુસ હેઠળ બહાર પડીછ. આજેજ મને ટપાલમાં મલી. મારીપર હઝારો અહેશાન કરનાર—મારીપર બધો જીવ પ્રાણ કહાડી આપનાર—મારા મોટામાં મોટા દોસ્તદાર તમારા હોમીજીએ તે મારી પાસથી છીનવી લઇ માન ખાટી જવાને ખાતર ભલતા તખલ્લુસથી છપાવી બહાર પાડી દીધી. પોતાના ખરા નામે બહાર પાડવાની હિમ્મત એ હિચકારામાં કહાંથી હોય."

"લવજીભાઈ, તમારી કાંઇ ભુલ હોશે," ઠરઠર ધ્રુજતા હાથે તે ચોપડી તપાસતાં કુમી બોલી.

"જરાબી ભુલ નહિં. વાર્તાનું નામ, બધાં પ્રકરણો અને બોલેબોલ તમામ અસલજ છપાયાંછ. મારા એક બીજા દોસ્તદાર આગલ થોડાં પ્રકરણો મેં વાંચેલાં. તેણે મારૂં ધ્યાન ખેંચવા એ ચોપડી મારાપર મોકલાવી આટલા થોડા દિવસોમાં હોમી મુલ્લાં જેવો કરવૈયોજ આવું કામ બજાવી શકે."

કેવી વિચિત્ર વાત! હોમી પોતાના એક જીવ જાન મિત્ર તરફ આટલે હદે એવફા બને તે માનવાને કુમીનું જીગર સાફ ના કહેતું હતું; તોપણ આ નાજુક છોકરીનું હૃદય જરા કાંપવા લાગ્યું. ઘેરને આગ લાગી અને લવજીની વાર્તા બગીને ભસ્મ થઇ ગઇ! એ ખ્યાલ આવતાં તેના બદનમાં આગના સોહલા ઉઠવા લાગ્યા. તેનો હોમી એક દગાખોર દોસ્ત! એક ચીલઝડપી ચોર! પોતાના એક કલમકસ-મિત્રને આંખમાં ધુળ છાંટી ઉલ્થાપ દેનાર એક ઢોંગી તરકટી ઠગારો! યા ખુદા!

ભલાંભોલાં નિર્દોષ નામપર આ એક દિણભાગ્ય કાળો કલંક હતો! કુમી હજી કાંઇપણ વધુ વિચારે તેટલામાં તો ઘંટ વાગ્યો અને ધુંવાના ગોટેગોટા કહાડતો અગ્નિરથ આગગાડી ખેંચતો પ્લેટફારમ આગલ ધસી આવ્યો. ટ્રેન થોભી અને સર્વે ઉતારૂઓ સામાન બહાર કહડાવવાની ધમચકરીમાં પડી ગયાં. અરે, આ શો ગજબ! આગગાડીના ડબ્બાઓમાં નજર નાખતી કુમી પ્લેટફારમના એક છેડાથી બીજા છેડા સુધી ઉચાટ ઇન્તેજાર જીવે દોડયા કીધી પણ હોમીની ધનનસલ કેયે માલમ પડી નાહિ. ખરેખર! હોમી મુંબઇથી આવ્યો નહોતો! કુમી તેથી વધારે ફિકરી બની ગઈ.

"હોમી નથી આયો તેથી હું જરાબી અજબ  થતો નથી," લવજીએ કુમીને કહી સંભલાવ્યું, "હવે કિયે નાકે  એ મને મ્હોનુંબી બતાવે," એટલું બોલી લવજી કુમી આગલથી ખસી  જઇ પ્લેટફોરમના બીજા છેડા તરફ ચાલવા મંડી ગયો.

લવજીને ચાલી જતો જોઇ બિચારી  કુમી ઉદાસ બેચેન  જીવે જરા થોભી ગઇ. કુમીને ફિકર લાગવા માંડી. ઇન્તેજાર આશાઓ લખી મોકલાવી હોમી આખરે આવ્યો કાં નહિં ? એ મુંબઇ કાં પડી રહયો હશે ? હોમીની નધારેલી ગેરહાજરીથી લવજીએ દાખવેલા શકને પુષ્ટિ મલી.  કુમી વ્હેમાઈ ગઇ. હોમીની નેક નિષ્ટા સારૂ તે પણ શકમંદ બની ગઇ !

——:o:——

# પ્રકરણ ૪૧ મું.

## "પેપરના બધા અધિપતીઓ એવાજ હોય છે."

ગજવાંમાંથી ઘડયાળ ખેંચી કહાડી કાંટાઓ તપાસતો લવજી પ્લેટફોરમના છેક બીજે છેડે ઉભો હતો. કાંઇ જબરી ગણત્રીમાં તે પડી ગયો હતો. ગભરાયલા ફિકરમંદ ચ્હેરે કુમીને  પાછી  પોતાની  નજદીક આવી ઉભેલી જોઈ લવજી પાછો જરા શાંત પડી ગયો.

"કુમી," તે બોલ્યો, "મારી વાર્તા કરતાં હોમીએ મારી સાથ  કરેલા વિશ્વાસભંગ સારૂ મને ઘણુંજ લાગેછ. ખુદા સાહેદ છે કે  હોમીપર મેંબી કેવો જીવજાન કહાડી નાંખ્યોછ. એના સારૂ મને માન ને મહોબત ઉતી—એની સાથની મારી વર્ષોની એકસરખી દોસ્તી સારૂં હું આજના દિવસ સુધી મગરૂર ઉતો ને હવે—?"

"લવજીભાઈ, જરા ધીરજ રાખો," તેના ખભાંપર હળવેથી હાથ મેલતાં કુમીએ કહ્યું. "બધું બરોબર પાર ઉતરશે."

"પાર ઉતરવાનું હવે બાકીજ શું રહ્યુંછ જે ?" લવજી બોલ્યો, "એકજ વાત ને એકજ પ્લોટ ! ચોપડી તો છપઇને બહારબી પડી ચુકીછ. અધુરામાં

પુરૂં હોમીના કહેવાથીજ એ વાત નવેસરથી મેં લખવા માંડી ને જેમ તેમ વખત ફાજલ પાડી મારી તબિયતના ભોગેબી કેટલાં બધાં તાજાં પ્રકરણો લખી કહાડયાં તે તમામ મહેનત પાણીમાં ગઈ."

"લવજી, જો તેમ હોશે તો મારો હોમી તમારી તમામ મહેનતનો બદલો પુરેપુરો વાળી આપશે. કાંય નહીં તમુને અંધારાંમાં રાખી હોમીએ તમારેજ સારૂ એ વાત કોઈ તખલ્લુસ હેઠળ પોતાના ખરચે છપાવી દીધી હોય ને તે તખલ્લુસ તમારે સારૂંજ હોય."

"પેપરના અધિપતીઓ એવા બે મ્હોંનેનાજ હોય છે." લવજીએ બળાપો કીધો, "એ ચોપડી મારી છે એમ કોણ માનશે? છાપાના એક અધિપતિનોજ બોલ લોકો માને. એ ચોપડીના કર્તા તરીકે જાહેરમાં હું જો દાવો કરૂં તો એક ઘેલામાં ખપું."

લવજીની તેજસ્વી આંખોમાં વળી પાછા ખફગીના ચમકારા દેખાવા માંડયા. બન્ને હાથે મુક્રી વાળી દઇ તે પોતાના મનમાં બડબડવા લાગ્યો. તેની નિરાશા વળી પાછી વેરની તલબગારીમાં બદલાઇ ગઈ.

"મારી સાથ ચલાવેલી ઠગબાજી ને બેવફાઇનો જવાબ એને મને આપવોજ પડશે." એકાએક ધસારાબંધ ચાલતાં તે બોલ્યો, "હું અહીંથી પરભારો હમણાંજ મુંબઇ ઉપડી જાઉંછ. પા કલાકમાં ગાડી આવી લાગશે."

"નહીં-નહીં—તેમ ના કરો; ચાલો-પાછા ઘેર ચાલો-મેહરૂ આગળ વાત કર્યે."

લવજી હવે કુમીનું કયાંથી સાંભલે!

પ્લેટફારમ ઓળંગી તે તો ટીકીટ પણ ખરીદી લાવ્યો. કુમીની તમામ સમજાવટ પતાવટ વ્યર્થ નિવડી. તે છોકરીને જરાપણ મચક નહિં આપી લવજી આવી ઉભેલી આગગાડીમાં ચહડી બેઠો. લવજી શું કરવા ચાહતો હતો? ફુંફારા મારતું એનજીન હળવે હળવે આગગાડી ખેંચી ગયું અને પ્લેટફારમ ઓળંગી રાંદેર પાછી ફરતાં બાપડી કુમીની આંખો ઝળઝળી ઉઠી.

"ઓ, તું આવી કે કુમી? લવજી કહાં છે? તમારા લોકની રાહ જોતાં જોતાં કહારના બધા ડોરાબી દુ:ખી આયા," કુમી હજી ઘેરમાં પગ મેલે છે

છે તેટલામાંજ મેહરૂ બીછાનાપરથી ઉઠી પડી બોલી, "લવજીના જવા પછી એના નામનો આય તાર આયો તે મેં ખોલી નાંખ્યો."

કુમી નજદીકની ખુરસીપર બેસી ગઇ! આ વળી નવી આફ્ત શું હતી?

"ઓ કુમી ડીયર," મેહરૂ વળી પાછી બોલી, "ઘણીજ ખુશ ખબર છે. લવજીના કાકા નધારેલા ગુજરી ગયા ને ડોસાજી બધી દોલત મારા લવજના નામપર કરી ગીયાછ. લવજીને સોલીસીટરો મલવા માંગેછ. લવજી કહાં છે? એને આય ખબર આપવા કહારની હું રાહ જોતી બેઠીછ."

"લવજી તો મુંબઇ ગયોછ," કુમી ધીમા નંખાયલા અવાજે બોલી.

"તાહરે એનેબી કેયેથી ખબર મલી હોશે ને તેથીજ એ મલતી ટ્રેને એકાએક મુંબઈ ચાલી ગીયો હોશે, કુમી. પણ જરા મને મલીને જતે. હરવાયો એબી?"

નધારેલા ખુશ સમાચારથી મેહરૂ એટલી બધી ઉશ્કેરાઈ ગઇ હતી કે તેની નજદીક બેઠેલી કુમીના મ્હોંડાંપર તેણે પુરૂં પાધરૂં જોયું પણ નહીં.

"કાંય, કુમી, તુને શું છે? તબિયત તો ઠીક છેની?" હવે મેહરૂએ પૂછયું, "હોમી નહીં આયો તેથી દલગીર થઈ ગઇછિ કે? કંઇ નહિં–બેઉ જણા સાથે આવી લાગશે. ને—કોણ?"

મેહરૂ હજી આગલ બોલે તેટલાંમાં એક બીજો તાર આવી પ્હોંચ્યો! કુમી ગભરાઇ ગઈ. પોતાના નામપર આવેલો તાર ધ્રુજતા હાથે ઉખેડી દઈ કુમીએ નીચે મુજબ વાંચ્યોઃ—

"આય અઠવાડયે અવાય એમ નથી. લવજીના કામકાજમાં રોકાઇ ગયોછ."

યા ખુદા! કુમીએ તાર ધોલ્યા પર પટકી દીધો. બન્ને દોસ્તદારો વચ્ચે મુલાકાતનો ખ્યાલ આવતાં આ છોકરી ધ્રુજી ઉઠી. લવજી તો હોમી પાસ આબરૂનો જવાબ માંગવા મુંબઇ વેર દોડી ગયો હતો! હવે શું થશે? કુમીએ એક શબ્દ પણ મેહરૂને કહ્યો નહિ. કહેવામાં સાર શું હતો?

"અરેરે, બર્યું મારૂં નસીબ. મુઇ એક નોવેલને ખાતર આટલું બધું?" મનમાં ફફડી ચટકી કુમી કપડાં બદલવા પોતાના ઓરડામાં ચાલી ગઇ.

———:(૦):———

# પ્રકરણ ૪૨ મું.

———:o:———

## અરરરરરર! આ શું થઈ ગયું?

ધનાબુઇ અને બચ્ચાંઓને લઈ ખોરશેદ પોતાની માના ઘર ખડકી ચાલી ગઇ હતી. નસરવાનજીની બસ એજ મરજી હતી–બલ્કે તે એક ફરજ્યાત ઇચ્છા હતી–જે સપાટામાં પાર પડી ત્યારેજ તેવણુનો જીવ ધરાયો.

જ્યારથી આ લોકો મુંબઇ છોડી ગયાં હતાં ત્યારથી બધાં નોકરોનો જીવ વટીક બિલકુલ બેચેન બની ગયો હતો. કોઇને કશું પણ સુજતું નહોતું. માતબર–હાઉસવાળો બંગલો હવે ઝુંફતીઝાંફતી હાલતમાં શાંત ચુપ પડેલો હતો. આજુબાજુની તમામ ખુદરત ગોયા ગમમાં ગીરફતાર થઈ ગઇ હતી. રોજીંદી હસ્તી રમતી વસ્તી સુમસામ ઉજ્જડ નિસ્તિમાં બદલાઇ ગઇ હતી. આવી ચુપચાપ શાંતિ વચ્ચે ફકત બેજ જીવો સરદાર નસરવાનજી વકીલ અને ધણ્યાણી દીનુ આ આખ્ખા બંગલામાં એકલાં રહયાં હતાં!

ધણી ધણ્યાણી! ઓ પરવરદેગાર! આ પવિત્ર નામોની તે એક બદનક્ષીભરેલી નામોશી હતી! એક હેતવંતો ખાવિંદ અને મીઠ્ઠી પરણેતરનો પ્યારો સંબંધ હવે કયાં રહયો હતો? એક ભરથાર અને મહોરદારની વચ્ચે હૈયાત રહેતી મીઠ્ઠી નિખાલસ પ્રિતિને બદલે બસ ધિક્કાર અને તિરસ્કારની કડવી લાગતી બન્ને વચ્ચે પંથરાઈ ગઈ હતી.

પોતાના વરને થોડી મિનીટ પણ મલવાને ખાતર દીનુ તરેહવાર વલખાં મારતી હતી પણ નસલીનું દિલ હવે એટલી હદે સખ્ખત બની ગયું હતું કે પોતાની બૈરી સાથ એક ટેબલપર જમવા વટીક તેણે સાફ ના પાડી હતી. લગભગ આખ્ખો વખત પોતાના ઓરડામાં ગોંધાઇ રહી તે તો તીજોરીમાંથી અનેક ઓચર્યાંઓ કહાડી વાંચવામાં અને સહી કરવામાં રોકાઈ રહેતો હતો ત્યારે પેલી અભાગણી ઓરત છેક નાકેના બીજા ઓરડામાં ફફડાટ ચચરાટ સાથ ગોંધાઈ રહેતી હતી. ઓરડાની બહાર કાંઇ કામકાજે નીકલતાં જો નસલીની નજર દીનુપર પડી જતી તો પોતાના વરનો કરડો ખફગી-

ભરેલો ચ્હેરો જોઇ તેણી હેબતાઇ જતી હતી. પોનાના માલેતોજાર બંગલામાં ખાવા પીવા અને હસ્વા બોલવાને બદલે લખ્ખોની દોલતના આ શેઠયાએ આજે દહાડાઓ થયાં દુન્યાં અકારી કરી મેલી હતી. તેની આંખો કાંઈ અજબ જુસ્સા અને ગુસ્સાથી આતશ જેવી લાલ બની ગઇ હતી. આવો મામલો જોઈ નોકર ચાકરો પણ બ્હી જઈ પોતાની કોટડીઓમાં ભરાઈ રહી આપસઆપસમાં ઘુસઘુસ ચલાવતાં હતાં.

બહાર એકાએક જોરથી પવન ફુંકવા માંડયો. આકાશમાં વાદળાંઓ ઘેરાઈ આવ્યાં હતાં. તોફાની વંટોળ્યો જોશબંધ જાગ્યો હતો. અને થોડી વારમાં તો કમ્પાઉન્ડના મુખડે આવેલું આમલીનું એક જુનું-પુરાણું ગંજાવર ઝાડ જમીનમાંથી ઉખડી જઇ ગબડી પડયું. તે ગભરાટ હજી દપટ પડે તેટલામાં તો હોલમાં ટંગાયલું એક મોટું ઝુમ્મર નીચે જમીન પર તુટી પડી ભાંગીને ભુકો થઇ ગયું. નજદીક આવતી કાંઇ અણદીઠ આફતની આ એક નિશાની હતી એમ સર્વ જણાઓ મનમાં વમાસવા લાગ્યાં. બહાર વીજળીના ધડાકા તડાકા વચ્ચે ધોધમાર વરસાદ વરસવા લાગ્યો! એ કેઈ મોહકાણની શરૂઆત હતી?

"નસલી, નસલી, તું કહાં વેર મને એમ રીબાવવા માંગેછ?" પોતાના વરના ઓરડામાં ઘુસી જઈ દીનુ તેના ગલે વલગી પડી.

"રામા, મીસ્તરી, બધાં જણા કહાં મરી ગયા?" હાથના એક ઝટાકા સાથ દીનુને દુર કરી દેતાં નસલીએ બાંગ મારી, "આય નાપાક દદાને મારી આગળથી એકદમ દુર કરી નાખો—એને અહીંથી તાબડતોબ ચાલી જવા કહો નહિં તો—"

"આય બધાં બેઅદામના માણુસોની હાજરીમાં તમે મને આટલી બધી હડધુત કરોછ? મારી સાથ તમે એટલા બધા—"

"બંધ કરી નાંખ તારી નીચ ગલીચ જબાન," ઓરડા આગળ દોડી આવેલા સર્વ ચાકરોની હાજરીમાં નસલીએ હવે ખુરસીપરથી ઉઠી જઈ કહ્યું, "તારૂં કારૂં મ્હોનું જોવાબી હું રાજી નથી."

"નસલી, નસલી, હું તારી હકદાર મહોરદાર ને તારાં બે બચ્ચાંની

માય છઉં તેબી તું ભુલી જાયછ."

"તે તો તું મને ખાસ્સી ડઝનેક વખત સંભલાવી ચુકીછ," નસલી બોલ્યો, "માથાંપર પાટો બાંધેલું તારૂં બચ્ચું પુનામાં હજુ ડાકટરનો મલમ-પટો કરેછ."

"ખુદાને ખાતર હવે બધું ભુલી જા ને ઠંડો પડ, નસવાન," દીનુ પાછી તેની નજદીક ગઈ.

"તમે એમ નથી સમજવાનાં? અહીં મારી આગળથી માન-અકરામથી નથીજ ચાલી જવાના? તમે લોક એમ જોયા શું કરોછ, બાયલાઓ?" નોકરો તરફ હવે તે ધસી ગયો, "આય બૈરીને ધક્કા મારીને અહીંથી બહાર કહાડો નહીં તો હમણા શુંનું શું—"

"શું? એટલું બધું? ઘેરની શેઠાણીને નોકરો પાસ ધક્કા મારીને તમે મને બહાર કહરાવવા નીકળ્યાંછ?" કમ્મરે હાથ ટેકવી દીનુએ હવે ડોળા ચહડાવી દીધા, "આવો, મુવાઓ જોઉં? મારાં બદનને એક આંગલીબી લગાડવાની કોઇ મુવા નોકરમાં હિમ્મત છે કે?"

નસલીના ફાટફાટ થતા ડોળાઓ જોઇ સર્વ ચાકરો બિલકુલ ગભરાઇ ગયા. મામલો છેકજ બીચકી ગયો હતો. હવે શું કરવુ તે કોઇ પણ સમજી શકયું નહિં. નસરવાનજી શેઠ આજે બિલકુલ છેલ્લેજ પાટલે બેઠો હતો ત્યારે શેઠાણી પણ એક તસુ પણ પાછળ હટવા ચાહતાં નહોતાં. વાઘ અને વરૂ વચ્ચેનું વેર આજે હવે બિલકુલ છેલ્લી હદે આવી પ્હોંચ્યું હતું.

"હાંકી કહાડોની? ધક્કા મરાવોની? આય મુવા બધા તમારા ટુકડા-ચાટુ ખાંધ્યાઓની તાકાત હવે કહાં જતી રહી?" દીનુ વળી પાછી બોલી, "મારી એકાદ આંગલીનેબી હાથ લગાડવાની છે કોઇનામાં હિમ્મત?"

"તું મારો જીવજ લેવા બેઠીછ તો—" કાંઇ વધુ બોલી નસલી દીનાના આંગપર જોશબંધ ધસી જતો હતો તેટલાંમાં સર્વ નોકરોએ પોતાના શેઠને ધરી લીધા. નસલીના બદનમાં હમણા લોહી એટલા તો જોશથી વહેતું હતું કે તેનો આખ્ખો ચ્હેરો ગુસ્સાનો મારેલો લાલ ભુંડ જેવો દેખાતો હતો. સર્વ નોકરો પોતાની શેઠાણી તરફ ક્રોધ અને કહેરથી જોવા લાગ્યાં. ત્યાં

એક ઘડી પણ થોભવામાં કશી શોભા ન હોવાથી દીનુ હવે નાકનાં ફિફડાં ફફડાવતી ધસારાબંધ બહાર નીકળી પડી.

"ખસી જાવ–બધા મારી આગલથી ચાલી જાવ," ત્યાં જમા થયલા નોકરોને નસલીએ હવે તાકીદ દીધી, "હું તમો લોકને સાફસાફ કહી રાખુંછ કે—" વળી પાછો બોલતાં બોલતાં તે અચકી પડયો. દઘાઇ ગયલા ચાકરો શેઠને પોતાના ઓરડામાંજ છોડી ત્યાંથી કોઠડાંમાં ચાલી ગયા.

યા ખુદા! લખ્ખોની દોલતના આ ધનાઢય શેઠયાનો આજે શો અવ-તાર! મનમાં અને મનમાં હઝારો વિચાર દોડાવતો નસલી પોતાના ઓરડામાં એક છેડાયલા વિક્રાળ વાઘ મિસાલ ફુંફારા મારતો એક ખુણેથી બીજે ખુણે ચાલ્યા કીધો. અસલનો શાંત દયાવંત નરમ દિલવાળો આ માટીડો આજે હવે સબરદબર ફેરવાઇ ગયો હતો. તે એટલો બધો સખ્ખત હૈયાંનો બની ગયો હતો તેનું તેને પોતાને પણ પુરેપુરૂં ભાન રહયું નહિં.

વરસાદને પણ આજે કાંઈ જબરૂં ઘેલું લાગ્યુ હતું. ખાસ્સો એક કલાક તે એકસરખો પડયો જતો હતો. સઘળાં ચાકરો બંગલાની અંદરનું કામકાજ જરા બાજુએ મેલી પોતાનાં કોથડાંમાં ભેગાં થઇ શેઠ બાઇ વેચ્ચેના કજીયાપરજ મુજાહેમત ચલાવતા બેઠા હતા. ઉસ્કેરાઇ ગયલા શેઠની આગલ જવા કોઇની હિમ્મત ચાલતી નહોતી. વીટી ગયલા કલાક દરમ્યાન નસલી શેઠ હવે ઠંડા પડયા હશે યા નહિં તે કોઈપણ નોકર ખાત્રીથી કહી શકવાની હાલતમાં નહોતા.

"બાઇનેબી હું હુજ પરેલું તે રહી રહીને હવે ઇફ્રા આવેલાં," મકનાએ ટાપસી પુરી.

"તુ નીહ હમજે તો છોનોમાનો બેહી રહે," તેનો ભાઇ બોલ્યો, "હેઠબી હું કરે? પોયરાંઓને લઇ પેલી પોરી ગીયેલી તીઆરના હેઠ એવાજ થઈ ગીયેલા."

કોથડાંમાં જમા થયલું ચાકર–મંડળ કશા પણ ઠરાવ પર આવી શકયું નહિ. ત્યાં તરેહવાર ચર્ચા ચાલી જેનું સેવટ તો મીંડાંમાંજ આવ્યું. દરેક જણ શેઠનીજ દયા ખાવા લાગ્યું.

"ક્હાં ગયા ? બધા લોક ક્હાં છે? શેઠ ક્હાં ગયા?" ઘરડા માળીએ એકદમ દોડી આવી નોકરોના કોથડાંમાં ગભરાટ અકળાત કરી મેલી જણાવ્યું.

"શું છે? માલી શું છે? જલ્દી બોલની ?" બધાં સાથ જમીનપરથી ઉઠી જતાં રામાએ ઇન્તેજારીથી પુછ્યું.

"આપરી બાઇ મરી ગઇછ ! કોઇએ મારી નાંખેલી," માલી હાંફતાં બોલ્યો.

"હેં? બાઇનું ખુન થયુંછ ? ખુન કોણે કીધું ?" સઘલાં સામટે અવાજે પોકારી ઉઠયાં.

"હા—બાઇનું ખુન થયુંછ," માલી જમીનપર બેસી ગયો, "બાઇને કોઇએ લોહીલુહવાણ કરી દીધાંછ; બગીચાના પાછલા દરવાજામાંથી હું દાખલ થયો ને જરા આગલ ચાલુંછ તેટલાંમાંજ બાઇનાં મુરદાં સાથ મારા પગ અઠડયા."

સર્વ નોકરો તે જગા તરફ ઝડપથી દોડી ગયા. ઓ ખુદા ! કેવો ભયંકર દેખાવ! ઘરડા માલીની ગમખાર ખબર ખરીજ પડી. લોહીના ખાબોચ્યાંમાં પચપચ થતી દીનુની લાશને જોઈ સર્વ નોકરો બિલકુલ હરણફાર બની ગયા. શેઠ કયાં હતા ? શું કરતા હતા ? ઘરમાં હતા યા બહાર ? ખુન કોણે કીધું?

બે નોકરો શેઠના ઓરડામાં ધસી ગયા. પોતાના શેઠને ખફગીમાંજ અહીંથી તહીં ચાલતો જોઇ બન્ને નોકરો ચોંકી ઉઠયા.

"ખુન થયુંછ—શેઠ, આપરાં બાઇનું ખુન થયુંછ." નોકરોએ બાંગ પાડી દીધી.

"હેં? ખુન ? બાઈનું ખુન ?"

"હા–શેઠ–બાઇને કોઇએ ઠાર મારી નાંખ્યા," નોકરો ઝડપથી બોલી ગયા, "પાછલ દરવાજા નજદીક લોહીથી ઝઝરતું બાઈનું મુરદું પડયુંછ."

બે કલાકમાં તો પોલીસની દોડધામથી માતબર–હાઉસનું આખ્ખું કમપાઉન્ડ ધ્રુજી ઉઠયું. એક મોટે ખાંચરેના માલેતોજાર શેઠયાની મ્હોરદારના થયલાં ખુનના ચોંકાવનારા સમાચાર વિજળીની ઝડપથી શહેરમાં ચોમેર ફેલાઇ ગયા. પોલીસ અમલદારો તરેહવાર અટકલો ચલાવી આખ્ખા

કમ્પાઉન્ડનું ખુણેખુણું તપાસવા લાગ્યા. સર્વ જણાઓ દોડધામમાં પડી ગયાં હતાં—સિવાય નસલી પોતેજ—કે જે પોતાના ઓરડામાં ક્યારનો એકલો ચુપચાપ બેસી રહયો હતો! પોલીસ અમલદારોના સવાલોના ટુંકા ઘટતા જવાબો આપવા ઉપરાંત એક શબ્દ પણ તે બોલતો નહોતો.

ખાનાખરાબીનો ઘંટ વાગી ચુકયો હતો તે નસલી પોતે પણ સમજવા લાગ્યો. તોફાનની જાલ તેની આસપાસ ખચિતજ વિંટળાઈ ગઈ હતી. નસલી પોતે ચુપ બેઠો હતો તોય મુદત બાદ પોતાની પરણેતરની પાછી ન ધારેલી આમદ-આગલો તવારીખ અને નોકરોની હાજરીમાં છેલ્લી મજબુત ટપ્પા ટપ્પી—તેનો અનહદ ગુસ્સો અને દીનુની વિદાયગીરી—એ તમામ હકીકત રફતે રફતે બહાર આવવા લાગી! નસલીની સદંતર ખામોશીથી પોલીસના શકને પુષ્ટિ મલી. એક ભયંકર આફતમાં તે ઘેરાઈ ગયો હતો એમ નસલીએ હવે સાફસાફ જોઇ લીધું. એક તિક્ષણ ચોંપવંત નજર રાખી પોલીસ અમલદારો ઓરડામાં બેઠેલા આ માલેતોજાર શેઠયા આગલથી ખિસ્યાજ નહિં.

———:o:———

# પ્રકરણ ૪૩ મું.

——:o:——

## રાંદેરમાં પાછા!

"હરવઇરે, એ? કંઇ કાગલપત્તર લખ્યા વગર બસ તાર કરી પાછી અહીં કાંય દોડી આવની હોસે!" ચોખા ચુંટતાં ચુંટતાં ખરશેદબાઇ બોલ્યાં, "માંદી મરધીની કાની તમેબી કહારના બેસી શું રહ્યાછ, હીરજી; તમારૂં કલેજુંબી જબરૂં પથ્થરનું છે."

"જરા ધીરી પડ—જરા શાંત થા, ખટલી?" માથાંપર કીનખાબની ટોપી દાબતાં હીરજીભાઇ ખજોત્યાએ જવાબ વાળ્યો, "આવે તો આવવા દે? એનું ઘરબાર છે? વાજતે ગાજતે બધું માલમ પડી જશે; તું સાની નકામી તીખલ તીખલ કર્યા કરેછ જે?"

ખરશેદબાઇના ધ્યાનમાં કાંઈ વાત ઉતરી નહિં. મુંબઇના લખેસરી



એક તિક્ષણુ ચોંપવંત નજર રાખી પોલીસ અમલદારો ઓરડામાં
બેઠેલા આ માલેતોજાર શેઠયા આગલથી ખસ્યાજ નહી.

(પાનું ૨૩૬ મું.)

સગાંના ત્યાંથી જર પાછી એકાએક રાંદેર ઉપડી આવતી હતી તેથી ખરશેદબાઇને જબરી ચટપટ થવા લાગી. ડોસાં સહવારથી એવી ચટપટ અને ખટપટમાં ગીરફતાર થઈ ગયાં હતાં કે ઘરના નોકરો પણ ગભરાટના મારેલાં જરા દુરના દુરજ નાસ્યા કીધાં.

બહાર કમ્પાઉન્ડ આગલ બલદયાના ગલાંપરની ઘંટડીનો અવાજ સંભલાતાં ખરશેદબાઇ છલાંગ મારી ઘોલ્યાપરથી ઉઠી ગયાં. જ્યારે હીરજીભાઇ તપકીરનો એક મોટો ચમટો નાકના નસકોરાંમાં દાબી ઠંડે કલેજે ઉંબર આગલ ઉભા રહી ગયા.

"કેમ, માયજી, હીરજી મામા, બધાં કેમ છઓ, સારી કાની તો છઓ?"

"તું આવી કે દીકરી જર? એમ દોડાદોડીનું કારણ?"

"માયજી, મારો સામાન જરા ઉતરાવી લઓ?" માથાંપરથી સાડીની સોડ ખેંચતાં જર બોલી, "કંઇ ઘણીજ ખુશ ખબર છે! ગભરાવાનું કંઇજ કારણ નથી! પછી બધી વાત કહુંછ!"

"મેં તુને નહીં કહેલું, ખટલી?" જરને પેટમાં દાબતાં હીરજી મામા બોલ્યા, "જોતી જા! દીકરી તો કંઈ સારીજ ખબર લાવીછ."

ઘણીજ ખુશ ખબર? ડોસા ડોસીના હરખનો પાર રહયો નહીં. મુંબઇના મોટે ઘેરથી દીકરી રાંદેર પાછી આવી હતી અને સાથે વળી ખુશ ખબર લાવી હતી! હવે બીજું વધુ શું જોઇએ? અરધો કલાક જેમ તેમ પસાર થઇ ગયો. તેટલામાં તો નવા ખુશાલીના સમાચાર જરના મ્હોંડેથી સાંભળી લેવા ખરશેદબાઇ તેમજ હીરજી મામાનો જીવ ઉંચે ટીંગાઈ રહયો.

"વાત એમ છે, માયજી? હીરજી મામા? જરા બરોબર સમજજો હં?" ખુરસીપર ગોઠવાઇ જઇ જરે શરૂઆત કીધી, "આપરાં ચાંદનપુઇએ મને દીકરી કરી લીધીછ ને એવણની બધી દોલત મારે નામે ચહડાવી દેવા માંગેછ!"

"ઓ માયરે, હીજા? સાંભલોછ કે?" હીરજીભાઇની જરા લગોલગ જતાં ખરશેદબાઇ પોકારી ઉઠયાં, "ડોસી લખ્ખોની દોલત બધી તુંને આપી દેવા તૈયાર થઇછ?"

"હા, માયજી!" જરે હસીને કહ્યું, "પોતાના ઓરડામાં મને તેડાવી

મંગાવી પેટમાં દાબી એ ત્રણ સગાંઓનાં દેખતાં મને બધું કહ્યું."

"મેં તુને નહીં કહેલું, ખટલી, કે આપરી ભાગ્યશાળી દીકરી કંઈ સારૂં સારૂંજ લાવસે?" જર તરફ જોઇ હીરજીભાઇ બોલ્યા, "જહારનો તાર આયો તહારની તારી મામી મારી સાથ નાહકનાં ઝોરાં ફારયા કરતી'તી."

"જરા ચપી જાવ–જરા મુંગા રહો, હીરજી? વચમાં તમે શાના બોલ્યા કરોછ જે? તે, મારી દીકરી, જરા ખુલાસાથી બધી વાત કરની તો?"

"ચાંદનફુઇએ મને પેટમાં દાબી પસવારી પસવારીને કહ્યું કે હવે એવણુની જીંદગીનો કંઇજ ભરોસો નથી. મુવા બધાં સગાંઓ એવણુને ઠગ્યા કરેછ તે એવણુની બેશુમાર દોલતની વારેસ મનેજ કરવા માંગેછ પણુ તે બે શરતે!"

"બે શરતે?" બન્ને જણા સામટાં બોલી ઉઠયાં, "તે શું દીકરી?"

"પ્હેલી શરત તો એ કે એવણુના ફલી સાથે મારે પણવું ને——"

"પોતાના ભત્રીજા સાથ તુને પરણાવવાબી માંગેછ? એ તો દીકરી સત્તાનુંના સુન્ના જેવું?" ખરશેદબાઇ બોલ્યાં.

"અગે–હારે–માયજી?" ઘડીભર ફગલાઇ જઇ ખરશેદબાઇ તરફ એક તિક્ષણ ઠરેલ નજર નાંખી જર બોલી, "કેવું સત્તાનુંનું કાચ્ચુ સુન્નુ! આપરે તો એકકે બોલે તરતજ હા કહી દીધું!"

"ને, દીકરા, બીજી શરત શું?" હીરજીભાઇએ પુછયું.

"બીજી શરત? હીરજી મામા, બીજી શરત કે? તે તો એના કરતાંબી સ્હેલ્લી છે! ડોસાં બોલ્યાં કે બીજી શરત એ કે રાંદેરમાં તમો લોકને હમ્મેશના છોડી દઇ મારે સદા એવણુના તાંહ બસ મુંબઇમાંજ રહેવું. એવણુની દોલતની પૈબી તમો લોકથી વપડાય નહિં ને મારે મરતાંબી તમો લોકનું મ્હોનું નહિં જોવું! મેં કહયું કે 'ચાંદનફુઇ તેમાં શું મોટી વાત છે! તેમબી કરસ.' તાહરે ડોસાંએ કહયું કે અબઘડી રાંદેર જઈ તારાં કપડાં લત્તાં લઇને પાછી દોડી આવ ને તેથી તો બે દહાડાને ખાતર હું અહિં આવીછ!"

પગમાં એકાદ વિચ્છુ કરડયો હોય તેમ ખરશેદબાઇ ચોંકી ઉઠયાં અને હીરજીભાઇ તો માથાં પરથી ટોપી ખેંચી કહાડી જોરથી ધવડવા મંડી ગયા.

અકેકનો ચ્હેરો જોતાં બેઠેલાં પોતાના મામામામી તરફ જરે મનમાં મલકાઇ ટીકીટીકીને થોડો વાર જોયા કીધું.

"માયજી, કાંય? મુગાં કાંય રહી ગીયાં?" જર પાછી હસી પડી, "હીરજી-મામા, તમે તો જરા કંઇ બોલો? હઝારો ને લખ્ખોની દોલતવાલાં ચાંદન-પુર્ઇની મરજી વિરૂદ્ધ આપરાથી કંઇ જવાય કે?

"તારા પર કે કોઇ પરબી આપરો કંઇ હક છે, દીકરી?" ખરશેદબાઇ દબાયેલા અવાજે હળવેથી બોલ્યાં, "નાનપણથી અમારી સાથ રાખી તુને આટલી મોટી કરી હવે ભવિષના તારાં સુખ વચ્ચે અમારાથી કેમ અવાય!"

"પણ દીકરી જર, પેલા આપરા રતનનું બિચારાનું શું?"

"બિચારો રતન? રતન કોણ?" જરે ભવાં ઉંચે ચહડાવી દીધાં.

"આટલી વારમાં તું રતનનેબી ભુલી ગઇ, દીકરી જર?" જર તરફ જરા ડોળા કકડાવતાં ખરશેદબાઇ બોલ્યાં, "મરેરે, મંબઇના પાણીના આય પરતાપ કે?"

"હં! હં! તમે પેલા રતનશાહ બ્હાડયાના વરે બોલોછ?" જર ટણકો કરતાં બોલી, "તે હું શું કરૂં માયજી! ગામમાં હું એકલીજ છોકરી છઉં કે? એવણની કરણી પાચરી હોશે તો એકને બદલે બારબાર છોકરી એવણને મલશે. મનેબી મારૂં ભવિષ જોવાનું છે."

ખરશેદબાઈ અને હીરજી મામાએ આ બધું શું સાંભલી લીધું? આ શો ફેરફાર? મુંબઇની જીંદગીનો આ કેવો ચમત્કાર? જર છેક આટલે દરજ્જે બદલઇ જશે તેનો તો આ ધણી ધણ્યાણીને સ્વપને પણ ખ્યાલ નહોતો. ખરશેદબાઈના હૃદય પર કોઇએ જાણે તાવેલું સીસું રેડી દીધું હોય તેમ તેવણ પોતાની છાતી દાબવા લાગ્યાં. હીરજી મામાએ તપકીરના પાંચ છ સામટા સહરૂકા નસકોરાંમાં જોરથી દાબી દીધા. તોપણ તેવણના જીવને કરાર મલ્યો નહિં. મામીમામાની તમામ આશા ભ્રષ્ટ થઇ ગઈ! જેમ તેમ કાંસી-કુસી હીરજીબા ખુરસીપરથી હવે ઉઠયા અને ખરશેદબાઇ તો મુંગામંતર બની ત્યાંજ ચીટકી બેઠાં.

"હીરજી મામા, જાઓછ કહાં? મકુંજે હજુ તો મારાં બધાં કપડાંલત્તાં

તૈયાર કરવાના છે ને, માયજી, મારી જણુસનુ શું?"

"દીકરી, તારી એક ચીજબી અમુને હરામ છે." ખરશેદબાઇએ કહ્યું, "તારૂં અણીથી પણી સુધીનું બધું સુખેથી લઇ જજે; અમે માટી બૈયર પર ખદાયનો આધાર!"

"ઓ, મારાં માયજી, મારાં ખરશેદબાઇ માય." ખરશેદબાઇની ગરદનની આસપાસ પોતાના બન્ને હાથો જરે હવે એકાએક જોરથી વીટાળી દીધા, "તમે ને મારા હીરજીમામા મને એટલી હદે નગુણી ને ઘેલી માની લેશો તે તો મેં હમણાંજ જોયું."

"તે તું વરી?" હીરજીભાઇ પાછા દપક દઇને બેસી ગયા.

"તું કહેવા શું માંગેછ, જર?" ખરશેદબાઇએ પુછયું.

"ડોસાંની એ બેઉ શરતને હું ઠોકરે ઉડારી આવીછ," જુસ્સા અને ગુસ્સાથી જર ઉભી થઈ ગઇ, "ને તેથી તો ચાંદનકુઇએ મને હડધુત કરી પોતાના ઘેરમાંથી એકદમ કહારી મુકી."

"તાહરે તું કહારની બધું બોલી તે ખોટુંજ કે, જર?" ખરશેદબાઈ અધીરાં પડી ગયાં.

"બોલેબોલ ખોટુ! બધું સબરદબર જુઠું!" નાકના ફીકડાં ફફડાવી દઇ જર પાછી બોલી, "અરે! મારાં જે મામામામીએ મારા સારૂં આટલું આટલું વેઠયું તેને હવે હું છોડી દઉં ને તેબી પૈસાની લાલચને ખાતર? ને પેલા ધનધનઘોરી ફલી સાથ મારાં લગન કરૂં? માયજી, માયજી? હીરજી મામા? તે કદી–કદીબી બનશે નહી! ચાંદનકુઇના ઘેરમાં હવે હું પગબી નથી મુકવાની! તમે મને શું સમજોછ?" એટલું બોલતાં બોલતાં જર વળી પાછી ખરશેદ-બાઇના ગળે વળગી પડી ધસાધસ મોટેથી રડવા મંડી ગઇ.

---

# પ્રકરણ ૪૪ મું.

## તાલેવંત છતાં કમતાલે.

ખોરશેદ ધનાફુઇ અને બન્ને બચ્ચાંઓ સાથ મુંબઇ છોડી ખડકી પોતાના બાપીકા પ્યારાં મકાનમાં આવી કરીહામ થઈ ગઈ હતી. નસરવાનજીની બસ એજ મરજી હતી તે ખ્યાલ આવતાં આ છોકરીનું દિલ છુપી ખુશાલીથી છલાછલ ભરાઈ જતું હતું.

પોતાની પનાહ હેઠળ મેલાયલાં બન્ને વહાલાં બચ્ચાંઓને વારંવાર ગોદમાં દાબતાં ખોરશેદનો હરખ સમાયો જતો ન હોતો. મા છતાં વગર માના આ બન્ને બચ્ચાંઓ પર વીટેલી ગમખાર કહાણીની કથા ખોરશેદ જ્યારે પોતાની માવેતર અને બહેનોને વિગતથી કહી સંભલાવતી હતી ત્યારે સર્વે જણાઓ બે ઘડી વિચારમાં પડી જતાં હતાં.

પોતાની દીકરી તેમજ બે બચ્ચાંઓની અચાનક આમદનો તાર ખોરશેદના માયજી ભીખાઇજીને મલતાં શરૂઆતમાં જરા ખળભળાટ મચ્યો હતો પણ હવે ભેદનો પરદો રફતે રફતે ખુલતો હતો. ક્રિયા વિચિત્ર અને દુઃખદાયક સંજોગો હેઠળ ખોરશેદને મુંબઇથી એકાએક ઉપડી આવવું પડયું હતું તેના તુલોતવિલ સબબોથી ખોરશેદે સર્વને વાકેફ કરી દીધાં ત્યારે મા દીકરીઓ અકેકનું મ્હોડુ ટીકવા મંડી ગયાં!

"મરેરે કોઈ જબરી કલાંટ બાઈ હોસે," દીનુની હકીકત સાંભલતાં ભીખાઇજી બોલી ઉઠયાં. "વર હીરા જેવો હોસે તેથીજ મુઇને પાછી ઘેરમાં દાખલ કરી ને કોઈ બીજો જેવો હોય તો કોણ જાણે શુંનું શું કરી નાંખતે."

ઘરડાં ધનાફુઈ પણ આ નવી જગામાં ખોરશેદની સાથ કરારના જીવે પલોટાઈ ગયાં હતાં. ડોસાંએ તો આવતાંને વાર પોતાના "દીકરા નસલી" પર એક વિગત વાર કાગળ ખોરશેદ પાસ લખાવી મોકલાવ્યો. દિલસોજી અને દિલાસાનો તે ભરપુર કાગલ બુઢ્ઢાંએ ખોરશેદ પાસ ફરી અને ફરીથી વંચા-

બ્યા કીધો! દીનુ જેવી એક બિલકુલ બેમુરવ્વત અને રદબાતલ પરણેતરથી નસલીને પરવરદેગાર બચાવે એમ ધનાકુઈ વારંવાર પોતાના મનમાં ઇચ્છી લેતાં હતાં.

"ખોરશેદ? ખોરશેદ, અહીં આવની તો? મરેરે, એ આય શું ગજબ?" જમવાની ટેબલ પર મુંબઈથી આવેલું જામે ખોલીને વાંચતાં ભીખાઇજી જોરથી પોકારી ઉઠયાં. સર્વ જણાઓ ગભરાઇ જઈ જમવાના ઓરડામાં દોડી આવ્યાં.

"કેમ, મમ્મા, શું છે? આટલાં બધાં ધ્રુજોછ કાંય?" ખોરશેદે ઇન્તેજારી બતાવી.

અજબ ગજબ! જામેમાં નીચલો ચોંકાવનારો ફકરો નજરે પડતાં ખોરશેદ ચાદર જેવી એકાએક સફેદ થઈ ગઈ. તેના હોશકોશ ઉડી ગયા. એક ધીમો લપેરો ખાતાં નજદીકની ખુરશી પર તે બેસી ગઈ. ખોરશેદના હાથમાં પકડાયલું પેપર તેની બેનોએ લઈ લીધું. કેવા સનાનના સમાચાર! કેવી ગમખાર ખબરઃ—

**"એક શ્રિમંત પારસી બાનુનું ભેદી ખુન-બંગલાના પાછલા ભાગમાં સરદાર નસરવાનજી તાલેવંતના ધણ્યાણીની મલી આવેલી લાશ!"**

બચ્ચાંઓને લઈ આવવા પછી હજી તો થોડાજ દહાડા જરા શાંત જીવે ગબડયા હતા તેટલામાં ખોરશેદની સરજતમાં આ કેવી સિયાહ હૃદય-ભેદક ખબર સાંભળવાની હતી! નસરવાનજી એકલાજ બંગલામાં વસતા હતા અને દીનબાઇનું કોઇએ ખુન કીધું હતું!

"મમ્મા, મમ્મા, એ બધું શું થઈ ગયું!" આંખો ઉઘાડી દઈ ખોર-શેદ હળવે બોલી ઉઠી, "આવું જબુન કરપીણુ કામ કોણે કીધું હોસે?"

આ સવાલના જવાબમાં કશો પણ ખુલાસો કોણ કરી શકે! હેબતના મારેલાં અવાચક બની જઈ સઘળાંઓ અકેકનો ચ્હેરો જોતાં બેઠાં.

"બિચારા નસવાનજીએ અત્યાર સુધીમાં થોડું દુઃખ ખમ્યું હોય તેમ આય વરી નવી મોહકાણ" ફિક્કા ફચ હોઠો હીલવતાં ખોરશેદ પાછી બોલી,

"અરે, મારાં મમ્મા, નસવાનજીને તમે લોકે હજુ જોયા નથી. બિચારા એવા અસરાફ ને મુંગે મ્હોંનેના છે કે મરતાંને મર નહી કહે. એવણુની હાલત શું હોસે—એવણુને કેવું દુઃખ લાગતું હોસે."

"બીચારાના તકદીરમાં બધું એવું એવું માઠું લખાઈ આયું હોસે," ભીખાઇજી બોલ્યાં.

"પણ મમ્મા? ધનાફુઈ કહાં છે? એવણુનેબી ખબર આપવી જોઇએની? બચ્ચાંઓના દેખતાં આવી વાતબી કેમ થાય?"

"જરા હમણું મુંગાંજ રહી જાવ; બધાં જણું જરા ધીરાં પડો," ભીખાઇજીએ કહયું, "એવણુને અહીં ધીરે આસ્તે બોલાવીને કહેવાનું, બુઢ્ઢું માણસ પડયું; ને ખોરશેદ, તું બી જરા ઠંડી થા. એમ બધી ધાંધલ ધરપચ કરવાથી તેવણુ બીચારાં પાછાં કંઇ જીવતાં થવાના છે? તું બધી એમ ગભરાઇ અકરાઇ જશે તો કાલનો દુકાળ આજે પડશે? એમાં તુંને—એમાં તુંને શું છે? સારૂં થયું કે તું અહીં ચાલી આવી પછી એ બધું બન્યું. નહી તો સારી દુન્યા આપુ લોકને ટુંપી કહાડતે."

ખોરશેદ જેવી એક રહેમી દિલસોજ છોકરીને ધીરજ તે કયાંથી રહે! ખડકી આવ્યા બાદ થોડાજ દિવસમાં આવા કમબખ્ત ભયાનક સમાચાર સાંભળી તે એક કંગાલમાં કંગાલ છોકરી થઇ ગઇ હતી. તેના નાના નિર્દોષ મીઠા મુખડાવાલું ખાકી તનબદન ખડકીમાં હતું જ્યારે તેનું હૃદય—તેનો પાક પવિત્ર આત્મા તો દુન્યાના જાલિમ ફટકાથી લાઇલાજ બની ગયેલા અને મુંબઇમાં બેઠેલા પેલા કંગાલ શખસમાં ભરાઈ બેઠો હતો. ખોરશેદે ઇચ્છયું કે તે તેની આગલ મુંબઇમાંજ હાજર હતે; અને તેમ થતે તોપણ તેના જેવી એક નાતવાન નાજુક છોકરી શું બજાવી શકતે!

પણ સૌથી હેબતાવનારા ખરાબમાં ખરાબ સમાચાર તો સાંજના પેપરમાં છપાયલા વંચાયાઃ—

**"સરદાર નસરવાનજી તાલેવંતની ધરપકડ—પોતાની પરણેતરનું ખુન કરવાનો આરોપ."**

સરકારની એક માનવંત મોભાદાર અને માલેતોજાર સ્થિતીપરથી હવે

એક પરહેજ થયલા ખુનીની હાલતે ગબડી પડેલા કંગાલ શખ્સની ધરપકડના સમાચાર જાહેર છાપા મારફતે ચોમેર ફેલાઇ ગયા! લોકને કાંઇ પુછવું પડે. શેહેરશેહેર અને ઘરેઘર તરેહવાર ગામગપાટા ઉડવા લાગ્યા.

છાપામાં મોટા કાલા અક્ષરે છપાયલો આ નવો ફકરો વાંચતાં ખોરશેદને ઓરડાની ચારે દિવાલો ફરતી દેખાવા લાગી. દાંતો કચકચાવી દઈ તેણે એક ડરામણી નજર ચોમેર ફેંકી. તેની નાજુક આંખોમાંથી આંસુનો ગોયા વરસાદ વરસતો હતો.

"નસરવાનજી એક ગુનેહગાર—નસરવાનજી એક ખૂની!" ખુરશીપરથી ઉભી થઇ જઇ ખોરશેદ મુઠ્ઠી વાળી બોલી ઉઠી, "તે–તે બનેજ કેમ? મમ્મા, મમ્મા, મલતી ત્રેને મારે મુંબઈ ઉપડી જવુંજ જોઇએ. ધનાપુઇ ને છોકરાંઓ અહિં રહેશે. હવે એક ઘડીબી મારાથી અહિં થોભાય એમ નથી."

"મરેરે ખોરશેદ! તું શું કહેવા માંગેછ? જરા ધીરી તો પડ?" બીખાઇજી છેડાઇ પડયાં, "એમ એકદમ તાંહ એકલી જવાય કે?"

"તમે ગમે તે કરો, મમ્મા, પણ હું તો જવાની ને ફર જવાની," ખોરશેદ બજીદ થઇ બોલી, "મહેરબાની કરીને મને જવા દઓ. એટલું હું તમારી પાસ હાથ જોડીને માંગી લઉંછ."

ખોરશેદની આજુજીભરેલી અરજ સાંભળી તેની બેનો ડાયબાંય થઈ ગઇ.

"નસવાનજી—નસવાનજી! પોતાની બૈરીનું ખૂન કરે?" ખોરશેદ પોતેજ પાછી બોલી ઉઠી, "જે અસરાફ અસીલ માટીડો કોઇ દહારો એક માખનેબી ઇજા નહી કરે તે પોતાની ધણીઆણીનું ખૂન કેમ કરે? આજે રાતનીજ ગાડીમાં હું તો મુંબઇ ઉપડી જાઉંછ–મને જવુંજ જોઇએ."

બીખાઇજીની તમામ સમજાવત પટાવત નિષ્ફળ નિવડી અને ખોરશેદ એકલી રાતની પ્હેલી ત્રેનમાં મુંબઈ રવાના થઇ. આગગાડીમાં આખ્ખી રાત તેણે ઉજાગરામાં કહાડી. મુંબઈની નવી ચાકરી સારૂ ખડકી છોડયા બાદ એજ અમીરી ગ્રહસ્થ સરદાર નસરવાનજી તાલેવંતે—તેને પીછાન્યા વિના કેવી દયા દિલસોજી તેના તરફ બતાવી હતી અને હવે આજે તેજ મુંબઈ જતી ત્રેનમાં દુઃખથી ફાટફાટ થતી તેના ભેંજાની નસોને સધ્યારાથી શાંત

પાડનાર કોણ હતું? કોઈજ નહી! તેના માથાં નીચેનો તકયો આખ્ખી રાત ભીંજાયા કીધો હતો.

સહવારના પહોરમાં એકલી અટુલી સ્ટેશનપર ઉતરી ભાડુતી ગાડીમાં બેસતાં ખોરશેદનો જીવ ગભરાવા લાગ્યો. ગમે તે થાય પણ હવે તેની ખરી જગા તો મુંબઈમાંજ હોવી જોઇએ.

"ખોરસેદબાઇ, તમે આવી લાગ્યાં?" જુના વિશ્વાસુ બટલરે આવકાર આપ્યો, "બિચારા આપરા શેઠને તે ગઇ કાલેજ પકડી લઈ ગયા. શેઠ મને આય ચીઠ્ઠી આપી ગીયાછ." અને એટલું બોલી તે ઘરડો બટલર આંખો-માંથી ગબડતાં આંસુઓ નુછવા મંડી ગયો.

તે ટુંકી ચીઠ્ઠી વાંચતાં વાંચતાં ખોરશેદનો દીઓ ભરાઈ આવ્યો. તેના સુંવાળા ગાલોપરથી આંસુઓના ધોધમાર રેલાઓ સરવા લાગ્યા. તે ચીઠ્ઠી ફરી અને ફરીથી ચીપીચીપીને તે નીચે મુજબ વાંચી ગઇ:—

"મારી બૈરીનું ખૂન કરવાના ગંભીરમાં ગંભીર આરોપસર મને પરહેજ કરવામાં આવ્યોછ. આજે દહાડાઓ થયાં મારે માથે તોફાનનો વંટોળ્યો ઘેરાઈ રહેલો હતો તેની મને ખબર હતી. પોલીસને તાબે થવાની મારી ફરજ મેં ખુશીથી અદા કીધીછ. ખૂનના આરોપસર હાલને તબકકે હું કાંઇપણ લખવા યા બોલવા ચાહતો નથીજ. ઈન્સાફને તેનો રસ્તો લેવા દઓ."

તાલેવંત હાઉસના માલેતોજાર માલેકનો કેવો દલદર સિતારો બેઠો હતો! જે અવર ચોઘડયે તેની પરણેતર બંગલામાં દાખલ થઇ હતી ત્યારથી હર હર વખતે અને હર રોજે કંઇ ન ધારેલી નવી અને નવીજ આફ્ત ઘરમાં ડોળા ઘુરકતી દાખલ થઈ હતી. આ ઓચિંતી જફાકાર જાસ્તી હેઠળ ઘેરાઇ ગયલા નસરવાનજીને ખ્યાલ આવતાં ખોરશેદ હવે જોરથી ડુસ્કે ડુસ્કે રડવા લાગી. નસરવાનજી બંદીખાને પડેલા હતા! અરે! તે બિચારાની હાલત ત્યાં શી હશે? ઉજાગી વાખ બની જઇ ખોરશેદનો જીવ વળી પાછો બગડી આવ્યો!

ખડકીમાં ધનાફુઈની હાલત તેથી પણ ખરાબ થઈ પડી. ભીખાઇજી અને છોકરીઓના મ્હોંડેથી આ ભયાનક ખબર પ્હેલવ્હેલી સાંભળતાંને સાથ

તેવણ બેશુધ્ધ થઈ ગયાં. ડાકટરની ધમાધમી અને દોડાદોડી છતાં બિચારાં ઘરડાં ધનબાઇજીની હાલત હજી સુધરી નહોતી.

——:o:——

# પ્રકરણ ૪૫ મું.

——:o:——

## "મારા રતનને બધા જી."

તમામ ખરી હકીકતથી વાકેફ થતાં ખરશેદબાઇ અને હીરજીમામા અંદેશામાં પડી ગયાં. ખરશેદબાઇએ તો જરને પોતાની આગલથી ખસવાજ નહીં દીધી. કેવી અમીરી દિલની માયાળુ ગુણવંત છોકરી! જરના નસીબમાં હજી કાંઈ નવું જોવાનું બાકી રહી ગયું હતું.

રાંદેર આવ્યા બાદ ફકત ચાર દિવસમાં રતન તરફથી જરને એક અગત્યનો તાર મલ્યો જેમાં જણાવવા મુજબ તે છોકરાને તાકીદના લસ્કરી હુકમ મુજબ રેજીમેન્ટ સાથ તાબડતોબ બસરા ઉપડી જવાનું હતું. વખતની તંગી છતાં પણ રતન પોતાની મિઠ્ઠી માશુકને મલવા ફકત થોડાજ કલાકને ખાતર રાંદેર દોડી આવ્યો હતો.

"હિમ્મત રાખજે, મારી જર," વિદાયગીરીની એક બગલગીરી કરતાં રતન બોલ્યો, "મુજ જેવા કમીનાને ખાતર તેં શું શું કરી બજાવ્યુંછ—મારે માટે તેં લખ્ખોનાં વારસાને કેમ ઠોકરે ઉડારયોછ—તે બધું હું બરોબર જોઈ ચુકોછ. તું શા સારૂ રડેછ? જલ્દીથી પાછાં મલશું."

"સુખી રહેજે, વ્હાલા રતન," ગડગડ અવાજે તે જેમ તેમ બોલી, "ખુદા તારો નિગેહબાન."

રતન પણ ગયો! જર પોતાનો વખત જેમ તેમ પસાર કરવા લાગી. વીલરમાસીના ત્યાં મેહરાં અને કુમીને મલવા જર સમી સાંજે બહાર નીકલી લાકડાંના પેલા પુલપર તે એકાએક થોભી ગઇ. કેવી મિઠ્ઠી મધુર યાદી! માથાંપર તરકારીની ટોપલી ઉંચકી વીલરમાસીના ત્યાં જતાં જતાં તેના પ્યારા રતન સાથ આજ જગાપર તેની પ્હેલવ્હેલી મુલાકાત થઇ હતી. કેવી હિમ્મ-

તથી તેણે પોતાના મીઠ્ઠા મહેમાનને આજ સ્થળે હરખમંદ આવકાર આપ્યો હતો. પોતાના દિલપઝીર દિલજાનના આનંદ ખ્યાલોમાં મશગુલ બની જઈ નીચે વ્હેતાં પાણીમાં એકસરખી સ્થિર નજર નાખી તે ઉભી હતી. તેટલામાં પાણીની સપાટીપર અચાનક દેખાયલો એક આકાર જોઈ જર ચોંકી ઉઠી!

"કોણ તમે? તમે અહિં રાંદેરમાં?" કટેરાપર અઢેલાઇ જરે બોલી દીધું.

"હા, જર—તુંનેજ મલવા મુંબઈ વેરથી અહીં આયોછ; ગરીબપર જરા મહેરબાની તો છેની?"

"મહેરબાની? હં! હં!" જર જરા ઠંડું હસી, "જરા કાંય? ઘણી ઘણી મહેરબાની! ફરમાવોની હુકમ?"

"મને જોઇને તુને કંટાળો તો નથી છુટતોની, જર?"

"કંટાળો? ને તેબી તમુનેજ જોઇને? હી—હી!" જર પાછી હસી, "અરે, તમારા, જેવા વીટીપરના નંગને જોઇને કોણને ખુશાલી નહી લાગે! મકુંજે અહીં વેર આવીને તમે કહેવા શું માંગોછ, મી૦ ફરામરોજ હીરામાણેક?"

"બસ એજ કે હું તું ને હજુબી ચાહુંછ ને—"

"ને તેથી?" જરે કમ્મરપર બન્ને હાથ ટેક્યા.

"મારો હાથ તારે કબુલ કરવોજ જોઇએ." ફલી હળવે હળવે બોલ્યો. "ચાંદનકાકીનીબી એજ મરજી છે. તુંને પૈસાની કંઇજ કદર નથી, છોકરી?"

"પૈસાની કદર? તમે ભૂલ કરોછ, મી૦ હીરામાણેક," જર જરા આગલ આવતાં બોલી. "પૈસાની તો હું આંધળી પરસ્તાર છઉં ને પૈસાના કરતાંબી વધારે પુજારી તો હું તમારી છઉં! જરા આગલ ચાલશો? લગનનો વાગોબી તયાર છે ને મારાં મામામામી કુકું તયાર કરી રાખી તમારા કપાલ પર મોટો જેવો ટીલો કરવા કહારના ખોટી થાયછ!"

"તમે મારી મશ્કેરી કરોછ તે હું બરોબર સમજુંછ." ફલીબાએ ડોલા જરા ઉચા ચહડાવી દીધા, "તમે મને હજુ ઓલખતાં નથી."

"ઓ, મરેરે, ફલીભઈ હીરામાણેક? મુંબઈ વેરથી એમ પણવા દોડી આયા ને જરા વારમાં શું બ્હાર આવી ગીયું? મકુંજે સાસરે આવતાં શરમ લાગેછ કે?"

"હું તમુને સાફ કહી દઉંછ. જરબાઇ, કે આવી ગંભીર વાતમાં મારી સાથ એમ મજાક મશ્કેરીમાં ના ઉતરી પડો. તમારો રતનબી હવે બસરા ઉપડી ગયોછ તે જાણોછની?"

"ને તેથી તો મેં તેને હંમેશનો છોડી દીધો?" જર ઠંડે કલેજે બોલી, "છેક મુંબઇ વેરથી ખાસ તસ્દી લઇ અહિં પધારયાછ તો તમારી આંગલીનું માપ તો આપતાજ જજો. પછી વીટી ઢીલી બીલી પડે?"

"રતન પાછો લડાઈ પર ગયોછ તે કદાચ પાછો જીવતો નહીંબી આવે ને—"

"ઓ બેશરમ બેમુરવ્વત બદમાશ? બંધ કરી દેઓ તમારી ગલીચ ગંધાતી જબાન!" જર એકદમ ઉશકેરાઇ ગઈ, "તમારા જેવા માટીડા પર કુદરતનો કહેર પડજો. મારા રતનને બધા જી!"

"તું એમ ચાલી કહાં જાયછ?" જરનો હાથ ફલીએ હવે જોરથી પકડી લીધો, "આજે તુને એમ હું જવા દેવાનો નથી. મારી માંગણી તારે કબુલ કરવીજ પડશે."

"અરે, જાવરે, હીચકારા બાયલા? તમે કોણુને દબરાવવા આયાછ!"

જરની હાથની કાંડી ફલીએ મજબુત ધરી રાખી. તેઓ બન્ને જણા હોઝાતોજી અને ધક્કામુક્કીમાં પડી ગયાં! બાપડી જર બિલકુલ ગભરાઇ ગઈ.

"એ મારો હારો આ પારહો કોણ છે? હેં? એ મારી બાઇને મારે?" એટલું બોલી તે નોકરે દોડી આવી ફલીને કકડાવીને ત્રણ ચાર લાત અને મુક્કી ખવાડી દીધી! ફલીની આંખ પરનો ચશ્મો જમીન પર પડી ભાંગીને ભુકો થઈ ગયો. તે ચાકરે ફલીને છોડયોજ નહીં અને તેના પથાની હાથની બફ્તાદી ખાતાં ખાતાં ફલી હવે નાસવા લાગ્યો.

"મારા હારાનો આજે ખુરદો કરી લાખું."

"બસ–બસ–ફીલ્યા, હવે જવા દે," આખરે જરજ વચ્ચે પડી, "એવણુને પુરતો બદલો મલી ચુકોછ."

કપાલ પરથી નીકલતું લોહી રૂમાલે નુછતાં અને વિદાય થતાં નોકર



"એ મારો હારો આ પાટલો કોણ છે? એ મારી બાઇને મારે?"

(પાનું ૨૪૮ મું.)

આઇને ચુંચી આંખોએ જોતાં ફલીનું કોથું પુરેપુરૂં ચિતારવાને ખચિત્તજ એક કાબેલ ચિતારાની જરૂર હતી.

———:o:———

## પ્રકરણ ૪૬ મું.

——:o:——

### હોમી લવજીનો મેલાપ.

આજે આખ્ખો દિવસ જરા જ્યાદા વહીતરૂં કરવું પડેલું હોવાથી હોમી મુલ્લાં થાકીને લુસ થઈ પોતાના ઘર તરફ પાછો ફરતો હતો. પોતાના પ્યારા રફીક લવજીના મરહુમ કાકાના સોલીસીટરો તરફથી એક અગત્યનો કાગલ મલતાં હોમી ફરજનું કરજ અદા કરવાને ખાતર તેઓની ઓફીસમાં તાત્કાલીક મુલાકાત આપી આવ્યો હતો. હોમી સમજીને ખુશ થયો કે લવજીનો કાકો પોતાના ભત્રીજાને ખાસ્સો બે લાખનો છાંડો આપી ગયો હતો! લવજીની ગેરહાજરીમાં હોમીએ સોલીસીટરોની સલાહ અનુસાર રાંદેર એક તાકીદનો તાર મોકલી દીધો હતો પણ લવજી તરફથી કશોજ જવાબ હજી સુધી પાછો ફર્યો નહોતો.

પોતાની મધુરી મનોહારી—વ્હાલી કુમીને—રાંદેર જઈ સિતાબીથી ભેટવા સારૂ હોમી અધીરો બની ગયો હતો. ઠરાવેલી ગોઠવણ મુજબ કુમી પણ તેની આમદની રાહ જોતી બેઠી હતી પણ પોતાના વ્હાલા દોસ્તના કામકાજ સારૂ મુંબઇમાં ફરજ્યાત થોભી જવાની તેને ખાસ જરૂર માલમ પડી હતી.

આગની મોહકાણને લીધે તેનું આગલું ઘર બલીજલીને ખાકરાખ થઈ જવાથી કોટમાં તેણે ત્રણ અલાહેદા ઓરડાવાલું એક નવું મકાન શોધી કહાડયું હતું. નવાં ઘરના દાદર જેમ તેમ ચહડતાં હોમીને લવજી અને તેની બળી ગયલી વાર્તા વળી પાછી હૈયે ચહડી આવી.

પોતાના ઓરડામાં દાખલ થતાં હોમી અજાયબીનો એક ધીમો આંચકો ખાઈ દરવાજાના ઉંબર આગલજ જરા થોભી ગયો. લવજી તો રાંદેરથી આવી પણ પ્હોંચ્યો હતો અને આરમચેરપર ખાસ્સો ગોઠવાઈ બેઠો હતો! પણ યે? આ શું ગજબ? પોતાના રફીકનો સાદ સાંભલતાંવાર ખુશાલીથી છલાંગ

મારી ઉઠીને ઉભો થઈ જવાને બદલે લવજી તો પોતાની બેઠકપર ઠંડે કલેજે બેસી રહયો. તેનો ચ્હેરો ગુસ્સાનો ભરેલો અને વિકરાળ દેખાતો હતો. હોમી પર નજર પડતાં લવજીઆએ તો ડોળા કકડાવવા માંડ્યા. માથાંપરથી ફેલ્ટ-હેટ ઉતારતાં ચપરખંધા હોમીની મુછોપર એક છુપું હસ્તુ ફરી વલ્યું.

"કેમ લવજી, તું કહારે આયો ? શું છે ?"

લવજી તરફ લંબાવેલો હાથ બાપડા હોમીને પાછો ખેંચવો પડયો. કાંઈ ન ધારેલાં તોફાનની નિશાની મોજુદ હતી.

"વોટસ રોંગ, ઓલ્ડ ચેપ ?" હોમીએ પાછું પુછ્યું, "એમ ડાંયબાંય શાનો થઈ ગીયોછ ?"

"તમારા પેતરા બધા છોરી દઓ. મી૦ હોમી મુલ્લાં," ગંભીર સ્થિર ચ્હેરે લવજી હવે બોલ્યો, "હું તમુને તાબડતોબ કાંય મલવા રાંદેરવેરથી દોડી આયોછ તે તો તમારા જેવા ભલા માણસ સારી રવેશે જાણતા હોવાજ જોઇએ."

"બચ્ચિત્તજ ! હું તારી આવી પ્હોંચવાની રાહ જોતોજ થોભ્યોછ," હોમીએ નજદીક બેસતાં કહ્યુ.

"તમે જબરી હિમ્મતવાલા છઓ," ધીમા મક્કમ અવાજે લવજીએ કહયું, "હું તો ધારતો'તો કે તમે બતાવેલી નિર્લજ ધિક્કારવાજોગ ચાલ પછી તમે મને મ્હોંનુંબી બતાવશે નહીં."

બદનમાં વીજળીનો એક ઝટકો લાગ્યો હોય તેમ ઢીલી રૂઠી હોમી હવે જરા તરો બેઠો. આ તેનો દોસ્ત કાંઈ ઘેલો તો થઈ ગયો નહોતો ? એ કહેવા શું માંગતો હતો ?

"વોટ ડુ યુ મીન સર ? કાંઈ ખુલાસાથી બોલશો ?" હોમીએ જુસ્સાથી પુછ્યું.

"તમે કંઈ જાણે જાણતાજ નહી હોય તેમ ઢોંગ કરવા માંગોછ પણ હવે તે કંઈ મારી આગલ ચાલશે નહીં." હોઠો દાબી દઇ લવજીએ કહયું, "તમે જો એમ ધારતા હોવ, મી૦ મુલ્લાં, કે સારી દુન્યાની અકકલ હુસ્યારી તમારાંજ માથાંમાં ભરાઈ રહીછ તો તેમાં તમે જબરૂં ગોદું ખાઓછ. એક

પુરાણા દોસ્તદારને ગધેડો બનાવી તરેહવાર બહાણે તેને રાંદેર ધકેલી દેવો એ કંઈ સારા માણસનું તો કામ નહિંજ કહેવાય."

હોમી પલવાર વિચારમાં પડી ગયો. હમ્મેશનો ઉતાવળો આકળો લવજી કાંઈ જબરા ઘોંટાળામાં ગીરફ્તાર થઈ ગયો હતો! જરા મજબુત હાથેજ કામ લેવાની જરૂર હતી.

"મને લાગેછ કે મારે કોઈ ડાકટરને અબઘડી બોલાવવો પડશે. મને તમારાં ભેજાંનું ઠેકાણું લાગતું નથી. ડાકટરને બોલાવીને હું પાછો આઉં તેટલે મહેરબાની કરી તમે જરા ચપ્પટ અહિંજ બેસી રહેજો. મારો રામો તમારી બરદાસ્ત કરયા કરશે," એટલું બોલી હોમીએ ઠસ્સામાં પીઠ ફેરવી દીધી.

"અરે, મારૂં ભેજું તો બિલકુલ સલામત છે; તારી ડાગરી ખસી ગઈ હોય તો કોણ જાણે?" લવજીએ બુમ પાડી, "ઢોંગી ધુતારા? મને અહિં બેઠેલો જોઇને તું આવતાંને વાર અજબ કાંય થયો?"

"કારણ કે મારો તાર તુને એટલો જલ્દીથી મલશે ને તું આટલી જલ્દીથી અહિં આવી લાગશે તેવી મને આશા નહીં ઉતી."

"તાર? તેં મને તાર કીધો? તમે મને કંઈ ગધેરો બધેરો સમજોછ કે, મી૦ મુલ્લાં?"

"હા—જરા તેમ છે ખરૂં, મી૦ કરાકા." હોમીએ પાછો બેસી જઈ ઠડે કલેજે જવાબ વાલ્યો. "મને લાગેછ કે તમે એક પ્હેલા નંબરના ગધેરા છઓ; બીજા નંબરના તો નહીજ. મેસર્સ વીલકોક્ષ એન્ડ વામનરાવ સોલી-સીટરનો કાગલ આવતાંને વાર તમારા જેવા એક મેડ માણસપર રાંદેર તાકીદનો તાર ધકેલી દેવામાં હવે મને લાગેછ કે મેં જબરી ભુલ કીધી."

લવજી જરા ચોંકી ઉઠયો. પોતાના કાકાના સોલીસીટરોનું નામ સાંભ-લતાં સાથ તે જરા અંદેશામાં પડી ગયો. હોમીએ ચોરેલી તેની વાર્તા સાથ આ સોલીસીટરોને શો સંબંધ?

"મને પોતાનેબી કંઇ સમજ પડતી નથી, હોમી," લવજી હવે જરા શાંત પડયો, "મેસર્સ વીલકોક્ષ એન્ડ વામનરાવનું શું?"

"તારા બ્હેસ્તી કાકાના એ લોક સોલીસીટર થાયછ તેનીબી તુને શુદ્ધિ

છે કે, લવજી?"

"મારા કાકા બ્હેસ્તી? મારા કાકા ગુજરી ગીયા? એ તું શું બકેછ, હોમી? જરા બરોબર બોલની?"

"તે તું મને બોલવાજ કહાં દેછ જે." હોમી હસી પડયો, "તારા કાકા આજે ચાર દિવસ થયાં મરી ગયા. તારો પત્તો નહીં મલવાથી સોલીસીટરોએ મને લખી જણાવ્યું. બધી દોડધામ કરી મેલી તાકીદના તારથી રાંદેર તુને ખબર આપી ને નફામાં તેં મને તરેહવાર કહી સંભલાવ્યું."

ઉશ્કેરણીના આવેશમાં લવજીના કપાલપર ઝરાં ફુટી નીકલ્યાં. ખેજાલતનો મારેલો તે ઓચ્ચો ધવડવા મંડી ગયો.

"પણ મારે સારૂ કાકા શું મુકી ગીયાછ?"

"કંઇજ નહીં! ફક્ત બે લાખ રૂપ્યા! નવાં કાકી વીલ સારૂ વાંધો ઉઠાવવા માંગેછ પણ કંઈ વળવાનું નથી કારણકે સોલીસીટરોનાં મત મુજબ વીલ તો બરોબર સહીશાખ સાથ કાયદા મુજબ થયુંછ, મી૦ મુલ્લાં, મી૦ કરાકા જેવા એક ઢોંગી ધુતારા અને લુચ્ચા ઠગારાની મુબારકબાદી સ્વિકારવાની મહેરબાની કરશો કે? મકુંજે હવે કોણનું ભેજુ ખસી ગયલું લાગેછ?"

એ બધું એકાએક કેમ બની ગયું તે બાપડો લવજી ખુલ્લી રીતે સમજી શકયો નહીં.

"પણ એક ચીજ મને સમજ પડતી નહીં, લવજી." હોમી વળી પાછો બોલી ઉઠયો, "મારો તાર તો તુને મલ્યો હોય એમ લાગતું નહીં તાહરે તારી મેલે તું અહીં કાંય દોડી આયો? ને આવતાંની વાર બધો મિજાસ કરવાનો કંઇ સબબ?"

"મનેબી આનો ખુલાસો જોઇએછ," બેગ ખોલી એ ચોપડી ખેંચી કહાડતાં લવજી પાછો ગંભીર થઈ ગયો, "મારી સાથ આવી ધાતકી લુચ્ચાઈ યા મશ્કેરી કરવાનું કંઇ કારણ?"

તે ચોપડી ચીપીચીપીને બારીકીથી તપાસતાં હોમી થોડોવાર તાઅજ્જુબીથી ફાટી ગયો. તે ચોપડીના પાનાં ઉઠલાવી ઉઠલાવી હોમી વાંચવા લાગ્યો. વાર્તાનું નામ અને તખલ્લુસપર નજર પડતાં તે હસવા મંડી ગયો. જેથી

બાપડા લવજીનું પાકીને પલેહર બનતું ચાલ્યું.

"ને તેં એમજ માની લીધું, લવજી, કે મને વાર્તા લખતાં નહી આવડવાથી તારી નોવેલ મેં છપાવી મારી?" હોમી વળી પાછો ખડખડ હસી પડયો.

"તાહરે બીજું શું હું માની લઉં? તારૂં તોડડું, હોમી!"

"હું પાછુંબી કહુંછ, લવજી કે દુન્યામાં જીવતા બધા ગધેરાનો તું એક સરદાર છે! જો ધ્યાનથી સમજી લે. વાત એમ બની કે પેલી ફ્રેની-એબી એક વાર્તા લખેલી જે લઇને મારી સલાહ લેવા સારૂ મારા જુના ધેરમાં એ આવેલી. આપરે તો એ ભોંસની કુતરીને દુરની દુરજ રાખી તરેહવાર ઉડાવનારા જવાબો આપ્યા કીધા. એટલામાં ટેલીફોનની ઘંટી વાગ-વાથી હું પાસેના ઓરડામાં દોડી ગયો. પાછો આયો તો બાઈ સાહેબે તો ધુમટો ચહડાવી દઈ મને રોકડું પરખાવી દીધું કે મારી સલાહની એવણને કશીજ જરૂર નહીં હોવાથી પોતાની વાર્તા એવણ પાછી લઈ જવા માંગેછ. બન્યું એમ કે મારી પાસ પડેલી તારી વાર્તાનું પેકેટબી મેં એવણને બતાવ્યું જે એવણ ચોરીછુપીથી લઈ ગીયાં ને પોતાની લખેલી વાર્તા મારી પાસ રાખી ગીયાં જે સારે નસીબે બચી જવાથી મારી પાસ હજુ છે. પેલા કેકી મહેતા બુકસેલરને એ વંત્રીએ શીશામાં ઉતારયો ને તે અહેમકે ચોપડી પોતાના ખરચે છપાવી બહાર પાડીછ. હવે સમજ્યા, લવલવતા લવજી કરાકાંજી?"

લવજી બિલકુલ લજવાઈ ગયો. પોતાના હમ્મેશના આકળા સ્વભાવ મુજબ તે પોતાના દોસ્ત સાથ વળી પાછો ઉતાવળો બની ગયો હતો જે સારૂ તે પોતાના મનમાં સાચ્ચાં દિલના પસ્તાવામાં પડી ગયો.

"કંઇ નહીં, દોસ્ત લવ," પોતાના ખામોશ મિત્રની મદદે આવતાં હોમી પાછો બોલ્યો, "મકુંજે હવે એ બધું એકજ કહેવાય. તારા કાકાનો બે લાખનો દલ્લો તુંને મલ્યો એટલે હવે ફ્રેની તારી સાથ પણવા જરૂરજ કબુ-લશે. આવી એક ગોરી દહીત્રાં જેવી નાચતી કુદતી ઢીંગલી મેળવવા સારૂ મારા જેવા એક ઢોંગી, તરકટી, લુચ્ચા ધુતારાની એક વાર પાછી મુબારક-બાદી, મી૦ લવજી કરાકા સાહેબ. મકુંજે ખાણાની મેનેજ પાવરીને

આપ્યે કે બહેદીનને !"

"આઇ એમ એક્ષટરીમલી સોરી, હોમી," લવજીએ હોમીનો હાથ પકડી લીધો, "મારી ભુલ હું કબુલું છ. મને માફ કરશેની ?"



## પ્રકરણ ૪૭ મું.

### જીવ સટોસટની વાત છે !

લવજીનું તમામ કામ પુરેપુરૂં પાર ઉતારી હવે ચિકાસદાર બની ગયલા પોતાના મિત્રને લઇ હોમી બે દિવસમાં રાંદેર ઉપડી ગયો. મુંબઇથી કાંઇપણ સમાચાર નહીં મલવાથી કુમી અને મેહરાં બેચેન બની ગયાં હતાં. ખસુસ કરીને બાપડી કુમીના ગભરાટ અકળાટની તો સીમાજ નહોતી. વર્ષોની ધાડી મિત્રાચારી અને મહોબતમાં અરસપરસ વીંટલાઇ રહેલા આ બન્ને પુરાણા રફીકો ધુળ જેવી એક વાર્તાને ખાતર હવે મરાઇ છુંદાઇ જુદા પડી જશે તેવો ખ્યાલ આવતાં કુમી ખરાં જીગરથી ગમગીન થવા લાગી. તેની દલગીરીનું મુખ્ય કારણ તો મહેરાં હતી કે જેનું ભવિષ્ય લવજી સાથ જોડાઈ રહ્યું હતું !

લવજી અને હોમી બન્ને સાથેજ રાંદેર પાછા ફર્યા. હસ્તે ચ્હેરે આ બન્ને દોસ્તોને બંગલીના કમ્પાઉંડમાં દાખલ થતા જોઇ કુમી પલવાર અંદેશામાં પડી ગઇ! તેની આંખો તેને ઠગતી તો નહોતી? નહીં! નહીં! ખચિત્તજ નહીં! ધપી ગયલા કાકાનો નધારેલો વારસો–તારનો ઘોટાળો–વાર્તાના હસ્તલેખની ચોરી અને ખરા ચોરનો પત્તો—આ બધો અહેવાલ સાંભલતાં બેઠેલાં કુમી અને મહેરાં જરાજરામાં હસી પડતાં હતાં. ભલું થાયરે હોમીનું? આ ચોટ્ટૃખુશાલ લ્હેરી જીવડાને ધીરજ ક્યાં હતી? કલાક બે કલાક પસાર થયા નહિં તેટલાંમાં તો પોતાની માશુક કુમીને લઈ તે જરા બહાર લ્હેર કરવા નીકલી પડયો.

તરેહવાર રંગ–ઢંગ દાખવતાં અને એકલાં ધુસધુસ કરતાં આ બે

જુવાન જીગરોની ખાનગી વાતોમાં માથું મારવાની આપણુને કશીજ જરૂર નથી! પણ તે મિઠ્ઠી પલોમાં હવે કાંઇ નધારેલી નવીજ ખલલ પડી. મુંબઇમાં સરદાર નસરવાનજી તાલેવંતની મ્હેાેરદારનાં ખુનની હકીકત હોમીના મ્હોંડેથી સાંભલતાં વાર કુમી એકાએક ઉજળી સપ બની ગઈ. તેના પગ આગલ એકાદ બંબગોળો ફાટેલો હોય તેમ તે ચોંકીને ઉછળી પડી. જે જોઇ હોમી પણ જરા ડાંયબાંય બની ગયો.

"મમ્માએબી આજે બે તન દિવસ થયાં મુંબઇથી જામે મોકલાંવ્યું નથી. તે મને તો કંઈ ખબરજ નહિં," કુમી હળવે હળવે બોલી, "બંગલાના બગીચામાજ દીનાનું ખૂન થયું ને એના વરને પોલીસે પકડયો! ઓ માયરે? બધું શું બની ગીયું?"

"પણુ તેમાં તું એટલી બધી ગભરાઇ શાની જાયછ?" હોમી જરા હસ્તાં હસ્તાં બોલ્યો, "કરશે તે ભરશે. તેમાં તાહરે શું? તેં તો કોઇને કંઇ સલાહ નહિં આપેલીની, કુમી?"

"હસવાનો આય વખત નથી, હોમી," કુમી કચવાઇને નાખુશીથી બોલી, "બધું ઘણુંજ ખરાબ થઇ ગયુંછ. બિચારાં પેલાં બે નાલ્લાં નિર્દોષ બચ્ચાંઓનુ શુ?"

"પણુ ખુદાને ખાતર તું જરા ઠંડી પડની, કુમી?" કુમીનો ફિકકોફચ ચ્હેરો જોઇ હોમી હવે ગંભીર બની ગયો. "મને તારી કંઇ સહમજ પડે? એ બૈરીને એની કરણીના ફલ મલ્યાં! તેમાં આપરે શું કર્યે?"

"પણ ધારો કે દીનુના વરે ખૂન નહિં કીધું હોય ને એ બિચારા બીન ગુનેહગારને પોલીસે નાહકનો પકડયો હોય તો?"

"ઓહ, કુમી ડીયર?" બેઠક પરથી ઉઠી ગયલી કુમી તરફ ચકિત થઇને જોતાં હોમીએ કહ્યું, "જે બૈરીએ તેને હડધુત કીધો તેનું કાટલું કહાડી નાખવા સારૂ એ વરેજ ખુન કીધું હોસે તેમાં શક શું બરયોછ? એ તો ફાંસીના લાકડે જરૂરજ ચહડવાનો!"

"નહિં—નહિં—તે હું જરાબી માનતી નથી." કુમીએ જમીનપર પગ અફાળી દીધા.

કાંઈ પણ ઉત્તર દીધા વિના હોમીએ પાછું હસીને કુમી તરફ જોયું.

"એ માણસની મેં સબી જોઇછ હોમી." કુમી પાછું બોલી, "સબીમાં તો એ કેવો મજાહનો ઠંડો ને ઠરેલ લાગેછ. એવો માણસ આવું કરપીણ દોજખી કામ કદી નહી કરે."

"બાઇ જોવ!" હોમી વળી પાછો ખડખડ હસી પડયો, "સબીની સાક્ષી! નામદાર જડજ અને જુરીના ગૃહસ્થો, આય બંધવો સબીમાં તો મજાહનો લાગેછ ને નેથી એને તુરતજ છોડી દેવો જોઇએ! એમજ કની કુમી?"

"આવી ગંભીર વાતમાં એમ હસતાં તુંને શરમબી નથી આવતી હોમી?" કુમી હવે છેડાવા લાગી, "એવી જીવ સટ્રોસટની બાબતમાં તું મજાક મશ્કેરી કરશે એમ તો હું નહીંજ ધારતીતી?"

"ને હું બી નહીં ધારતો તો કે મારી કુમી ડીયર એવી પરાઇ પંચાતમાં પડી રાંદેરના મારા ટુંકા કિમતી વખતની આ કિસમે બરબાદી કરશે."

"પણ તું એમ ધારેછ હોમી, કે નસરવાનજીએ ખુન કીધું? તેમ માનવા સારૂ હું સાફ ના પાડુંછ."

"ઓલ રાઇટ કુમી, તેમ તો તેમ! હવે તો રાજી થઈ?"

"નહી–નહી–હોમી? દીનાને કોઈ બીજાએજ મારી નાખીછ!" કુમી વળી પાછી ઉશ્કેરાઈ ગઇ, "ખરો ખુની કોણ હોઈ શકે તે હું જાણુંછ."

"નોનસન્સ!" હોમી હવે ઉકી ગયો, "જો એનો એજ પટપટારો તું ચાલુ રાખવા માંગતી હોય તો આજે બપોરની ફાસ્ટમાંજ હું પાછો મુંબઇ ચાલી જવા માંગુંછ."

"તારે તેમ જરૂરજ કરવું પડશે, હોમી, કારણ કે હું પોતેજ આજને આજ ઉપડી જવા ચાહુંછ. ખરો ખુની છુટ્ટો ફરતો રહે ને કોઇ બીચારો નિર્દોષ લોકનિંદાનો ભોગ થઇ પડી કેદખાનામાં સબડતો રહે તે બનેજ કેમ?"

"અપોન માઇ વરડ, કુમી? એ તું કહેવા શું માગેછ? મકુંજે તું શું કરવા ચાહેછ?" હોમી વળી પાછો બેસી ગયો.

"ખરા ખુનીને શોધી કહાડી તેને પોલીસના હવાલે સોંપવા ને બીનગુનાહગાર નિર્દોષને છોડવવા, ને એ બીકટ કામમાં તારે મને મદદ કરવીજ



"તારે તેમ જરૂરજ કરવું પડશે, હોમી, કારણ કે હું પોતેજ
આજને આજ ઉપડી જવા ચાહુંછ," કુમી બોલી.

(પાનું ૨૫૬ મું.)

પડશે, હોમી."

"પણ આપરે કંઇ ડીટેકટીવખાતાંના પગારદાર નોકરો છઇએ કે કુમી? મારા કહ્યાં ભોગ લાગા કે તુંને જલ્દીથી મલવા દોડીધામીને હું પાછો રાંદેર ધસડઈ તણઈ આયો?"

"તેણે-તેણેજ ખુન કીધેલું હોવું જોઇએ ને——"

"પણ કોણે તે જલ્દીથી ભોંસી દેની?"

"તેજ-તેજ તમારો જાણીતો ને માનીતો દોસ્તદાર નાદર દાદાચાનજી!"

"નાદર દાદાચાનજી? નાદર?" માથાંની તાલકપરથી બંદુકની એકાદ ગોળી પસાર થઈ ગઇ હોય તેમ હોમી ચોંકીને ઉઠી ગયો. "મકુંજે કુમી? તું શું બોલેછ તેનું ભાન છે કે? હવે મને લાગેછ કે આજે તારૂં માથું જરા ખીસી ગયુંછ."

"અરે? જરા શું ખરયુંછ જે!" એક આંચકો ખાઇ કુમી એકાએક ઉઠી ગઇ. "એ હેબતનાક ખબર સાંભલતાં સાથ મારૂં ભેજું તો બિલકુલજ ખસી ગીયુછ. કોઇ બિચારા ગુનાહ વગરના નિર્દોષને ફાંસી જવા દેવા? ચાલો-ચાલો હોરમસજી, જલ્દીથી ઘેર ચાલો? હજુર તો સામાન બધો પેક કરવાનો છે. આજે બપોરનીજ ફાસ્ટમાં આપરે બેઉ જણે મુંબઈ ઉપડી જવું પડશે ને જતાંને વાર તમારે મને પોલીસ કમીશનરની હાફીસમાં લઇ જવી પડશે."

બાપડો હોમી ગભરાઇ ગયો. ડઘાયલી ફગલાયલી આંખોએ એકકી ટગરે ડોળા ફાડી ફાડીને કુમીને જોઇ. ચાવી આપેલાં એક પુતળાં મિસાલ તે કુમીની પુઠે દોડવા લાગ્યો!

———:(૦):———

# પ્રકરણ ૪૮ મું.



## ગરીબ બિચારો હોમી!

હોમી હાલતુરત બેફામ બની ગયો હતો. કુમી શું કરવા ચાહતી હતી તે તે જરા પણ સમજી શકયો નહીં. રાંદેરથી અચાનક ઉપડી આવી મુંબઇમાં પગ મેલતાંને વાર આ છોકરી જંપીને એક ઘડી પણ બેઠી નહોતી. તે તો એમજ કહેવા માંગતી હતી અને હોમીને પણ તેમજ મનાવવા ચાહતી હતી કે દીનુનું કરપીણ ખુન નાદર દાદાચાનજીએજ કીધું હતું અને સરદાર નસરવાનજી તાલેવંત તો સબગ્દબર નિર્દોષ હતો. વળી નાદરની ફેંટ પકડી કહાડવા અને પોલીસ સત્તાવાલાઓને તેને સ્વાધિન કરી નાંખવા આ કુમી જીવતોડ જહેમત ઉઠાવી રહી હતી.

પોતાનો મિત્ર કેપટન નાદર દાદાચાનજી એક ખુની! યા પરવર! તેમ માનવા આગમચ બાપડા હોમીના બદનપરનાં રૂવેરૂવાં ઉઠીને ઉભાં થતાં હતાં. કુમીને જરા સમજાવવા અને શાંત પાડવા તેની તમામ કોશિષ વ્યર્થ નિવડી. આ છોકરીના ભેજાંનો એ એક વાહિયાત હસવા સરખો ધખારો હતો તેમ પણ તે બાપોકાર બોલી ઉઠયો; પણ કુમીને કશું સાંભળવાને કાનજ કયાં હતા જે? તાજમહાલ હોટલમાં જુદે જુદે ઠેકાણે કુમી પોતે ધકેલા ખાતી રહી એટલુંજ નહીં પણ હોમીને તેણે પોતાની પાસથી એક પલ પણ એકલો કેથે જવા દાધો નહીં. હોમી બહુજ તાઅજ્જુબીમાં ગરક થઇ ગયો. એક અધિપતિ તરીકે ભલભલાઓને હંફાવનાર અને રકમ રકમના માણસોની નાડ પોતાના હાથમાં ધરી રાખનાર હોમી બાપડો હાલતુરત તો ચાવી આપેલાં એક પુતળાં મિસાલ પોતાની તમામ નામરજી છતાં કુમી દોરે તેમ ખેંચાતો રહ્યો!

તાલેવંત હાઉસના ગંજાવર કમ્પાઉન્ડમાં કુમી સાથ અહીંથી તહીં ધકેલા પછાડા ખાતાં હોમીનું પાકીને પસેઠર થઇ ગયું. એકાદ પોલીસ અમલદારને બાજુએ હઠાવી દે તેમ કુમી તે વિશાળ જગાનું ખુણેખુણું ચીપીચીપીને તપાસવા મંડી ગઇ. હોમી વચમાં કાંઈ બોલવા જતો તો કુમી તેને

તતરાવી કહાડી પાણીથી પટલો કરી નાંખતી હતી. ડોળા તણાવી તણાવીને આખરે કુમી બંગલાના વરન્ડાપર દાખલ થઈ. બહારના માણસોને અચાનક આવી ઉભેલાં જોઈ કોઇ ઘરડાં બાઇ ઝુંપતાં ઝાંપતાં આવી ઉભાં અને વળી તુરતજ રડવા મંડી ગયાં. બુઢ્ઢો બબરચી પણ પાછલ આવી પ્હોંચ્યો.

"જી તમે કોણને પુછોછ? મારૂં નામ ધનાબુઈ. મારા નસવાનને તો પકડીને જેલમાં લઇ ગીયાછ. ખોરશેદબી તાંહજ મલવા ગઇછિ."

"ના રડો બાઈ, ના રડો." કુમી દિલાસો દેતાં બોલી, "તમારા નસવાનજી ખુન કરે એમ કોઈ માનતુંજ નથી. ખુન તો કોઈ બીજાએજ—"

"કુમી, કુમી?" હોમી વચમાં બોલી ઉઠયો, "મકુંજે તું કહેવા શું માંગેછ?"

"તમે સમજોછ કે બાઈ," હોમી તરફ જોવાની તસ્દી પણ નહીં લેતાં કુમી પોતેજ પાછી બોલી, "ખુન તો કોઇ બીજાએજ કીધુંછ."

"ઓ જીભરૂં રે તમુને? તમારા મોંહમાં સાકર," કુમીને ઓવારણા લેતાં ધનાબુઈ સિતાબીથી બોલી ગયાં, "તાહરે મુવા ખરા ખુનીની કેંટ કોઇ પકડી કહારોની? મારા નસવાનને કોઈ ઘેર લઈ આવોની?" ધનાબુઇ વળી પાછાં રડવા લાગ્યાં.

"ધીરજ રાખો, બાઇ, બધું સારૂંજ થશે. ખરા ખુનીને પકડવાજ અમે પાછાં ચાલ્યાં, સાહેબજી."

કુમીની આ બધી ફોકટની ચાવાચાવી હોમીને જરાપણ રૂચતી નહોતી. એ મોટા ડોળા ઘુરકી હોમી છુપા ધિક્કાર અને તિરસ્કાર સાથ કુમીની પાછલ બંગલાની બહાર ચાલતો થયો, કુમીની આંગળીની ઇશારતના જવાબમાં તે ભાડુતી ટેક્ષીમાં બેસી ગયો. ચોપાટી આવી લાગતાં કુમીએ એક ધીમી ચીસ પાડી દીધી. ટેક્ષી એકદમ થોભાવી દેવા તેણે હાંકનારને તાકીદ આપી અને તે છોકરી હોમીનું પાંખડું પકડી ગાડીમાંથી કુદી પડી સામેના ફુટપાથપર ઝડપથી ચાલવા મંડી ગઇ.

"હવે સાંજબી પડવા આવી, કુમી. હવે અહીં ઉતરી તું કરવા શું માંગેછ? હું તો આજે તારાથી બેજાર થઈ ગયો."

"ચુપ—ચુપ, હોમી, મુંગો રહે." આગલ અને આગલ એકચિત્તે જોતી તે ચાલતી રહી, "જો–જો–પેલો–પેલો તારો નાદર."

"હા—પણ તેથી—તેથી તું કહેવાચજ શું માંગેછ જે, કુમી?"

"એને—એનેજ ખુન કીધુંછ ને મને તેજ શોધી કહાડવુંછ ને—"

"બાઇ જરા આસ્તેથી બોલો," કોઇ પાછલથી એકાએક બોલી ઉઠયું, "ડિટેકટીવ ખાતાંનો વડો અમલદાર હું ચીમનલાલ દેશાઈ પોતે. પોલીસ કમીશનરને મલીને જે બધું તમે કહી ગયાંછ તે મને ખબર છે. તાજમહાલમાંબી મેં તમો લોકને જોયલાં. કમીશનર સાહેબના હુકમ મુજબ એજ શખસની પુઠે હું કયારનો છુપીથી લાગી રહયોછ. આવી જાહેર જગામાં એમ જોરથી વાત કરવામાં નુકશાન થવાનો સંભવ છે."

સાધારણ પોષાકમાં સજ્જ થયલો તે દેખાવલો ક્રેનદાર શખસ આટલું બોલી પલના પલકારામાં આગલ ચાલી ગયો. કુમીનો ચહેરો આશાનાં કિરણોથી જરા તેજસ્વી બની ગયો જ્યારે હોમી થોડી પલો દિગમુઢ રહયો.

*　　　　　*　　　　　*

આરથર રોડના જેલના દરવાજા આગલ આવી ઉભેલી એક પારસી છોકરી સાથ પહેરેગીર કયારનો કાંઈ ટપાટપી ચલાવતો હતો. વડાની પરવાનગી વિના કોઈ પણ કેદીને મલવાનો પ્રજાને હુકમ નહોતો એમ માનવાને તે બજીદ છોકરી મક્કમ બની ના પાડતી હતી કારણ કે તેના મત મુજબ જે શખ્સને તે મલવા આવી હતી તે કોઈ એક સજા પામેલો કેદી નહોતોજ. જેલર આખરે આવી પ્હોંચ્યો અને તે છોકરીના કાલાવાલાને આધીન થઈ પાસે ઉભેલા એક દફેદારને તેણે કાંઈ હુકમ કીધો.

અરે? દરવાજા આગલ આવી ઉભેલો આ શખ્સ કોણ? સરદાર નસરવાનજી તાલેવંત પોતે યા ભસ્તાંમાંનો કોઈ ભુત? જમીનમાંથી ખણી કહાડેલાં એકાદ મુરદાં જેવો તેનો અવતાર જોઈ કશું પણ બોલ્યા વિના ખોરશેદ ધસાધસ રડવા લાગી.

"કંઈ નહીં, ધીરજ રાખો, નસરવાનજી," આંસુઓ જેમ તેમ સમાવી દઈ ખોરશેદ બોલી, "તમારો જલદીજ છુટકારો થશે."

"નસીબના ફુટેલાંને ધીરજ તે કહાંથી રહે," ધીમા દબાયલા અવાજે નસલી બોલ્યો, "મારાં-મારાં પ્યારાં બચ્ચાંઓ કેમ છે, ખોરશેદ?" તે નવધાર રડવા લાગ્યો.

"બિલકુલ સારીકાની; એ બિચારાં મારાં નિર્દોષ ભુલકાંઓ સદંતર સારીકાની છે. મારી આંખની જોડે મેં એ લોકને જાલવી રાખ્યાંછ."

"અંતઃકરણના ઉંડાણથી હું તારો આભાર માનુંછ, ખોરશેદ," ગંભીર અદાથી તેણે કહ્યું, "મારે તો તારી પાસ એક મહેરબાની માંગવીછ."

"તમારો પડતો બોલ ઉંચકી લેવાની હું મારી ફરજ સમજુંછ."

"એવી કશી મહેરબાની માંગવાનો મને કિયો હક પ્હોંચેછ તેબી હું તો જાણતો નથી ને તોબી તેમ કરવા હું તૈયાર થયોછ. તેમ કીધા સિવાય છુટકોજ નથી."

"જેબી કંઇ તમારે કહેવું હોય તે બેલાશક ફરમાવો. બધું ખુલાસાથી બોલી દીઓ."

"આજે બબ્બે દહાડા થયાં મારાં બેઉ નિર્દોષ બચ્ચાંઓના ખ્યાલથીજ હું દિવાનો જેવો થઈ ગીયોછ. મેં કીધેલાં વીલ મુજબ એ લોકને બધું મલશે પણ—પણ—એ બેઉ જણને અમસાં પોતીકાં ગણી પેટનાં બચ્ચાંઓની માફક જતન કોણ લેશે ને——"

"અરે તમે એમ શું બોલોછ નસરવાનજી!" ખોરશેદ વચમાં બોલી ઉઠી. "હું તો એ લોકને મારાં બચ્ચાંઓની માફકજ ગણતી આવીછ ને તમે તો જલ્દીથી છુટી જઇ પાછા ઘેર આવશો એટલે——"

"નહીં-નહીં. હું મુવો. મારી હીણી સરજતની હવે વાતજ જવા દીઓ. મારો કંઇજ ભરોસો રહયો નથી. હું-હું તુટેલાં નસીબવાલાને તમે મને વચન આપો કે ગમે તે થાય તોબી તમારી જીંદગીના છેડા સુધી તમે એ બેઉ વ્હાલાંઓને તમારાં પોતીકાં બચ્ચાંઓ માફકજ ગણશો ને ઉધારશો."

"પાક પરવરદેગારના કસમ ખાઈ તેમ કરવા હું કબુલ થાઉંછ, નસરવાનજી," નસરવાનજીનો હાથ માયા મમતાથી તે પસવારવા લાગી, "તમે ના રડો-ના રડો-સેવટ તો સારૂંજ આવશે."

"બસ-બસ હવે કશાંજ સેવટની મને દરકાર રહી નથી, ખોરશેદ," નસલી રડતો એકાએક બંધ થઇ ગયો, "તમારો જવાબ સાંભલી લઇ મારી છાતીપરથી મોટો જેવો પથરો ઉંચકાઇ ગયોછ. ખોદા તારૂં ભલુંજ કરશે મારી છોકરી ને—"

"બાઈ શેઠને મલવા સારૂ તમુને પુરતો વખત આપ્યોછ," પહેરેગીર આવીને બોલ્યો, "મહેરબાની કરી શેઠને હવે અંદર લઇ જવા દેશો?"

નસલીથી છુટ્ટી પડતાં ખોરશેદની આંખોમાં પાણી ભરાઈ આવ્યાં. બંગલે પાછી વિદાય થતી આ નાજુક છોકરીની કોમળ છાતી ઠરઠર કાંપવા લાગી. આ ઘડી તેનાં મનમાં શું લાગણી ઉભાતી હતી તે તો તેને યા તેના ખુદાનેજ ખબર? નસલીએ કોઇને નહીં પણ એકલી તેનેજ તેની જીંદગીનો સૌથી કિમતીમાં કિમતી ખજાનો-તેના બે પ્યારાં બચ્ચાંઓ—સોંપ્યાં હતાં તે ખ્યાલ આવતાં તેનાં પોચ્ચા નરમ હૃદયમાં કાંઈ નહિં સમજ પડે એવી લાગણી જોશબંધ ઉછળવા લાગી!

"ખોરશેદ, તું આવી કે? નસલીને મલી આવી કે? એ બિચારો કેમ છે? જેલમાંજ છે કે?"

ધનાફુઇના ઉપરાસાપરી સવાલોના જવાબમાં ખોરશેદ સ્હેજ ડોકું ધુણાવી સોફાપર બેસી ગઇ. તે બિલકુલ નસોસ થઈ ગઇ હતી. ખોરશેદને મુગીમંતર બેઠેલી જોઈ ધનાફુઈ ગભરાઇ ગયાં.

"પેલાં બાઈ શેઠ આવી ગયલાં તે ખોરશેદબાઇને કહોની, ધનબાઇજી?" ઘરડો બાવરચી તાબડતોબ બોલી ઉઠયો.

'અરે, હારે? મરેરે હવે તો મારૂં ભેજુંબી નહિં ચાલતું જો? કોઈ બે જણાં આવીને બંગલાનું બધું ખુણેખુણું તપાસી ગયાં ને અંદર આવીને મને કહી ગીયાં કે નસરવાને એ ખુન કીધુંજ નથી. દીનાને તો કોઇ બીજાએજ મારી નાંખીછ ને—"

"હેં? એમ કોણ કહી ગયું? કોણ આવી ગીયું? તે લોકનું કંઇ નામ નિશાન?"

"નામ તો નહિં આપી ગીયાં. ને અમે લોક પુછતાંબી ભુલી ગીયા.

પણ તે—લેવ—આય એ લોકજ પાછાં આવી લાગાં."

"ખરશેદબાઇ તમેજ કે? તમારી સાથ મારે ખાનગીમાં કંઈ ઘણીજ અગતની વાત કરવીછ. હોરમસજી, તમે જરા અહિં બહારજ બેસી રહેજો. હું હમણાં આવી."

સોફાપર બેસી જતાં હોમીએ જોરથી દાંતો કચકચાવી દીધા. આ તે કેઈ કિસમની હાડમારી? કુમી જેવી છોકરીમાં આટલું બધું મીઠું હતું તે તેને હમણાંજ ખબર પડી. આટલાં વર્ષો સુધી એના અંગત સમાગમમાં આવવા છતાં તે હવે આજેજ આ છોકરીને બરાબર પિછાની શકયો હતો. તે ખ્યાલ આવતાં તે લજવાવા પણ લાગ્યો. કુમી બધું ખાનગીમાંજ પોતાનું કામકાજ કરતી જતી હતી અને તોપણ તેને પોતાની સાથે અને સાથેજ ફેરવ્યા કરતી હતી તે હોમીએ ખુલ્લેખુલ્લું જોઇ લીધું. પેલા ઓરડા તરફ ડોકી તાણી તાણીને હોમીએ ધ્રુજતી આંખો વડે ચાલુ જોયા કીધું. આવી હાલતમાં થોડા ઇન્તેજારીનો વખત પસાર કરતાં તે બાપડાના ગલાંપર છરીજ ફરવા લાગી. આખરે ઓરડાનું બારણું ઉઘડયું ત્યારે તેણે છુટકારાનો દમ ખેંચી લીધો.

"ચાલો, જલ્દી ઉઠી જાવ તો, હોરમસજીઆ," કુમી વળી પાછી બોલી, "માંદાં મરઘાની કાની એમ બેસી રહેવામાં સાર નથી. આય ખરશેદબાઈ સાથ હમણાં રાતોરાત આપરે લાઉન્ડસ સોલીસીટરના બંગલે જવુંછ. ચાલો—ચાલો જરા પગ ઉંચકો!"

---

## પ્રકરણ ૪૯ મું.

—:o:—

### બાતમી મલી!

છેલ્લા ચાર દિવસમાં બની ગયલા બધા ચોંકાવનારા ઉપરાસાપરી બનાવોથી પોતાનું મગજ જરાપણ સમાધાન કરવાને હોમીએ અવકાશ જેવી ચીજ જોઇજ નંહાતી. છેક મોડી રાતે તે પોતાના ઘરમાં બીછાનાપર પડયો હતો અને કુમીના તાકીદી ફરમાનને આધિન થઇ તે વળી પાછો સહવારના

આઠ વાગ્યામાં તાલેવંત હાઉસમાં હાજર થયો. કુમી તો અત્યાર આગમચ ત્યાં આવી પહોંચી હતી.

કમ્પાઉન્ડમાં દાખલ થતાંવાર હોમી અજાયબીનો એક આંચકો ખાઇ પલવાર થોભી ગયો. ડીટેકટીવ ખાતાંના વડા અમલદાર ચીમનલાલ દેશાઇની સરદારી હેઠળ પોલીસનાં માણસો કમ્પાઉન્ડના પાછલા ભાગમાં ખુણે-ખુણું તપાસવામાં કયારના રોકાઈ ગયા હતા. મરનાર દીનુની લાશ જે ઝાડ આગળ મળી આવી હતી તેની આજુબાજુ સીપાઇઓની ફોજ કાંઈ બારીક તલાશ કરવામાં કામે લાગી ગઈ હતી. કુમી અને ખોરશેદ આંગલીની ઇશારતો વડે માણસોને તરેહવાર હુકમો આપતાં હતાં. તાલેવંત હાઉસના કમ્પાઉન્ડવાલા જાણીતા પોખાલ કુવાનું પાણી મોટા મ્યુનીસીપલ પમ્પ વડે બહાર કહાડવામાં સંખ્યાબંધ મજુરો કામે લાગી ગયા હતા અને જે વખત જાય તેમાં કુવાનું પાણી ખાલી થઈ જવાની દરેક વકી હતી. કેઇ મતલબને ખાતર આ બધી જહેમત ઉઠાવવામાં આવી હતી તેનો ભરમ બાપડો હોમી ઝાઝો ઉકળાવી શકયો નહીં.

કુવાની પાળપર એક પગ મેલી ચીમનલાલ કુવાનાં તળ્યાંને બારીક નજરથી તપાસતો કયારનો ઉભો હતો જ્યારે તેની નજદીક ઉભેલો તેનો મુસલમાન ગોઠયો નબીખાન તેની સાથ રકમ રકમનો વાદવિવાદ ચલાવતો હતો. પાણી ખલાસ થવા આવ્યું અને તળ્યું સ્પષ્ટ દેખાવા લાગ્યું. અંદરના પથરાઓને જરા પણ હાથ નહીં લગાડવા નબીખાને મજુરોને બાંગ પાડી સખ્ખત તાકીદ આપી. ચીમનલાલની ચગોર તિક્ષણ નજરે કાંઇ દેખાતાં તે છલાંગ મારી નીસરણીપરથી કુવામાં નીચે ઉતરી પડયો. નબીખાન પણ તુરત તેની પુઠે દોડયો. બન્નેને કુવા અંદર એકાએક ઉતરી પડતાં જોઇ કુમી અને ખોરશેદ પાળ તરફ દોડી ગયાં. શોધખોળ માટે ઉઠાવેલી અથાગ જહેમતનું ફળ આખરે મલ્યું ખરૂં ! છુટકારાનો એક ઉંડો દમ ખેંચી ચીમનલાલે એક નાનું આબદાર હથ્યાર પથ્થરોપરથી ઉઠાવી લીધું. સુકાઇ ગયલાં લોહીના ઘટ ડાઘાઓ હજી તેપર ચીટકી બેઠેલા મોજુદ હતા.

"લાવો-લાવો-એ જલ્દીથી ઉપર લાવો. એ ખંજર મેં અત્યાર આગ-



કુવાની પાળપર એક પગ મેલી ચીમનલાલ ડીટેકટીવ કુવાનાં તળીયાંને બારીક નજરથી તપાસતો ક્યારનો ઉભો હતો.

(પાનું ૨૬૪ મું.)

મચ બરોબર જોયુંછ !" હોમીની અનહદ અજાયબી વચ્ચે કુમીજ પ્હેલાં પોકારી ઉઠી.

"મકુંજે, કુમી ડીયર," તેની ઘણી નજદીક જઇ હોમીએ કોઇ સાંભલે નહીં તેમ ધીમેથી કહ્યું, "સીંગમાંથી તું શું સડો કહાડવા બેઠીછ ? પોલીસના અમલદારોની હાજરીમાં કંઇબી વાંકુંચુકું બોલવા આગમચ હજાર વખત વિચાર કરજે."

"તમે જરા મુંગા રહી જશોજી, હોરમસજી ? જરા બાજુ થઇ જશો ?" કુમી ચીરડાઇ પડી.

"હું—એજ—એજ ખંજર નાદર દાદાચાનજીએ મારા ઘરે મને બતાવેલું. લડાઇપરથી એ લઇ આવેલો; ફારસી અક્ષરમાં તેપર એના ઇનીશીયલસ પણ છે. એ ખંજર એને કેવી રીતે ભેટ મલ્યું તે બધું એવણેજ મને મારા ઘેરમાં એક દહાડો કહી સંભલાવેલું."

"નુન–દાલ યાને N. D! તમારૂં બોલવું તદ્દન બરાબર છે બાઇજી," તે અણ્યાળાં ટરકીશ ખંજરને ઉથલાવી ઉથલાવી ચીપીચીપીને તપાસતાં ડીટેક્ટીવ નબીખાન બોલ્યો "દાલ અલેફ દાલ અલેફ ચીમ અલેફ નુન જીમ યે યાને દાદાચાનજી ! ઘણાજ બારીક ફારસી અક્ષરમાં એ નામ બરોબર વંચાય છે. બાતમી તો બરોબર મલીછ, ચીમનલાલભાઇ."

"તાબડતોબ પંચનામું કરવાની જરૂર છે," ચીમનલાલ બોલ્યો, "આ શેઠજી કોણ છે ? બાઇઓને હું હાલતુરત તસ્દી આપવા ચાહતો નથી. કારણ કે કુંવરબાઇને તો અમુને સાક્ષી વિગેરેની ઘણીજ મદદ હવે પછી આપવી પડશે પણ હાલતુરત આ શેઠજીએ પંચમાં જોડાવું પડશે."

"આઈ બેગ યોર પારડન, મી૦ દેશાઇ, મને માફ કરો," હોમી તુરત બોલી ઉઠયો.

"નહીં તે બનશેજ નહીં—મી૦ હોરમસજી મુલ્લાં" ડોળા તતરાવી કુમી બોલી પડી. "પોલીસના હુકમને તમારે તાબે થવુંજ જોઇએ ને પંચમાં તમારી સામીલગીરી આપવીજ પડશે. મારીબી એજ મરજી છે."

એક વિગતવાર પંચનામું કરી સર્વે અમલદારો અને પોલીસનાં માણુસો

તેમજ મજુરો કમ્પાઉન્ડમાંથી વિદાય થયાં.

તે આખ્ખો દિવસ કુમી અને ખોરશેદે કરારના જીવે કહાડયો જ્યારે બાપડો હોમી લાચાર લાઇલાજ જેવો ભારે અંદેશામાં પડી જઇ જેમ તેમ પોતાનો વખત ગુજારતો હતો.

સાંજના પેપરોમાં કાલા ભમ્મર અક્ષરોમાં નીચલી ચોંકાવનારી ખબર પ્રકટ થતાં મુંબઈની આલમમાં અને ખસુસ કરીને પારસીઓમાં જબરો હોહોકાર મચી રહ્યો:—

## એક પારસી અમલદારની ધરપકડ!

### મીસીસ તાલેવંતનાં કરપીણ ખુનમાં તેમનો કહેવાતો હાથ.

"મુંબઇના શેહેરીઓ અને ખસુસ કરીને પારસીઓ જાણીને હદથી જ્યાદા અજબ થશે કે સ્થાનિક ડિટેકટીવ ખાતાંના વડા અમલદાર મી૰ ચીમનલાલ દેશાઇએ આજે પાછલી બપોરે તાજમહાલ હોટલમાં કેપટન નાદરશાહ દાદાચાનજીને પરહેજ કીધા છે. તાલેવંત હાઉસમાં થોડા દિવસોપર થયલાં મીસીસ તાલેવંતનાં ચકચારવાલાં કરપીણ ખુનના દયાહીણ કામમાં કેપટન દાદાચાનજીની સામેલગીરી માનવામાં આવે છે. દહાડાઓની બારીક તલાશ પછી આ પારસીને પકડવામાં આવ્યો છે અને નજદીકનાં ભવિષ્યમાં ઘણીજ ચોંકાવનારી વિગતો અજવાલામાં આવવાની દરેક વકી છે."

———:o:———

## પ્રકરણ ૫૦ મું.

———:o:———

### બિચારાં ચાંદનબાઈ ગુજરી ગયાં.

આજે ચાર દિવસ થયાં "ચાંદન–કાઝા"ની હંમેશની હસ્તી રમતી બાદશાહી આલીશાન ઇમારત અચાનક ગમગીનીના સિયાહ સાહયામાં સુસ્ત ગમખાર બની ગઈ હતી. બિચારાં આપણા ઘરડાં ચાંદનબાઈ એકાએક ગુજરી ગયાં! અદના યા આલા, માતબર યા મીસકીન અને પાદશાહ યા પહેલવાનો

વિગેરે વિગેરે હરેક ઇન્સાનનો એક દિવસ એવોજ અંત આવે છે ત્યારે બાપડાં ચાંદનબાઇના શા આશરા ?

મરહુમનો ખવાસ જેટલો તિખ્ખો હતો તેટલુંજ માયાવંત જીગર તેવણ ધરાવતાં હતાં. ઘણા ઘણા સગાં વ્હાલાંઓ અને દોસ્ત આશનાવો ચાંદન-બાઇને તેમની જીંદગીમાં પીછાણી શકયાં નહોતાં પણ બુઢ્ઢાંને એકજ મોટો સધ્યારો મલ્યો હતો કે જીંદગાનીની સમી સાંજે અને મરવા આગમચ ઘરડાં દરેકે દરેકની પુરેપુરી પરિક્ષા કરીને પછીજ આ ફાની જેહાન છોડી ગયાં હતાં. ચાંદનબાઇએ કોઇનું પણ બુરૂં કીધું નહોતું અને તેમનો આખરી ફેજ પણ નેક નય્યત મુજબ સારોજ આવ્યો. વડા કારભારીના જણાવવા પ્રમાણે મરનાર પોતાના સદાના માહવરા મુજબ પાછલી રાતે ચાર વાગે ઉઠયાં અને કુસ્તી પાયદાબ કરી કુમળી ગરમ ગરમ ચાહ પીધી. જરા પાછી ઉંઘ આવવાથી ચાંદનબાઇ ઘોડ્યાપર અજેટાયાં અને તે સેવટનીજ આશાયશ નિવડી સબબ કે સહવારે તો બિચારાં મુવેલાંજ બીછાનાપર માલમ પડયાં. જેઓ મનનાં ચોખ્ખાં અને નય્યતના નેક હોય છે તેઓની સરજતમાં આવી વૃદ્ધ વયે આ કિસમનું દર્દ રહિત તેમજ હયરાની હાડમારી વિનાનું સુખીજ મોત લખાયલું હોય છે !

મતલબી મદારીઓ અને સ્વાર્થિ સગાંવ્હાલાંઓએ મોતના પાથરણા આગળ ઢોંગ ફરેબ કરી કલવાઇ કલવાઇને રડવાની અનેક વેતરણ કીધી છતાં તેઓની આંખો સુકકી ટસજ રહી. હજી ખુદાવંદે પાકની ખ્હોળી ખુદરત ભલી કે પાયદસ્ત નીકલતી વખતેજ તેને ગગનમાંથી વરસાદ વરસાવી એક ભોલાંભાલાં બાઇની અજલ માટે ગમગીનીના ગોયા ધોધમાર આંસુઓ ખેરવ્યાં.

મરહુમ બાઇ સાહેબના ફરમાન અનુસાર દશમાના દીને મર-નારનું વીલ જાહેરમાં રજુ કરવા માટે કુટુંબી સોલીસીટર રૂસ્તમબા સહવાર-થીજ દોડધામમાં પડી ગયા હતા. સોલીસીટરની એક સાદી ચીઠ્ઠીના જવા-બમાં એકકે એક નજદીક દુરના ખેશીઓ ટોળેટોળાંમાં ચાંદન-કાઝામાં કાંઇ નવાલાની આશામાં ઉતરી પડયાં હતાં. જરને પણ તેના મામા મામી સાથ ખાસ અગત્યનો તાર કરી રાંદેરથી બોલાવી મંગાવવામાં આવી હતી. મરતે દાહાડે

ઘરડાં દરેક સગાંને જરૂરજ યાદ કરી જશે એવી આશામાં સર્વે નાના મોટાઓ પોતાને મલેલા ફાળાની રકમ સાંભલી લેવા સારૂ ઉંચા કાન ધરી દાંતો પીસી ઇન્તેજારીથી ઓરડામાં બેસી રહ્યાં. ફ્રેની કાંઈ એમ એકદમ આવનાર હતી? રૂસ્તમબાની મરજી મુજબ નોકરે ઓરડાનું બારણું ખાસ્સું ચાર પાંચ વખત ઠોકયું ત્યારેજ બાઇસાહેબ એક ઘણીજ ભપકાદાર કાલી સાડીમાં સજ થઇ સેવટની ઘડીએ બધાં હજુર આવી પ્હોંચ્યાં. મેમસાબે તો પોતાના મનથી કહેવાતાં ખોરયાંખાપરયાં સગાંઓ તરફ જરા ઝાંખીને જોવાની તસ્દી વટીક લીધી નહીં સબબ કે પોતાની વકી મુજબ બાઇસાહેબ મરહુમના એકપુરાં વારસ હોવાથી મબલખ દોલતનો બાદશાહી વારસો આજે મેલવનાર હતાં! નાકેના ખુણામાં બેઠેલા ફ્લી તરફ ફ્રેનીએ બે ત્રણવાર ડોળા ખેંચી ખેંચીને જોયા કીધું પણ બિલકુલ ગંભીર બની ગયલા ફ્લુબાએ તેને કશુંજ કોથું આપ્યું નહીં!

ઘડયાળમાં અગીયારનો બરોબર ટકોરો પડતાં રૂસ્તમબા સોલીસીટર ઓરડામાં આવી ઉભા. સીસમના લાકડાંના એક શોભીતા ડાબડાની ચાવી ખોલી સોલીસીટર સાહેબે જ્યારે વીલ બહાર કહાડયુ ત્યારે હાજર રહેલાં સર્વ જણાંઓ ડોળા ઉંચે ચહડાવી દઇ પોતાની બેઠકોપર ટટાર થઇ બેઠાં.

"તમે સર્વે સગાંવ્હાલાંઓને રોશન છે તેમ બ્હેસ્તનશીન ચાંદનબાઇનો હું વર્ષોનો પુરાણો સોલીસીટર છઉં," રૂસ્તમબાએ ખંખાર મારી શરૂઆત કીધી, "આય વીલ મરહુમની મરજી ને માંગણી મુજબ મેંજ બનાવ્યુંછ. મરહુમ બાઇસાહેબે પોતાની રાજીખુશીથી ને અક્કલ હુસ્યારીથી તેપર સહી શાખ કીધીછ ને વીલ દરેક રીતે કાયદાપુર્વક તૈયાર થયુંછ."

"એ બધાં ટાહેલાં છોરી દઇને હવે વીલ તમે જલ્દીથી વાંચવા માંડો તો મહેરબાની," ફ્રેની ફ્ફડાટથી બોલી ઉઠી, "વીલની કલમો સાંભલી લઇ આય બધાં સગાંવ્હાલાંઓ પોતાના ઘરબાર વિદાય થઇ જાય એટલે પીડા પતી."

"માય–માય, એવી પીડા ને આપદા કાંય બોલોછ જે? કોણની પીડા?" કોઇ ઘરડાં ખેશીનો જીવ સુગાઇ આવ્યો, "જીભરૂં આય સોલીસીટરજીએ અમો ઘરડાં ખોખાંને બોલાવ્યાં તે આયાં."

"આયાં તો તમારી મરજી," ફ્રેની ફલી તરફ જોઇ વળી પાછી તપી ગઇ, "મુગાં મુગાં ગગડી રહોની ? બિચારાં મરનાર ચાંદનબાઇ બધું મનેજ આપી ગીયાંછ તેનો તમો લોકને હજુ બી શુધલો નહીં હોસે ?"

"બેનજી ફ્રેનીબાઇ, જરા ધીરાં પડો," ગંભીર અવાજે રૂસ્તમબાએ કહ્યું, "બ્હેસ્તી બાઇસાહેબનું રૂહ હજુ તો આય જગામાંજ હોસે ને એવી નાહકની પંચાતથી તો તેબી કમકમશે. લેવ, સાંભલો; આખ્ખું વીલ હું વાંચી જાઉંછ."

અસરકારક અને રામબાણ શબ્દોમાં લખાયલું તે એક વિચિત્ર વીલ હતું. જેમ જેમ તે વંચાતું ગયું તેમ તેમ કેટલાંકોના કપાલપર પરસેવાનાં ઝરાં ફુટવા માંડયાં. તે વીલની શરૂઆત જરા સાંભલી લઇશું:—

"આય જુઠ્ઠી જગતમાં મને જાતજાતનો અનુભવ મલેલો છે. કોઇએ મને ઘેલી ને ચકડોળ ધારી તો કોઇએ ભેજાંની બિલકુલ ખસેલી માની ! એબી કૌતકજ તો ! મારા પૈસાની ઉપરજ બધાં સગાંઓનો ડોરો ખોહવાઇ ગયલો ને તેથી તો તે લોકને તપાસી લેવા મેં એક ખાસ યુકિત અજમાવી. મારાં નવાં વરસને બહાણે મેં બધાં સગાંવ્હાલાંઓને તેડાવી મંગાવી મારી નજર આગળ મારે ત્યાં રાખ્યાં ત્યારે બધાં બોલવાં લાગ્યાં કે 'ધર-ડીનું હવે બિલકુલજ પોચ્ચું પડી ગયુંછ; પણ એટલા દહાડામાં મેં તો જાતજાતના છાનપુટલાંના નાચો જોઇ લીધા. એકકેએકને મેં બરોબર તપાસી લીધાંછ ને સહુ સહુની લાયકી મુજબજ મારા વીલમાં નામ પાડી જાવું છું. મારા રૂસ્તમજી સોલીસીટરને મારી પાસે બેસાડી આય વીલનો બોલેબોલ મેં મારી પુરતી સમજદારીથી, રાજીખુશીથી અને અકકલ હુસ્યારીથી લખા-વ્યો. છે જે પર મેં મારા ઘેરના ડાકટરની હાજરીમાં સહી કીધી છે. હવે વીલની વિગતો નીચે મુજબ છે."

યા ખુદા ! શરૂઆતનું આ તો હજી સટકણુ હતું. તે સાંભલતાંજ સર્વે સગાંઓ અકેકનું કોથું ભોંપવા મંડી ગયાં. ફ્રેની તો બધાં તરફ જોઈ મનમાં કાંઈ મલકાવા લાગી.

ચાંદનબાઇ ભણનાર ગણનાર હોવાથી જુદાં જુદાં પારસી ખાતાંઓ

માટે રૂપ્યા ત્રણ લાખની સખાવત જાહેર કરી ગયાં. જુના વડા કારભારી તેમજ સર્વે નોકર ચાકરોને જીંદગીભરનો સારો જેવો દરમાયો નક્કી કરવામાં આવ્યો હતો. રૂસ્તમબાને તેમની અથાગ વફાદાર સેવાના બદલામાં રૂપ્યા ૩૦૦૦૦)ની રોકડ રકમ અને માસિક રૂપ્યા ચારસોનું પેનશન નવાજવામાં આવ્યું હતું. જીલુબાઇ, કુમી અને તેના વિધવા માતાને દરેકને પંદર પંદર હઝારની રોકડ રકમ આપવામાં આવી હતી. કેટલાંક દુરના ખેશીઓને નાની નાની રકમો બખશવામાં આવી હતી. હવે વીલની જે ખાસ અગત્યની કલમો જ્યારે નીચે મુજબ વંચાંઈ ત્યારે તે ઓરડામાં એક બંબગોળો ફાટી ઉઠયો હોય તેવોજ ધડાકો થયો:—

"(૧) સૌથી અગત્યનું નામ તો મારે મારી વ્હાલી ભત્રીજી **ફ્રેનીનું** પાડવાનું છે. પોરી તો બહુજ લાયકીવાલી પુરવાર થઇ. મારી વિશ્વાસુ નોકરડીએ દવાને બદલે મને–ખાલી ભુલમાંજ–ઝેર નહીં આપી દીધું તેથી એ છોકરી આજના દિવસ સુધી ભારી વિચારમાં પડી ગઇછ. મારા જેવી ઘરડી ઘેલીપર ઘણોજ જીવ ને તેથીજ એ મારા દરરોજ ધપી જવાની રાહ જોતી બેઠી. એ છોકરીની ખાસ ખુબી તો એ કે મારોજ મોંઘોદાટ હીરાનો હાર ઝવેરીના તાંહ મને ઠગી બનાવી મોરગેજ મુકી આવી. મારી ધનધન ધોરી ભત્રીજી ફ્રેનીની એ બધી ખુબી ને લાયકીને લીધેજ હું એને એક હઝાર રૂપ્યા રોકડા ને આય બંધ પરબીડું આપી જાવું છું અને મારા સોલીસીટરને ફરમાવી જાવું છું કે બધાં સગાંવ્હાલાંઓની હાજરીમાંજ એ પરબીડું એ છોકદીને સ્વાધિન કરી દેવું."

ધરતીકંપનો અચાનક આંચકો લાગ્યો હોય તેમ તે આખ્ખો ઓરડો અજાયબીથી હીલી ઉઠયો! ફ્રેનીના ચ્હેરાનું આબેહુબ વર્ણન કરવા માટે બ્હેસ્તમાં સુતેલા ઓ કાબેલ ચિતારાઓ, તમારી પીછી લઇ આ ધર્તિપર જરા આવી જવા મારા વાંચકોના લાભાર્થે હું તમને પ્રેમપુર્વક ઇજન કરૂં છું.

બેડકપરથી ઉછળી પડી ફફડી ચટકીને ફ્રેનીએ તે બંધ પરબીડું રૂસ્તમબાના હાથમાંથી ઝટાકો મારી છીનવી લીધું. હજી પણ કાંઇ વધુ મેળવવાની આશામાં ફ્રેનીએ તે પરબીડું બધાંની હાજરીમાંજ ઝડપથી

ઉખેડી નાખ્યું અને જોયું તો યા બારે હકતાલા !

**"આ કિમતી હીરાનો હાર મારી ભત્રીજીને ભેટ !"**

આ ઝીણી કાપલી સાથ બંધાયલો તે હાર ખચિત્તજ હીરાનો હતો પણ—પણ—મુંબઇમાં મહોલ્લે મહોલ્લે ગાડાંમાં રૂપ્યે ડજનને હિસાબે વેચાતો તે એક ખોટ્ટા હિરાનોજ હાર હતો !'

"મારૂં આવું અપમાન ?" ફ્રેની જોરથી પોકારી ઉઠી, "ચાંદનકાકી જરૂરજ ઘેલાં—હમેશનાં બિલકુલ મેડ મુવેલાં તે ઘેલાપણા સાથેજ ગુજરી ગીયાં. મી૦ રૂસ્તમજી સોલીસીટર, હવે હું સમજી. એવાં ભેજાંનાં ઘસેલાં ચોકલેટ બુઠ્ઠાંને બનાવી મને રખડાવી રઝડાવી મારવાને ખાતરજ તમે બધો તાગડો રચી આય ખોટું વીલ મરતે દહાડે કરાવી લીધુંછ પણ હું કોઇને એક ઇંચબી ફાવવા દેવાની નથી. આય બધાં હલકાં પીંજારડાં સગાંઓની હાજરીમાં હું તમુને નોટીસ આપુંછ કે આય વીલ ખોટું છે ને કાયદાની અદાલતમાં તે ખોટું ઠેરવવા હું સેવટ સુધી લરશ."

"ગમે તેમ વર્તવા તમે મુખત્યાર છો, ફ્રેનીબઇજી," રૂસ્તમબાએ ઠંડે કલેજે જવાબ વાળ્યો, "પણ મારાં માનવંત મરહુમ બાઇસાહેબ ને તમારાં બહેસ્તનશીન કાકીજી ચાંદનબાઈ સારૂં આવું હલકું ને બેમહલાજાભર્યું બોલવા આગમચ તમારે જરા વિચાર કરવો'તો."

"તમારી હુસ્યારી તમારી પાસેજ રહેવા દેજો," ફ્રેની હવે છેલ્લે પાટલે બેઠી, "તમે મોટા સોલીસીટર થયા તે તમારા ઘરના; પણ હું તમુને સાફસાફ કહી દઉંછ કે વીલપરની સહીબી ખોટ્ટીજ છે જેનો પુરેપુરો જવાબ તમારે કોરટમાં દેવો પડશે એ વીલ ફીલ સાથ મને કંઇ કામજ નથી," પેલો હીરાનો હાર જમીન પર પટકી દઈ ફ્રેની રોહસામાં ઓરડાની બહાર નીકલી ગઇ.

"જીભરૂંને કહું કે તમે મરૂં કંઇ મનમાં ના લાવો," પેલાં ઘરડાં બેશીએ રૂસ્તમબાને કહ્યું, "એ તો હમ્મેશનીજ એવી દાઢાબરી છે. આખ્ખાં કુટુમ્બને ખરાબ લગાડયું."

"વીલની હવે હું બીજી કલમપર આઉંછ," નાકપર આઇગ્લાસ ગોઠવી

રૂસ્તમબા વાંચવા માંડે છે એટલામાં તો ફ્રેની વળી પાછી રૂબાબથી ઓર-ડામાં દાખલ થઈ.

"કાંય, જી, તમે પાછાં કાંય આયાં ?"

"આય ઘેરમાંથી તમે મને ખેરવવા માંગોછ તે હું બરોબર જાણુંછ, સોલીસીટર સાહેબ," ધડાક દઇ બેસી જતાં ફ્રેની બોલી, "પણ બીજાં કીયા નેકનામ સગાંઓની ખબર ઘેલાં ઘરડાં લેતાં ગયાંછ તે મારે જાણવુંજ જોઇએ."

રૂસ્તમબાએ કશો પણ જવાબ નહિં દેતાં વીલ આગલ વાંચવા માંડયું:—

**( ૨ ) મારો ભત્રીજો ફ્લી—**

ખરાબ સોબતમાં એ છોકરો બહુ બગડી ગયો. જુગાર ને શરતના લખમાં એ ખુહવાર થઇ ગયો. ફ્રેનીથી એ દુરજ રહ્યો હોતે તો બહેતર થતે પણ છેલ્લે છેલ્લે એ જરા નરમ પડી ગયલો દેખાયો. તોબી રોકડ રકમ તેને આપી જવામાં ફાયદો નહીં. હર મહિને એને રોકડા રૂપ્યા ૩૦૦) મલ્યા જાય એવો બંદોબસ્ત કરવામાં આવ્યોછ. જો મરતી વખત પણ મારી જેવી ઘરડી કાકીની એ સલાહ માને તો એને મુંબઇ છોડી દઇ શેંહગાહી ચાલી જવું. એના બ્હેસ્તી બાપના ભાગ્યા હજુ જીવતાજાગતા પડેલા છે ને એ દુકતો જો પાધરો ચાલે તો વેપારવણજમાં તાંહ એને ઠેકાણે પાડવા તેવણ ખડે પગે તૈયાર છે. રૂસ્તમબાને ફરમાવું છું કે જો ફ્લી કબુલ કરે તો તમામ ખરચ કરી એને જાતે શેંહગાહી લઇ જઈ રૂપ્યા ૫૦૦૦૦) એના બ્હેસ્તી બાપના ભાગ્યાને સોંપી વેપારવણજમાં એને ઠેકાણે પાડવો. ફ્લી માનશે અને સુધરશે તો એનું ભવિષ્ય સારૂં છે; પછી તો જેવાં એના તકદીર."

સર્વેની સામટી નજર ફ્લી તરફ ખેંચાઈ. બધાં એવીજ આશામાં રહ્યાં કે ફ્રેની મિસાલ ફ્લી પણ હમણાજ ફટાંઉ બની જઇ બ્હેસ્તી ચાંદન-બાઇના નામની શેષ ભણવા મંડી જશે. તેને બદલે આ છોકરો થોડોવાર શાંત, ગંભીર અને દ્રઢ નજરે બેસી રહ્યો.

"બ્હેસ્તી ચાંદનકાકી બધું વાજબીજ કરી ગીયાંછ, મી૦ રૂસ્તમજી," થોડોવાર પછી ફ્લી પોતેજ ગંભીર અવાજે બોલ્યો, જે સાંભળી સર્વે જણાઓ અજાયબીથી ફાટી ગયાં, "તમે બાકીનું વીલ પુરૂં કરી નાંખો."

## (૩) મારી ભત્રીજી જર....

પોતાના મીસકીન મામામામી સાથ ગરીબાઇમાં ઉછરેલી ઉધરેલી આ મારી ભત્રીજી સો ટચના સુન્નાની કિમ્મતનીજ પુરવાર થઇછ. એની પણ પુઠ પકડી રાખવામાં ફ્રેનીએ કશુંજ બાકી રાખ્યું નહીં. એ મારી ગરીબ ભત્રીજીની હું પુરેપુરી પરિક્ષા કરી ચુકીછ. એના બ્હેસ્તી બાપ સાથ મને વર્ષોનું વેર હતું જે મેં જરને મારી પાસ બોલાવી મરવા આગમચ દાટી દીધુ. જરની તપાસ લેવાને ખાતર લખ્ખોની દોલતની લાલચ બતાવી રાંદેરનાં એના મામામામીને સદાના છોડી દઇ મારી સાથ જીંદગીભર રહેવા ને ઠેકાણે પડવા મેં એને તાકીદ આપી તો તેના જવાબમાં એ છોકરીએ મને રોકડું પરખાવી દીધું. જરા પણ નિમકહરામ નહીં બનતાં મબલખ પૈસાને ઠોકરે ઉડાડી એ છોકરી પોતાના ગરીબ મામામામીના ત્યાં પાછી રાંદેર ચાલી ગઇ. ફ્રેનીની બ્હીકથીજ મેં એને ખોટ્ટી ધાકધમકીથી એ બહાણે રાંદેર પાછી મોકલાવી દીધી. એવી ગુણવંતી દીકરી મારી વારસ થવાને ઇંચે ઇંચ લાયક ઠરેછ ને તેથી મારી બાકી રહેલી તમામ માયાપુંજી અસકયામત દોલત અને મિલ્કતો એનેજ વારસામાં આપી જાવું છું. ગરિબાઇમાં ઉછરેલી ઉધરેલી એ નમાની દીકરી ગરિબોને સદા યાદ રાખી મારી લાખ્ખોની દોલતનો સારોજ ઉપ્યોગ કરશે અને તેથી મારૂં રૂહ પેલી જેહાનમાં શાદમાનીમાં સદા ખુશાલ રહેશે."

આ બધું નધારેલું સાંભળતાં વાર બાપડી જરની આંખો છલાછલ આંસુઓથી ભરાઈ ગઈ. સર્વેની ભારી અજાયબી વચ્ચે આ ભોલીભાલી છોકરી ડુસ્કે ડુસ્કે રડવા મંડી ગઈ. પોતાનાં મરહુમ ચાંદનફુઇને તેમની જીંદગીમાં આ છોકરી પારખી શકી નહોતી અને તેથીજ અંતઃકરણની સાચ્ચી ગમગીનીના આ ગરમ ધોધમાર આંસુઓ હતાં. હીરજીમામા અને ખરશેદબાઈ તેની આગળ આવી દિલસોજીના સુખનોથી તેને મનાવવા પતાવવા લાગ્યાં !



# પ્રકરણ ૫૧ મું.

---

## તપાસની શરૂઆત.

"હા, દીકરી કુમી, આપરો હોમી કહેછ તે બિલકુલ વાજબીજ છે; એવી પરઈ પચાતમાં તુને એકલીનેજ એટલું બધું માથું ઉંચકવાની જરૂર શું? હજારો લોકની વચમાં ભર કોરટમાં તુને જબાની આપવા જવું પડશે તે ખબર છે કે?"

"મમ્મા, તમેબી એવું બોલોછ?" કુમી જરા છેડાઇ પડી, "હોમી આટલો બધો આરીબાયલો છે તે મને હમણા હમણાજ માલમ પડેછ. ખરો ખુની બેધડક જીવતો જાગતો લ્હેર કરે ને નાહકનો બિચારો નિર્દોષ સંજોગોનો સિયાહ ભોગ થઇ પડી ફાંસીના લાકડે ચહડે તે મારાથી તો નહિંજ જોવાય."

"બાકી તો તું સુજમાં રોજા ખોલજે," હોમી વચમાં બોલ્યો, "નાદરની પોતાની માલેકીનું એક ખંજર પોલીસને મલી આયું તેથી શું થયું? દીનબઈનું ખુન એનાજ હાથે થયું તે કોણે જોયુંછ? નાદર વિરૂદ્ધ એકબી સિધ્ધો પુરાવો છે?'

"તમારી સલાહની જરૂર પડશે તાહરે પોલીસ કમીશનર તમુને કોરટમાં બોલાવશે, મી૦ હોરમસજી," બેઠકપરથી ઉઠી જતાં કુમી બોલી, "પરવરદેગારની મોટી ભુલ કે તમુને અરીમધરીમ જેવા એક માટીડા બનાવ્યા."

*   *   *

પોતાની મહોરદારના ખુનના આરોપ હેઠળ પરહેજ થઈ માલેતોજાર સરદાર નસરવાનજી તાલેવંત અદાલતમાં તપાસ આગમજ હજી જેલમાં વખત ગુજારતા હતા તેટલામાંજ તેજ ગુનાહ માટે તાજમહાલ હોટલમાં રહેતા કેપટન નાદરશાહ દાદાચાનજીની ધરપકડ થઇ! આ ચોંકાવનારી ખબર આખ્ખા શહેરમાં વિજળીક વેગે પંથરાઇ જતાં લોકો અજાયબીથી ફાટી ગયાં! ધોળે દિવસે આવું કરપીણ કામ કરવામાં એક તો મરહુમના ભરથાર અને બીજો કોઈ લશ્કરી તબીબ અમલદારનો હાથ હતો તે માટે ઠેકાણે ઠેકાણે

તરેહવાર ચકચાર ચાલી. બહાર આવેલી ખબર મુજબ એક જુવાન પારસી છોકરીએ ખુનને લગતી કાંઈ ભરોસેદાર બાતમી પોલીસ કમીશનરને પ્હેલ વ્હેલ્લી પહોંચાડી હતી—પોલીસના માણસોએ ચલાવેલી તપાસના પરિણામમાં દાદાચાનજીના નામના અક્ષરવાલુ એક ટરકીશ ખંજર ખુનવાલી જગા આગળના કુવાના પેટાંમાંથી મલી આવ્યું હતું અને તેજ બહાદુર પારસી અબલા કોરટમાં સાક્ષી આપી ચોંકાવનારી વિગતો રજુ કરવા બહાર પડનાર હતી—આ બધું સાંભળતાં સાંભળતાં પારસી આલમની જીજ્ઞાસા હદથી જ્યાદા ઉશ્કેરાતી ચાલી !

તપાસનો દિવસ અંતે આવી લાગ્યો. મુંબઇના નામદાર વડા મેજીસ્ત્રેટ સાહેબની કોરટનું ખુણેખુણું પારસી બાનુઓ અને ગ્રહસ્થોના એક જંગી જમેલાથી ચીકાર ભરાઇ ગયું હતું. જગાની તંગીને લીધે નિરાશ થઈ સેંકડો જણાઓને પાછું ફરવું પડયું હતું. બહાર રસ્તાપર પણ જ્યાં નજર નાંખો ત્યાં પારસી અને પારસીઓનાંજ ટોળાં દેખાતાં હતાં. બંધવાઓને નજરોનજર જોઇ લેવા માટે પ્રેક્ષકોનો જીવ તલપાપડ બની ગયો. આરોપીઓને સેશન્સમાં નોંધવા માટે આ તો શરૂઆતની તપાસ હતી તોપણ ચોંકાવનારી વિગતો સાંભલી લેવા સારૂ લોકો પોતાની લાલચ થોભાવી શકયાં નહિં.

સહવારના સાડાનવ વાગ્યાથી લોકો અદાલતના ઓરડામાં ધુસી ગયાં હતાં. દશ-સાડાદશ અને પોણાઅગ્યાર પણ વાગ્યા તોય આરોપીઓની ધન-નસલ કેથે માલમ પડી નહિં, સર્વેની નજર બંધવાઓનાં પિંજરાં તરફ એકસરખી ખેંચાયા કીધી. પોલીસના અમલદારો અને સરકારી મુકરદમો રજુ કરવા સારૂ વિદ્વાન કાયદાશાસ્ત્રિઓ પણ આવી પ્હોંચ્યા. ડીટેકટીવ ખાતાંના અમલદારો ચીમનલાલ દેશાઈ અને નબીખાન સાથ ડેપ્યુટી પોલીસ કમીશનર સાહેબે ઝડપથી દોડી આવી સરકારી સોલીસીટર અને રોકાયલા બેરીસ્ટરને કાનમાં અલ્લકસે કાંઈ ચોંકાવનારી ખબર પ્હોંચાડી. આગલી હારમાં ગોઠવાઈ ગયલા વકીલ બેરીસ્ટરો આગલ એકાદ બંબગોલો ફાટયો હોય તેવો કાંઇ મામલો જણાયો !

સામેના ઘડયાલમાં અગ્યારની બરોબર ટકોરી પડી અને તોપણુ કેદીઓના પિંજરાંમાં કોઇપણુ બંધવો હાજર જણાતો નહોતો. સાડાઅગ્યાર! નામદાર વડા મેજીસ્ત્રેટ ઓરડામાં દાખલ પણુ થયા. આરોપીઓની ગેરહાજરી માટે સર્વે જણાઓ આજુબાજુ કોથું ભોપવા મંડી ગયા! એ પોલીસ શું કરવા ચાહતી હતી? આરોપીઓ કયાં હતા?

———:o:———

# પ્રકરણુ પર મું.

——:o:——

## ભરમ ફુટયો.

કોરટમાં શરૂઆતનું નાનું નાનું પરચુટણુ કામકાજ આટોપતાં નીકલી ગયલા ખાસ્સા અરધા કલાક દરમ્યાન દમ ઉંચો બાંધીને બેસી રહેલા લોકનાં મનથી બે કલાકનો વખત લાગ્યો! મુંબઇની બાહોશ પોલીસ ખરા ખુનીઓને છટકવા નહીંજ દેશે એવી આશામાં સઘલાંઓ ઇન્તેજારીથી ચુપચાપ બેસી રહયાં. ઘડયાળમાં બરોબર સાડા અગ્યારનો ટકોરો પડયો અને નામદાર વડા મેજીસ્ત્રેટ ન્યાયઆસનપર બીરાજવા આવી પ્હોંચ્યા. ખુનવાલા મુકરદમાનો નંબર અને સરકાર વિરૂધ્ધ બંધવાઓનાં નામો પોકરાતાં સાથ સરકાર તરફથી રોકાયલા કાબેલ બેરીસ્ટર સાહેબ ઉઠીને ઉભા થયાઃ—

"યોર વરશીપ—

આજે દિવસો થયાં જગબત્રીસીએ ચહડેલા એક ખાનદાની પારસી બાનુનાં કરપીણુ ખુનના મુકરદમા સંબંધ તમો નામદાર સનમુખ એક ઘણીજ ચોંકાવનારી ખબર રજુ કરવાનું મારે ફાલે આવે છે. ખુનના આરોપ માટે તાજમહાલ હોટલમાં પકડાયલા અને પોલીસ પાહરા હેઠળ રહેલા આરોપી કેપટન નાદરશાહ દાદાચાનજીએ ફકત એકજ કલાકપર આપઘાત કીધો છે! બંધવાને કોરટમાં લાવવા માટે તેની ઓરડીમાં દાખલ થતાં પોલીસ અમલદારે તેને મરણુકાંઠે પડેલો જોયો. જેલના તબીબને તાબડતોબ બોલાવી મંગાવતાં બંધવો ગુજરી ગયલો માલમ પડયો. મરનારના દગલાના ગજવા-



સાડા અગ્યાર! નામદાર વડા મેજીસ્ટ્રેટ ઓરડામાં દાખલ થયા.

(પાનું ૨૭૬ મું.)

માંથી તેના પોતાના હાથે લખાયલું એક જાણુવાજોગ એકરારનામું પોલીસને જડયું છે. મરહુમ મીસીસ તાલેવંતનું ખુન તેણે એકલાએજ કીધું છે અને પ્હેલો આરોપી તે મરહુમ બાઇના ભરથાર સરદાર તાલેવંત બિલકુલ બેગુ-નાહ છે એવું તે ખુલ્લેખુલ્લું લખી ગયો છે."

ઉપલી ચોંકાવનારી હકીકત સાંભલતાં વાર કોરટમાં જમા થયલાં લોકો અજાયબીથી ફાટી જતા ડોળાથી નામદાર વડા મેજીસ્ત્રેટનો ચ્હેરો ટીકી-ટીકીને જોતા બેઠા.

"યોર વરશીપ," બેરીસ્ટર સાહેબે પોતાનું ભાષણ આગળ ચલાવ્યું, "એક માલેતોજાર પારસી બાનુના કમકમાવનારા ખુનના ગમખાર બનાવ બાદ આ મુકરદમાએ એક બિલકુલ નધારેલો ઝોંક ખાધો છે. ખરો ખુની ગુનાહનો એકરાર અને આપઘાત કરી પોતાના ઘટતા ફેજે પ્હોંચી ગયો છે અને——"

"સરદાર નસરવાનજી તાલેવંત સામેના આરોપ માટે તમારે શું કરવું છે?" નામદાર કોરટે સવાલ પુછયો.

"સાહેબ, એ એક ઘણોજ દલગીરીભરેલો અને કમનસીબ બનાવ છે. મરહુમ બાઇની લાશ તાલેવંત હાઉસના કમ્પાઉન્ડમાંથી મલી આવી હતી. પોલીસને મળેલી ચોક્કસ ખબરને આધારે અને આજુબાજુના સંજોગોની ગણત્રી રાખી પોલીસે નેક નિષ્ટાથી સરદાર નસરવાનજીને પકડયા હતા. ખુદ સરદાર સાહેબે તે વેળા તેમજ પકડાયા પછી પણ પોતાને માથે લટકતા આરોપ માટે ખુલ્લેખુલ્લો ઇન્કાર યા કાંઇપણ સિધ્ધો યા આડકત્રો ખુલાસો કીધો નહોતો. પોલીસના શકને તેથી વ્યાજબી રીતે પુષ્ટિ મલી. ત્યાર પછી વધુ બાતમી મલતાં બીજા મરહુમ શખ્સને પરહેજ કરવામાં આવ્યા. મર-નાર કેપટન નાદર દાદાચાનજીએ કીધેલા આપઘાત અને ખુલ્લા એકરાર પછી પોલીસ કમીશનરની મરજી મુજબ પુરાવાની ગેરહાજરીને લીધે સરદાર સાહેબ સામેનો મુકરદમો ખેંચી લેવા તમો નામદારની હું પરવાનગી માંગું છું."

અદાલતમાં બેઠેલા પારસીઓ માટે આ એક બીજો નવો ધડાકો હતો! આ બધા ઉપરાસાપરી બનેલા બનાવોથી સર્વે જણાઓ તાઅજ્જુબીથી દંગ

થતાં ચાલ્યાં. બેઇજ્જતીના કશા પણ કલંક વિના સરદાર નસરવાનજી તાલેવંતને નામદાર કોરટ તરફથી માનભરેલી રીતે છોડી મેલવામાં આવવાનું જાહેર થતાંને વાર અદાલતમાં હાજર રહેલાં સર્વે માટીડા બૈરાંઓની ખુશાલીનો પાર રહયો નહીં. ખસુસ કરીને ખોરશેદ અને હોમી આગલ દબાઈ ચંપાઇને કયારની બેઠેલી કુમીની આંખોમાંથી તો આંસુ વરસવા લાગ્યાં જે જોઈ હોમી પણ લજવાઈ ગયો. ખરો ખુની તેના ઘટતા ફેજે આખરે પ્હોંચી ગયો હતો અને બેગુનાહ નિર્દોષને તેને ભોગવેલી તમામ હયરાની પરેશાની છતાં આખરે રાસ્ત ઇન્સાફ મલ્યો હતો તે સારૂ કુમી જેવી એક હિમ્મતવાન સાચ્ચાં જીગરની છોકરીના હૃદયની છુપી ખરી ખુશાલીનાં તે આંસુઓ હતાં !

કેપટન નાદર દાદાચાનજીની સહી સાથનો નીચલો એકરાર જાહેર થતાં ખુનની ખરી હકીકત રોશનીમાં આવવા પામીઃ—

> "મારી સાથ લાવેલાં એક ઝેરી "ઇનજેકશન"થી આપઘાત કરી મારી કંગાલ જીંદગીનો હું છેડો લાવું છું. મરહુમ દીનબાઇ તાલેવંતનું ખુન મેં એકલાએજ જાણીબુજીને કીધું છે. મરનારના ભરથાર સરદાર નસરવાનજી તો બિલકુલ બેગુનાહ છે. એ કરપીણ કામમાં એવણના જરા પણ હાથ નથી.
>
> મરહુમ દીનબાઈ સાથ પ્યારમાં પડી હું દિવાનો જેવો બની ગયો હતો. એજ છોકરી સાથ પરણવા ખાતર મેં મારી જીંદગીની ઘણી ઘણી અમુલ્ય ચીજોના ભોગ આપ્યા છે. આખરે એ બાઇએ મને દગો દીધો એટલુંજ નહીં પણ પોતે એજ સરદાર સાથ પરણી ગઇ છતાં મહિનાઓ અને વર્ષો સુધી મને ખરી બાબતથી અંધારામાંજ રાખ્યો. એક બેવફા સંગદિલ ઓરતને તેના ઘટતા ફેજે પ્હોચાડવીજ જોઇએ એવો ઝનુની ઠરાવ પાક ખુદાવંદના કસમ ખાઇ મેં કરી દીધો અને એ મરહુમ બાઇના વરના બંગલાના કમ્પાઉન્ડના પાછલા ભાગમાંજ એ બાઇ સાથ હાથે કરીને મેલાપ કરી એક ખંજર વડે એ પાપી ઓરતને મેં ઠાર મારી નાંખી. પલવારની ધાસ્તી ખાઇ જઇ તે ટરકીશ ખંજર

મેં નજદીકના કુવામાં ફેંકી દીધું. મેં કીધેલા ગુનાહનો સાચ્ચો એકરાર લખી કહાડી હવે મારા હાથેજ મારી કમનસીબ કંગાલ જીંદગાનીનો હું અંત લાવું છું.

લી૦ **કમતાલેનો નાદર દાદાચાનજી.”**

પ્યારમાં પડી દિવાનાની હદે પહોંચેલા એક ઝનુની શખ્સનાં ફુટેલાં કરમની તે એક કમનસીબ કહાણી હતી. તેની નાપાયદાર જીંદગાનીના પાગલપણાનો તે એક ખચ્ચિત્તજ નધારેલો અંત હતો. કેટલાક ફિલસુફોએ મહોબતને એક જાતના ઘેલાપણાનું નામ આપ્યું છે તે કાંઇ ખોટું છે?

દહાડાઓ અને દહાડાઓ થયાં ઘરે ઘર એકસરખી રીતે ચરવાયા કીધેલા એક ઘણાજ કરૂણારસિક બનાવપર આ રીતે સેવટનો નધારેલો પડદો પડી ગયો.



## પ્રકરણ ૫૩ મું.



### નાક કટા તો કટા મગર ઘી તો ચટા?

ચાંદનબાઇનું વીલ! આ વિચિત્ર દસ્તાવેજે બધાં સગાંવ્હાલાંઓને અજાયબીથી ધમધમાવી મેલ્યાં, અરે! આ બધું ઉપરાસાપરી શું બની ગયું? પોતાની વરસગાંઠ ધામધુમથી ઉજવવાની મકસદથી ડોસાંએ બધાં દુર નજદીકના ખેશીઓને બ્હોંસ હોંશ કરી પોતાના બગલામાં સાથે રહેવા નોંતરયાં હતાં. ઘરડાંની મહેરબાની જીતી લેવાની મતલબથી કેટલાંક હલકાં હજામડાં-ઓ તરેહવાર ઢોંગ ધતુરા કરતાં રહયાં. પણ આખરે કોણ જીત્યું અને કોણ હારયું? અંતે ધર્મો જય!

ડોસી ચકરમ હતી—ભેજાંની ઘસેલી ચકડોળ હતી! આ બધું બોલનારાં સગાંવ્હાલાંઓ પેલું વીલ જેમજેમ વંચાતુ ગયું તેમ અજાયબીથી ફાટી જઇ એકેકનું કોહુ ભોંપવા મંડી ગયાં હતાં. વીલ ખલાસ થતાં કેટલાંકોનો દમ રૂંધાઇજ ગયો હતો. બહેસ્તનશીન ઠાવકા ઠરેલ ચાંદનબાઇના

હાથની એક ઝીણી આંગલીમાં જેટલી અક્કલ હુસ્યારી અને સંગીન સમજદારી હતી તેટલી બુદ્ધિ આ માલેતોજાર બાઇના કેટલાંક કહેવાતાં અકકલમંદ સગાંઓના આખ્ખાં શરીરમાં નહોતી. ચાંદનબાઇના દાખલાપરથી રકમ રકમના નાદાન–કાચ્ચા–ઉછાંછલા–જુવાન જીવોને ખચ્ચિત્તજ ઘણું ઘણું શીખવાનું છે. ઘરડાંખોખાં એટલે રદબાતલ અને મિજાજના આકરાં એટલે ભુડાં—એમ સમજવામાં આજકાલના ઇચ્ચિમજી જુવાનો કેટલી બધી ભુલ કરે છે! આ સડકણા સંસારમાં વસ્તા ઇન્સાનો જો "પગ જોઇને પાંથરણું કરતાં" હોય તો પછી તેઓ માટે આખરે પસ્તાવાનો દહાડો આવેજ કયાંથી? કહેતી મશહુર છે કે "વારેલાં નહીં વળે તેટલાં હારેલાં વળે!" હાથે કયારનો ચેબો દઇ ગંભીર ગમગીન ચ્હેરે ખુણામાં બેઠેલા પેલા આપણા ફ્લુબાપર જરા નજર તો કરો?

દહાડાઓ ગબડતા ગયા તેમ બધાંની નજર ફ્લી તરફ એકસરખી ખેંચાવા લાગી. કેટલાંક સગાંઓ તો એમજ માની બેઠાં હતાં કે આ હમ્મેશના નફ્કરા ઉતાવળ્યા ફ્લીને તમામ વારસો મળેલો ન હોવાથી તે કાંઇ હીલ્લાં બ્હાણા કહાડી વીલ માટે ફરયાદ ઉઠાવી જરને કોરટમાં ઘસડશે! પણ ચાંદનબાઈ ગુજરી ગયા પછી આ ફ્લુબાનો અવતાર એકદમ બદલાઈજ ગયો હતો. કોઈપણ પાસ જરા બેસીને કશી વાતચીત કરવા તેને ગમતું નહોતું. લપલપતી જીભલી ધરાવનાર આ છોકરાએ પોતાની જબાન જાણે સીવીજ નાંખી હતી. તેને કાંઇપણ બહાને કશી વાતચીત કરાવવાની કોશિષ કરતાં પેલાં જીલુબાઇને વારંવાર નિરાશાજ મલી હતી. આ ફ્લીને શું થઇ ગયું હતું?

સમી સાંજનો સમો હતો. સાંજની શિતલ લ્હેકીમાં જર બહાર બગીચામાં બાજતપર ગુંઠતી એકલી બેઠી હતી.

"માફ કરજો, જર બેન," તેની આગલ દોડી જઈ બેસતાં ફ્લી બોલ્યો, "મારે તમારી માફ માંગી લેવીછ."

"કાંય, શું છે, ભઇજી?" ગુંઠવાનું જરા બાજુએ મેલી દઈ જરે ગભરાઈ જઈ જેમ તેમ પુછી લીધું.

"મેં તમુને વારંવાર ઘણુંજ સતાવ્યાંછ," ધીમા ગડગડ અવાજે ફ્લી પાછો બોલ્યો, "તમારી સાથ મેં ઘણી ઘણી નાલાયક બેઅદબ ચાલ ચલાવીછ તેના સારૂ—તે મારા પાપી ગુનાહ સારૂ—હવે આજે હું ખરાં જીગરથી તોજેશ કરૂંછ. બોલો-બોલો-બેન જર, તમે મને માફ કરશો કે નહિં ?"

યા પરવર ! આ શો ચમત્કાર—કેવો ફેરફાર ? તાઅજ્જુબીથી જર પોતાની બેઠકપર જરા હીલી ઉઠી. નાંખપર માખ નહિં બેસવા દેનારા ભેજાં ફાટેલ આ છોકરાને એમ એકાએક શું થઈ ગયું હતું ?

"હું-હું-સ્હેલાઇથી સમજી શકુંછ, જર બેન," કાંઇ આજીજીરૂપે ફ્લી પાછો બોલ્યો, "મારી ખાત્રીજ છે કે મારા કંઇપિણ બોલવાપર તમુને વિશ્વાસ આવવાનોજ નથી. પણ ખુદાને હાજર નાજર જાણી હું કસમપર કહુંછ કે મારી તમામ ભુલો સારૂ હું તોબાહ કરૂંછ ને તમારી માફીનો તલબગાર બન્યોછ."

"હોય—ભાઈ ફ્રામરોજ," દયાથી દાઝી ઉઠી જર ધીમા અવાજે બોલી, "ભુલ તો બધાં કરે. બીચારાં ચાંદનફુઈ ગુજરી ગીયાં ને હવે બધું ભુલી જવાનું."

"નહીં-નહીં-જહાં સુધી તમે મને માફ કરશો નહીં તાંહ સુધી હું કેથેબી ઠર પડી શકશ નહીં. હુ તો આવતી કાલે બહારગામ ઉપડી જાઉંછ"

"આવતી કાલે તમે ચાલી જાઓછ ? કહાં ? એમ ચાલી જવાનું કંઇ કારણ ?"

"આય ઘેરપર આય મકાનની કોઇબી ચીજપર હવે મારો કશોજ હક પ્હોંચતો નથી" ફ્લી બોલી ઉઠયો.

"પણ ફ્લી, તમે એમ કાંય માની લઓછ ?" બાજતપરથી ઉઠી જતાં જર બોલી, "પૈસાટકા હમ્મેશાં કોઇના ટકયા નથી ને ટકશેબી નહીં. ચાંદનફુઇ બધો વારસો મને આપી ગીયાં તેથી હું કંઇ બધાં સગાંવ્હાલાંઓને ઘેરની બહાર હાંકી કહાડવા માંગતીજ નથી."

ખુદા તમુને સુખી ને તંદરૂસ્ત રાખે, જર," ફ્લી બોલ્યો, "બધી ગઈ ગુજરી ધ્યાનમાં લેતાં આય ઘેરમાં હવે મને રહેવા ગમતુંજ નથી. પેલી

આપરી સગી ફ્રેનીથી હવે હું દુરજ રહેવા માંગુંછ ને ચાંદનકાકીની મરજીને માન આપી હું તો કાલને કાલ શેંહગાહી ઉપડી જાઉંછ; પણ આ મકાન છોડી જવા આગમચ ફકત એકજ ચીજ હું જાણવા માંગુંછ કે મારી તમામ ભુલો સારૂં તમે—મને માફ કીધું કે?"—વાકય ખતમ કરતાં ફલીની આંખોમાં પાણી આવી ગયાં જે જોઇ જરના ગાલપર પણ એક ગરમ આંસુ ખરી પડયું. માતબર હીરામાણેક ખાનદાનનો આ ફલી આખરે પોતાની તમામ ભુલ જોઇ લઇ ઠેકાણે આવી ગયો હતો.

"જહાં વસો તાંહ સુખી સુખ્યારા રહેજો, ભાઇ ફલી," તેનો બરડો પસવારતાં મીઠી માયાળુ જર બોલી, "મારાં અંતઃકરણના ઉંડાણથી હું તમુને માફી બક્ષુંછ."

"બસ-બસ-મને એટલુંજ જોઇતું'તું." જરનો હાથ હીલવતાં તે બોલ્યો, "ઉપડવા આગમચ સાચ્ચાં જીગરથી હું દુવા દઉંછ કે પરવરદેગાર તમુને જીંદગીના છેડા તક હસ્તાં—રમતાં અને તંદરૂસ્ત રાખે."

ફલી ગયો અને જરના કાને કાંઈ અવાજ સંભલાયો. ચોંકી ઉઠી જરે પાછળ પીઠ ફેરવી જોયું તો પછવાડેની ઝાડીમાંથી એકાએક બહાર આવી ઉભેલી ફ્રેની જર તરફ ડોળા કકડાવી સિતાબીથી બંગલા તરફ દોડી ગઇ. પલવાર ડઘાયલી સુની સાવજ બની જઈ જર બાજતપર ચપ દેતી પાછી બેસી ગઇ.

ફલી તો સિધ્ધો રાહ પર આવી ગયો હતો પણ આ મિજાજના ખોરયાં ફ્રેનીના ભેજાંમાં પડેલી તરેલ હજી કયાં સંધાઇ હતી? ચાંદનકાકીએ તેને સાવ રખડાવી મારી હતી. આખ્ખો વારસો મેળવવાની એકપુરી આશામાં એ લુચ્ચી ફરેબી છોકરીએ તરેહવાર ઉલગબરડી અજમાવી દીધી હતી પણ આખરે તેણી ફાવી નહીં. અરે! પૈસાના પૈસા ગયા તે તો રહ્યું પણ તેની થોડી ઘણી પણ બાકી રહી ગએલી આબરૂમાં હવે મસ મોટું ગાબરૂં પડી ગયું હતું. તમામ સગાં વ્હાલાંઓની નજરે આ છોકરી હવે તેના ખરાં રંગરૂપમાં જાહેર થઈ ચુકી હતી; અને તો પણ અજબ! બિલકુલ નફફત અને સખ્ખત હૈયાંવાલી આ બેશરમ છોકરી હજી પણ ઠસ્સા અને રૂબાબમાંજ અહીંથી તહીં

દપકયા કરતી હતી. તેણી અચ્છી રવેશે જાણુતી હતી કે જરની મહેરબાની વગર ચાંદન–કાઝાના એકાદ ખુણામાં પણ રહેવાનો આ બેહયા છોકરીને કશો હક્ક નહોતો; અને તે છતાં પણ "બાપ લાખ ચાલીસના અને વ્યાજમાં ડુબેલાં" તેમ પોતાની હમ્મેશની રીત મુજબ આસમાનસે ડોળા ચહડાવી બધાં સાથ છીટાંછબીતરાં શોધતી આ છોકરી કોઇની પણ દરકાર રાખ્યા વિના મન ફાવે તેમ અહીંથી તહીં ફરયા કરતી હતી.

પોતાના પિત્રાઈ ફલીએ એક વેળા તેને એક દિવાનાના ઝનુનથી ચાહી હતી. હવે તેજ ફલી આજે દહાડાઓ થયાં તેના તરફ ઝાંખીને જોતો વટીક નહોતો! ફલી જો સુધરી જાય તો ચાંદનકાકીના વારસામાંથી તેને ખાસ્સી અરધા લાખની દોલત મલનાર હતી. ચાંદનકાકીની છેલ્લી ઇચ્છા અનુસાર ફલી હવે એકાએક શેંહગાહી ઉપડી જતો હતો! આ બધા ખ્યાલો આવતાં આ ગણત્રીબાજ છોકરીનું ભેજુ તરેહવાર તરંગોમાં ભમવા માંડયું. વારસામાંથી રખડી ગયલી આ છોકરીને હવે કિયું સગું મદદ દેનાર હતું? અરે? એવી કશી મદદ માટે તેણી હાથ પણ કયાં લંબાવનાર હતી જે? છટ! છટ! "નાક કટા તો કટા મગર ઘી તો ચટા?" ફ્રેનીને તેવી હલકી ખુશામદની પૈસાને ખાતર—નીચી નમવાની—ભલ પરવાહ હતી! પણ ફલીનું શું? હાલતુરત તો ફ્રેનીના બધા ખ્યાલો બસ ફલીમાંજ ભરાઈ રહયા હતા. અરધા લાખની દોલત! યા ખુદા! પચાસ હઝાર રૂપ્યાનો નવાલો શું શું કરી શકે—અરે—શું શું નહીં કરી શકે!

"ફલી–ફલી? આજે મુદ્દત થયાં તારી ફ્રેની તરફ તુ એક ઉડતી નજરબી ફેંકતો નથી?" બગીચાના એક ખુણામાં ઉભેલા ફલી આગલ દોડી જઈ ફ્રેનીએ કહ્યું, "મને છોડીને તુ શેંહગાહી ચાલી જાયછ તે પછી મારૂં શું?"

"તારૂં શું? તેનો જવાબ હું શું આપું? તારૂં તું જાણે?" ફલીએ તિરસ્કારથી પીઠ ફેરવી દીધી.

"ફલી, ફલી! બધા આગલા દિવસ ભુલી ગીયો?" તેના મ્હોડાં સામે પાછી આવીને ઉભી રહેતાં ફ્રેનીએ પુછયું, "હવે મનેબી ભુલી જવા માંગેછ?"

"નહીં ! નહીં ! કોઈ ચીજ હું ભુલી ગયો નથી," ધિક્કારની એક કાતીલ ડરામણી નજરે જોતાં ફ્લીએ જવાબ વાળ્યો, "તુંને ? તુંને મારાથી કેમ ભુલાય ? અરે ! તારી બધી નેકનામી તો મારી દલદર જીંદગીના છેડા તલક મને યાદ રાખવી પડશે."

"ચાંદનકાકી વારસામાં મને એક પૈબી આપી નહી ગીયાં ને હું રખડી ગઈ તેથી હવે તું મને તરછોડી દેછ ? જો ચાંદનકાકીનો મબલખ વારસો બધો મને મલ્યો હોતે તો આજે તું મને એમ છોડી જતે કે ?"

"હા—હા—હજાર વખત," જમીનપર પગ અફાળી ફ્લીએ કહયું, "જો તેમ થતે તો વીલ વંચાઈ રહયા પછી તાબડતોબ આય મકાનમાંથી હું હંમેશનો ચાલી જતે. હું ભીખારી થતે પણ તમારી માયા મહેરબાનીથી અલગજ રહેતે."

"થેંક યુ, બહુજ ઉપકાર," ફ્રેની બોલી, "મુવાં હીરામાણેક ખાનદાનમાંજ એવું બધું છે. તારે ખાતર ચોરી કીધી—અરે—તારેજ ખાતર હું આખરે રખડી ગઈ ને તારેજ ખાતર મેં—"

"બસ—બંધ કરી દયો તમારી બધી લબ્ભાંસ," ત્યાંથી ચાલી જતાં ફ્લી બોલ્યો, "તમારી સાથે હવે મને કંઇ કામજ નથી ખુદા કોઇનેબી તમારૂં કામ નહી પાડે. જો હજી બી સુખી થવું હોય તો પેલી બિચારી નીર્દોષ ગરીબ જરની આગલ તમામ ભુલોની માફ માંગજો."

ફ્લી ગુસ્સામાં ચાલી ગયો.

"અહીં કેઈ બલારતને જે," તેના જવા બાદ ફ્રેની ચાલતાં ચાલતાં બોલી, 'એ મુઈ ગામડેની ગંધીલી ભીલડીએજ મારૂં બધું નખ્ખોદ વાલ્યું."

———:o:———

## પ્રકરણ ૫૪ મું.

———:o:———

## દિલથી બેદિલ.

નધારેલી અચાનક આફતના સકંજામાં સીંકડાયલા એક કંગાલ કમનસીબ શખ્સની સ્થિતી કેવી દલદર દયાજનક હોય છે. મુફલેસ યા માત-

બર—રંક યા રાય—ફકીર યા અમીર—હરએક જણુ માટે નસીબી—કમ-નસીબી એક સરખી સરજાયલી રહે છે. ધનના ઢગલાથી જો ખુદરતનો કહેર યા ઓચિંતી મુસિબત દુર થઈ શકતી હતે તો મબલખ દોલતમાં મહાલતા માતબરો ખુદરતપર ગમે તેમ કાબુ ધરાવી શકતે! બાપુ, ચિત્ર વિચિત્ર ખુદ-રતના ગુપ્ત ભેદો કોઇપણુ આદમી સહેલથી સમજી શકતું નથીજ.

નાના નિર્દોષ પ્યારાં બચ્ચાંઓ અને વ્હાલા ભરથારને વિના કારણે તજી ગયલી મહોરદાર—પેલી દીના વકીલ—વર્ષો બાદ પાછી પોતાના વરનો આશરો શોધતી દોડી ગઇ હતી. નસલીએ તેને હડધુત કીધી. ધણીધણ્યાણી વચ્ચે જબરો મીનાકેસો ચાલુ હતો તે સઘળાં નોકરોને પણુ રોશન હતું. દીનાનું ખુન થયું અને નસલી પરહેજ થયો. યા ખુદા! દહેશત અને અજાયબીના સામટા આવેશમાં નસલીને પોતાની સ્થિતીનું ખરૂં ભાન રહ્યું નહીં. ખરો ખુની આખરે પકડાયો. પોતાના કરપીણુ ગુનાહનો એકરાર કરી પેલા નાદર દાદાચાનજીએ પોતાની ખિલતી જુવાન જીંદગીનો અકાળ અંત લાવી દીધો અને આખરે નસલી પોતાની આબરૂપર કશા પણુ કલંક વિના માન ઇજ્જ-તથી છુટી ગયો.

ખુનના આરોપથી નસલી છુટી ગયો પણુ પેલા નાદર દાદાચાનજી અને પોતાની મહોરદાર વચ્ચેના પાપી સંબંધની વાત જાહેર થઇ ગઈ. મુક-દમો ખલાસ થયા પછી પણુ ઘરેઘર પારસી કુટુંબોમાં દહાડાઓ અને દહા-ડાઓ સુધી એજ ચકચાર ચાલુ રહી. નીચ નીંદાખોરો અને પરવારતા પલી-દોને કાંઇ પુછવું પડે? કેટલીક જુઠ્ઠી વાતો પણુ જાહેરમાં બોલાવા લાગી. નસલીના કાને તરેહવાર ભણુકારા સંભલાવા માંડયા. આબરૂ ઇજ્જતથી પોતાનું ખાઇપીને પોતાના ઘરમાં રહેતા આ કાંકેલ નસલીનું દિલ બધી મુજાહેમતથી ભાંગીને ભુકો થવા માંડયું. નજીસ નીંદાને કોણુ અટકાવી શકે?

"દીકરા નસલી, એમ કેટલા દહારા ઘેરમાં ભરઈ રહેશે." ધનાપુઇ તેને પટાવતાં મનાવતાં બોલ્યાં, "એમ તો દુશ્મનની તબિયત હાલહવાલ થતી ચાલી. બે દહારા ખરકી જઈ ખોરશેદ છોકરાઓને મલી આવ કે તારો જીવબી વેરાય."

"હવે જીવ વેરાવાનું બાકી શું રહ્યુંછ જે, મારાં ધનાફઈ." એક ધીમો છુપો શ્વાસ ખેંચતાં નસલીએ જવાબ આપ્યો, "જુદે જુદે મ્હોંનેથી રોજ રોજ તરેહવાર વાતો સાંભલતાં હવે તો જીવવાનુંબીઅકારૂં લાગેછ. પણ તમે કહોછ તે વાજબી છે, ધનાફઈ. મારી તબિઅત સારૂ મને પોતાને ધાસ્તી લાગેછ. મારો વિચાર થોરો વખત કેથે બહારગામ ચાલી જવા આગમચ તમો કહોછ તેમ બે દહારા હું ખડકી જઈ આવું."

નસલીના બચ્ચાંઓને પોતાની પ્યારી પનાહ હેઠળ રાખી પોતાની માના ત્યાં રહેલી ખોરશેદને કોણ જાણે શું થઇ ગયું હતું? નસરવાનજી બાઇજ્જત છુટી ગયા હતા તેની ખુશાલીથી ફાટી જવાને બદલે આ છોકરી તો આજે દહાડાઓ થયાં ગમગીન અને મ્હોંડેની મુંગી બની ગઇ હતી! તેથી તો તેની બેનો પણ ભારી અંદેશામાં પડી ગઈ. એક વેળા હસ્તી રમતી અને તરેહવાર ટોળટપ્પા ચલાવતી આ છોકરી કાંઇ ઉંડા વિચારમાં અહીંથી તહીં ફર્યા કરતી તો થોડા વખતમાં પોતાના ઓરડામાં ચાલી જઇ કલાકો સુધી અંદર ગોંધાઈ રહેતી હતી, પણ સબર! આજે સહવારે અગ્યાર વાગે મલેલા તાકીદના તાર મુજબ નસલી સાંજના મેલમાં ખડકી આવનાર હતો જેથી ખોરશેદ જરા વધુ વિચારમાં પડી ગઈ. તેની બેનોએ જોઈ લીધુ કે ખોરશેદના ચ્હેરાપર કાંઇ નધારેલો લાલાશ દેખાતો હતો. પોતાની સાથે આવવાની કોઇને કશી પણ બ્હોંસ કીધા વિના ખોરશેદ મેલના વખતે ખડકી સ્ટેશનપર જવા તૈયાર થઈ.

"તમે કેટલા મહિના બહારગામ રહેશો, નસરવાનજી?" બીજે દીને સહવારે પીલુસ ધભાને બગીચામાં રમાડતાં બેઠેલા નસલી આગલ દોડી જઇ ખોરશેદે પુછી લીધું.

"પાંચ છ મહિના, ખોરશેદ." નસલીએ એક સ્થિર નજર નાંખતાં કહ્યું. "બચ્ચાંઓ સારૂ જરા તુંને બધું કહી દઉ."

અચાનક રીકરની મારેલી ખોરશેદ નજદીકના બાજતપર બેસી ગઇ.

"બ્હેસ્તી દીનુના સારૂ મુંબઇમાં રોજ રોજ તરેહવાર ગામગપાટા સાંભ-લતાં સાંભલતાં મારૂં ભેજુંબી બગડવા માંડયું," નસલી પાસે બેસી જઈ

હળવે હળવે બોલ્યો, "આપરા પારસીઓથી તોબાહ કીધી."

"લોકના બોલવાની દરકાર શાની કરવાની, નસરવાનજી," ખોરશેદે તેના તરફ જોઇને કહયું, "જગના મ્હોંને કંઈ તારૂં છે ?"

નસલી થોડોવાર મુંગોમંતર બેઠો. ઘણું ઘણું તે બોલવા ચાહતો હતો મગર તે પોતાની જબાન હીલવી શકયોજ નહીં.

"ખોરશેદ, ખોરશેદ ?" અફસોસનો એક આહ સમાવતાં તે બોલ્યો, "મારીપર આવી પડેલી મહાન મુસિબતના વખતે તારી હિમ્મત ને તારી સબુરીપર મેં તો મજબુત મદાર બાંધ્યોતો. તારી દિલસોજીથી મને બહુજ રાહત મલેલી."

"એમ શું બોલોછ ?" ખોરશેદ ચીચવાઇ પડી, "હું તો કંઇજ બજાવી શકી નહીં."

"નહીં—નહીં—તારી ભુલ છે," તે જોરથી બોલી ઉઠયો, "મારા જેવા એક કમબખત શખસ સારૂ બીજાં લોકે તરેહવાર ધારી લીધેલું પણ મારામાં–મારી સચ્ચાઇમાં–હું બેગુનાહ ઉતો–તેમ તું પ્હેલ્લેથીજ માનતી'તી."

"અક્કલના દુશ્મનોએજ તમુને ગુનાહગાર ધારયા હોસે," ખોરશેદ જરા જુસ્સાથી બોલી, "પણ હવે તે ગઇગુજરો યાદ કરવાની કંઈ જરૂર છે ?"

"હા–હા–હું બધું ભુલી જવશ, ખોરશેદ. પણ મારી અગાધ આફત વખતે તારી મિઠ્ઠી દિલસોજી મારી બાકી રહેલી કંગાલ જીંદગીના સેવટ સુધી મને યાદ આવ્યા કરશે."

ખોરશેદ કશો પણ જવાબ વાળી શકી નહીં. આ લાગણીવાળી છોકરીના ગાલોપર ખરી પડતાં આંસુઓ તેનો એકજ અચુક જવાબ હતો. નસલીને પુરેપુરો જવાબ મલી ચુકયો હતો. લોકો તરેહવાર બોલે—નીચ નીંદાખોરો રકમ રકમની નાલેસી બરપા કરે—પણ નસલીની ગમગીનીમાં ખરી લાગણીથી હમશરીક થઈ તેની બાજુમાં સાચ્ચાં દિલથી મદદ કરનાર એક લાગણીવાલી છોકરી જીવતી જાગતી હતી તે તેના સારૂ કાંઇ નાનો જેવો સધ્યારો નહોતો.

ખડકીમાં ત્રણ દહાડા કયાં ગબડી ગયા તેનું ભાન નસલીને રહયું

નહીં. આજે નસલી પાછો ચાલી જનાર હતો. ખોરશેદે સહવારના પહોરમાં ઉઠી બટલર પાસ "છોટા હાજરી"ની પરિપુર્ણ ગોઠવણ કરાવી રાખી હતી. આંખની કીકી જેવાં વ્હાલાં પોતાના બે પ્યારાં બચ્ચાંઓને ભેટતાં અને ખોરશેદનો હાથ હાથમાં મજબુત ધરી વિદાય થતાં નસલીની આંખો આંસુ-ઓથી ભીંગાઇ ગઈ હતી તે તો સર્વે જણાઓએ સાફ સાફ જોઈ લીધું. વિદાય થતી ગાડીને જોવા જ્યારે સર્વે જણાઓ પોરચમાં થોભ્યાં ત્યારે ખોરશેદ તો ત્યાંથી જલ્દીથી ચાલી જઈ પોતાના ઓરડામાં બીછાનાપર માથું દાબી ધસાધસ રડવા લાગી!

# પ્રકરણ ૫૫ મું.

---

## સાહેબજી-

ભલા વાંચકઃ—

વાર્તાને વધુ લંબાવવાની હવે જરૂર નથી. કમીની કલમથી દોરાયલાં મારાં મિસ્કીન કલ્પનાના લાડકાં પાત્રોને મારી સાથ અહીંથી તહીં ધકેલા ખાતાં ખાતાં હવે જરા થાક લાગે છે. તે લોકને આશાયશની જરૂર છે. તેના કરતાં વધુ આરામની તો મારી કલમને જરૂર છે.

પાપી ગુનાહગાર ખ્યાલોની અને ઉંચી અકકલની દીનુના ખુન પછી સાત વર્ષનો ગાળો પાણીના રેલા મિસાલ વહી ગયો. હારજીતના એક સેવટના ભયાનક દાવમાં તે કંગાલ ઓરતે જીવલેણ પાસા ફેંકયા હતા પણ **બારને બદલે પોબાર** પરિણામ મલ્યું. બાર નહીં પણ ખચિત્તજ પોબાર!

વીટેલાં આ સાત વષમાં તો ઘણા ઘણા જાણવાજોગ બનાવો બની ગયા જેની ટુંક તપાસ લઇશું.

હિન્દુસ્તાનના જુદા જુદા શેહેરોમાં ફરી હરી સરદાર નસરવાનજી તાલે-વંત વરસે મુંબઈ પાછા ફરયા. એ મુદ્દત દરમ્યાન આ ભલા શેઠયાએ ખોર-શેદ સાથ નિયમિત પત્રવ્હેવાર જારી રાખ્યો અને તે પત્રવ્હેવારે કાંઈ જુદુંજ રૂપ ધારણ કીધું. દુન્યામાં બનતું આવ્યું છે તે મુજબ થોડા વખત પછી

સરદાર સાહેબ પોતાની માનીતી ખોરશેદ સાથ હમ્મેશના જોડાઈ ગયા! તાલેવંત-હાઉસના બગીચામાં પોલુસ તેમજ ધભાંને પોતાના નાના બે સાવકાં ભાઇબેન સાથ આજે ગેલ કરતાં જોઈ ઘરડાં ધનાફુઇનો હરખ સમાયો જતો નથી. ભલી ખોરશેદે આજની ઘડી સુધી આ ચારે બચ્ચાંઓમાં કશો પણ તફાવત રાખ્યો નથી.

અસીલ મામામામી સાથ રાંદેરમાં ગરીબાઇમાં ઉછરેલી ઉધરેલી ગુણવંત છોકરી જર આજે લખ્ખોની દોલતની ધણ્યાણી થઇ છે છતાં તેણી પોતાના આગલા દિવસો સ્હેજ પણ ભુલી ગઇ નથી. બેટી બાપ પેલો શરમાળ રતન બ્હાડગો ભલે કાજે રાંદેર ગયો! રાંદેર જાવો યા રતલામ—પણ નસીબ કોઇને છોડતું નથી. રૂપવંત તેટલીજ ગુણ-વંત છોકરીને મેલવી મારો બ્હાલો તે "જબરો ખાટી ગયો." છે. બ્હેસ્ત-નશીન ચાંદનબાઇના તમામ ગરીબ સગાંવ્હાલાંઓને જરે તેમજ રતને પોતાની સાથ "ચાંદન-કાઝા"માંજ રાખ્યાં છે. નજદીકના તેમજ દુરના તમામ ખેશીઓ આ નેક ધણી ધણ્યાણીની આજે એકકે અવાજે તારીફ ગાય છે. ચોમેરની સ્તુતિના ભણકારા સાંભલતાં સાંભલતાં ગરોથમાન બ્હેસ્તમાં સદાની શાંતિમાં સુતેલાં મરહુમ ચાંદનબાઇના અશો રૂહને કેવી ખુશનુદી પ્રાપ્ત થતી હશે! સાત વર્ષમાં તો "જીભરૂં" રતન ચાર બચ્ચાંઓનો મગરૂર બાપ બની બેઠો છે. ચાંદન-કાઝાના વિશાળ બગીચામાં બચ્ચાંઓ સાથ લાડ કરતાં કરતાં હીરજીમામા અને એવણુની વ્હાલી "ખટાં"ને હરખનું હડખું વારંવાર ઉભરી નીકલે છે.

હોમી અને કુમી પરણ્યા વિના શું કરવા બાકી રહી જાય? હોમી કુમીને કેટલાં બચ્ચાં થયાં તે તો મને ખબર નથી; પણ પોતાની મહોરદાર કુમી રખેને "ડિટેકટીવ" ખાતાંમાં જોડાઇ જાય તેનો આ અધિપતીરાયને વારંવાર ધરકો પડે છે! પેલો પ્રખ્યાત ચીમનલાલ દેશાઈ હોમી કુમીને મલવા જ્યારે પણ ઉતરી પડે છે ત્યારે ખીજાલતના મારેલા હોમીનો ચ્હેરો જરા જોવાજોગ થઈ પડે છે.

પણ સબર ? ક્યાં ગયો—નિર્મળ સરલ હૈયાંવાલો મારો બિરાદર લવજી ક્યાં ભરાઈ બેઠો છે ? મેહરાં લવજી હજી સુધી વાંઝયાંજ રહી ગયાં છે તે સારૂ ઘરડાં વીલરમાસીને રાંદેરમાં જબરી ચટપટ થયા કરે છે. બિચારાં બુઢ્ઢાં વીલરમાસીને પરવરદેગાર સલામત રાખે. તે આ ડોસાંએ રાંદેરમાં તરેહવાર "માનતાઓ માની"—પીસરનાથ મહાદેવના પેટપર તેલ પણ રેડાવ્યું—પણ નહીં તે નહીજ ! લવજીબા તો જેવાના તેવાજ રહી ગયા !! મરહુમ કાકાની દોલતની બરકતથી લવજી હવે પોતાની મિઠ્ઠી મહોરદાર સાથ સુખ્યારી ખુશાલ જીંદગી ગુજારે છે તોપણ તેનો ધ્રુજરો, બ્હીકણ સ્વભાવ હજી જેવા ને તેવોજ રહી ગયો છે. એક દિવસે કોલાબાના પહોળા પોખાળ રસ્તા-પર પોતાની મોટરકાર "રીવરસ" કરવા જતાં લવજીબાએ પોતાની આખ્ખી ગાડી કોઇના બંગલાના બગીચાના કુડાઓપર ચહડાવી દીધી. ખાસ્સાં અરધા ડજન કુડાંઓની પાયદસ્ત ફ્રી વળેલી જોઈ તે બંગલાના માલીએ લવજીબાને પાણીથી પાતલો કરી નાંખ્યો. જેના જવાબમાં લવજીબાએ ધુવડ મિસાલ તે માલીનું કોથું ભોંપ્યા કીધું. આખરે મેહરાંએજ માલીના હાથમાં પાનપાવલો સેરવી દઈ શયતાન ડાભો કીધો ! આજે લગભગ સાત વર્ષ થયાં છતાં લવજીબા કામ-ચલાઉ લાઇસન્સપરજ મોટર હંકારે છે !!! પોતાના જેવાજ એકાદ દિલાવર બ્હાદુર છોકરાને લવજી પોતાનો ધનપુત બનાવવા માંગે છે. જો કોઇની મરજી થાય તો મને પુછાવજો કારણ કે હું પોતે તો અત્યાર આગમચ એક શ્રીમંત ધણી ધણ્યાણીનો ધનપુત તેમજ મનપુત થઈ ચુકયો છું. નાખી દેતાં ખાસ્સાં પાંચ છ ડજન જાતજાતની બુટની જોડીઓ મલવાનો દરેક સંભવ છે !

ફ્લી ખરેઅર સુધરી ગયો. પોતાના મરહુમ ભલાં બાઈની સેવટની મરજીને માન આપી રૂસ્તમબા સોલીસીટર ફ્લીને પોતાની સાથ શેંહગાહી લઈ જઇ ધંધામાં ઠરીઠામ પાડી આવ્યા. ફ્લીના મરહુમ પીદરના ભાગ્યાએ ફ્લીને પોતાનાં બચ્ચાં મિસાલ ગણી ધંધાધાપામાં દરેક રીતે આગલ વધારી ભાગ્યો બનાવ્યો. ફ્લી આજે ત્રણથી ચાર લાખ રૂપ્યાનો માલેક બન્યો છે. જરના સંખ્યાબંધ કાગલો છતાં ફ્લી મુંબઈ પાછો ફરવા સાફ ના પાડે

છે. પોતાની પિત્રાઇ ફ્રેનીને તે ઝાંખીને પણ યાદ કરતા નથી—યાદ કરવા માંગતો પણ નથી. ફલી હજી કુંવારોજ રહી ગયો છે. નહિંજી, નાહકની તસ્દી લેશો નહિંજ; કારણ કે ફલી હવે બિલકુલ બદલાઇ ગયો છે. બૈરાંઓથી તે સો કોષ દુરનો દુરજ રહે છે.

પેલી ફ્રેનીનું શું ? યા ખુદા ! મુંબઇની બધી ગંધાતી ગટરો સુધરી ગઇ પણ આ નખરાંબાજ વંત્રી હજી જેવી ને તેવીજ રહી ગઈ છે. જરને લાખ ભલાઇ ! આ માયાળુ જરે હજી સુધી તેને ચાંદન–કાઝામાંજ રાખી છે અને તેનો પૈએ પૈ ખરચ આ અસરાફ જોડું ઉપાડી લે છે. છતાં પણ આ નગુણી નિર્લજ છોકરી જરના ગુણ ગાવાને બદલે તેની સાથ—અરે બધાં સગાંવ્હાલાંઓ સાથ—રૂબાબ અને મિજાસથીજ વર્તે છે. ઉંચ ખમીર ધરાવતી અસીલ નેકજાત જર મુંગે મ્હોંડે બધું ચલાવ્યા કરે છે! ફલી સાથ પાછી દોસ્તી કરવા માટે ફ્રેનીએ તેનાપર સંખ્યાબંધ ખાનગી કાગલો લખ્યાં—તેને પટાવી મનાવી લેવા સારૂ અનીખના તારા તોડયા—પણ મકકમ મનના તે છોકરા તરફથી ફ્રેનીને આજના દીન સુધી એક પણ જવાબ મલ્યો નથી. બન્ને જણને એક કરવા સારૂ ભલી જરની પણ તમામ કોશિષ નિષ્ફળ નીવડી છે. મનમાં તરેહવાર હવાઈ કિલ્લાઓ બાંધતી ફ્રેની ભપકાબંધ ઠઠેરો કરી વીલીંગડન કલબમાં ડાન્સ કરવા વારવાર ઉતરી પડે છે; પણ ઓ, કમનસીબી ! તેના મોંઘાદાટ પોશાક તરફ—અરે, કપાલપર ગોઠવાયલા તેના નકશીદાર બાલ તરફ કોઈ કુવારાં યા પરણેલાં ઝાંખીને જોતાં પણ નથી ! મારીપર નજર પડતાં આ છોકરી ચિલ્લો ચહડાવી દઈ મને ડોળા ઘુરકવા મંડી જાય છે ત્યારે મને તો હુ દઇને હસવું આવી જાય છે!! ફ્રેનીનો પણ શું કસુર ? હીરામાનેક ખાનદાનની આ નામીચી નબીરીને મારી નાકેસ કલમે કાંઇ થોડી ઝંઝેરી નથી ! લાંબે વખતે ફલી ધંધા અર્થે લાચારીએ થોડા દહાડા મુંબઇ આવ્યો પણ ચાંદન–કાઝામાં ઉતરયો નહીં. જરને તે મલવા આવ્યો છતાં ફ્રેનીનું નામ વટીક દીધું નહીં. તે છોકરીની હસ્તી વટીક તે ભૂલી ગયો.

મુંબઈમાં ફલીની અચાનક આમદનો લાભ લઈ લેવા મને એક વિચિત્ર

ખ્યાલ આવ્યો. આ મારી વાર્તાના તમામ મુખ્ય પાત્રો સાથ બેસી એક યાદગાર ફોટો પડાવવાની સુચના મેં બધા સનમુખ રજુ કીધી. સઘળાંઓ એકકે અવાજે કબુલ થયાં પણ બાઇ સાહેબ ફ્રેનીબાઈ શરૂઆતમાં જરા ઉંચે ઉપારેના થઈ પડયાં. આવતી કાલેજ હું બધાંને લઇ ફોટો પડાવવા જનાર હતો એમ સાંભલતાંવાર ફ્રેનીએ પોતાની મેલેજ મારાપર ચિઠ્ઠી લખી કહેવરાવી દીધું કે ફોટોમાં બધા સાથ બેસવા સારૂ તેવણને કશોજ વાંધો નહોતો! મારાં લાડકાં પાત્રોને ભેગાં કરી ફોટો પડાવવા મેં ગોઠવી દીધાં અને આ મારી વાર્તા પુરી કરવાની ખુશાલીભરી યાદીમાં તેઓના ચરણે હું—તમારો સેવક પોતે બેસી ગયો!

## ખલાસ.

વ્હાલાં વાંચનાર—આ મારી કમીની કોશિષને હાર પડેલી જોતાં સંતોષનો એક ઉંડો દમ ભરી તારી હજુર વાંકો વળી નમન કરૂં છું.

ગરીબડા "હયરત"ની નાકેસ કલમપર તારી જે માયા મહેરબાની છે તે સદા કાયમ રાખજે. "મગોલની સુઝે વાણ્યો મરે" તેમ મારા વડીલ લેખક અને દિલસોજ મિત્ર બાઇ પીજામના પગલે ચાલી વાર્તાનવેશીમાં એક અખતરો અજમાવવાની મને પણ લાલચ થઇ આવી. તેના પરિણામમાં ત્રણ જુદી જુદી ઇંગ્રેજી વાર્તાઓના વળાં ધ્યાનમાં રાખી—પારસી સંસારનું એક ચિત્ર રજુ કરવાની મેં પેરવી કીધી. જરાપણ સરાહગાત વિના લખું છું કે એ નવી અજમાયશે મારાં ભેજાંનું દહી કરી મેલ્યું છે. "બાર–કે પોબાર?"ને પુરી કરવા આગમચ સાહિત્યના ક્ષેત્રમાંથી રખેને હું પોબારા માપી જાવું તેનો મને જબરો ધરકો પડયો હતો પણ અંતે મુસ્કેલ આશાન! આ મારી નાદાન કોશિષમાં હું કેટલો ફાવ્યો છું તેનું તોલ કરવાનું તમો ભલા વાંચકોની મુનસરીપરજ છોડું છું.

**સાહેબજી**,—તમારી માયા મેહેરબાની હશે તો ભવિષ્યમાં જલ્દીથી પાછાં મલશું.

લી૦ દુવાગો સેવક,
**"હયરત."**



મારાં લાડકાં પાત્રોના ચરણે હું તમારો સેવક પોતે બેસી ગયો.

( પાનું ૨૯૨ મું.)

